# પ્રગટ પુસ્તકનો લાભ લેનાર

## મહાનુભાવો

| પુસ્તક | લાભ લેનાર |
|---|---|
| ૧૦૦૦ | શ્રી સિકંદ્રાબાદ ગુજરાતી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના જ્ઞાનખાતામાંથી |
| ૧૦૦ | શ્રી નંદલાલભાઈ તારાચંદ વોરા મુંબઈ |
| ૧૦૦ | શ્રી ભાનુભાઈ કે. ભણસાણી મુંબઈ |
| ૧૦૦ | શ્રી જય જીનેન્દ્ર હ. શ્રી જસવંતલાલ મગનલાલ વોરા |
| ૧૦૦ | શ્રી જસવંતલાલ શાંતીલાલ શાહ માટુંગા, મુબંઈ. |
| ૫૦ | શ્રી ચંદ્રકાંતભાઈ રતીલાલ બેંકર સિકંદ્રાબાદ |
| ૨૫ | શ્રી હરખચંદભાઇ છેડા. વાલ્કેશ્વર |
| ૨૫ | શ્રીસુશ્રાવક તરફથી |
| ૫૦૦ | કચ્છના સંઘ તરફથી |
| ૨૦૦ | શ્રી સવીતાબેન મહેતા મદ્રાસ |
| ૨૦૦ | શ્રી નવનીતભાઈ પટેલ પાર્શ્વનાથ કોર્પોરેશન અમદાવાદ |
| ૧૦૦ | શ્રી બળદેવભાઈ ડોસાભાઈ પટેલ અમદાવાદ |
| ૫૦ | શ્રી ધીરજલાલ વૃજલાલ શાહ અમદાવાદ |
| ૧૦૦ | પૂ. સા. સર્વોદયાશ્રીજી મ. સા. ની પ્રેરણાથી શ્રી મણીબેન કાંતીલાલ ઝવેરી પાલનપુરવાળા |
| ૩૫૦ | શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વર સંસ્કૃતિ કેન્દ્ર |



# श्री कुंथुनाथ भगवान

# श्री कुंथुनाथ जैन मंदिर

## सिकन्द्राबाद

# આનંદપૂર્વક અનુમોદના

"શ્રી સિકંદ્રાબાદ કુંથુનાથ જૈન સંઘ" પૂ. પા. ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ. સા. ના અનંત ઉપકારથી વિકસિત થયેલ આ સઘ છે. પૂ. ગુરુદેવની કૃપા સતત્ આ સંઘ ઉપર વર્ષી છે.

પૂ. ગુરુદેવે ત્રણ ચાતુર્માસ દ્વારા સિકંદ્રાબાદ કુંથુનાથ જૈન સંઘના ધર્મકાર્યનું નિર્માણ કર્યું છે. પૂ. આચાર્ય ભગવંત **રાજયશસૂરીશ્વરજી મ. સા.** ની પ્રવચનોની અખંડ ધારાએ જિન માર્ગના પરમ રહસ્યો આ સંઘને પ્રાપ્ત થયા છે. પૂ. સાધ્વીવર્યા **સર્વોદયાશ્રીજી મ. સા.** તથા તેમના વિશાળ સાધ્વી સમુદાયે આ સંઘની ઉગતી દશામાં શ્રાવિકાઓને જૈન આચાર સંહિતાનો પથ દર્શાવ્યો છે. તે શ્રી સિકંદ્રાબાદ ગુજરાતી જૈન શ્વે. મૂ. સંઘે ગુરુભક્ત શ્રી રાજેન્દ્રભાઇ દલાલની પ્રેરણાથી શ્રી સંઘના જ્ઞાન ખાતામાંથી **શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકાની** ૧૦૦૦ નકલના પ્રકાશનનો લાભ લીધો છે. અમો સંસ્કૃતિ કેન્દ્રના ટ્રસ્ટીગણો ભાવપૂર્ણ અનુમોદના કરીએ છીએ. દેવ-ગુરુ પ્રત્યેની સહજ ભક્તિ યુક્ત આ શ્રી સંઘની સદા અભિવૃદ્ધિ થાય તેમ શાસનદેવને પ્રાર્થના કરીએ છીએ.

## અનુમોદના

## ગુણાનુરાગની-શાસનભાવની....

પ્રભુના શાસનમાં ગુણી આત્માઓ છે. ગુણાનુરાગી આત્માઓ છે. મારા-તારા પરિચય-અપરિચય ગૌણ બને છે. સદા સ્મૃતિમાં રહે છે-શાસનભાવ-શાસન રાગ-શાસન પ્રેમ. શાસન ભાવમાં નિષ્પક્ષપાત દૃષ્ટિ પેદા થાય છે. મુંબઈ વાલકેશ્વરમાં નિવાસ કરતાં વયોવૃદ્ધ સુશ્રાવક નંદલાલ તારાચંદ વોરા ખરેખર પ્રભુના શાસનના રાગી, આગમ સૂત્રના અનુરાગી સુશ્રાવક છે. વર્ષો પહેલાં **શ્રી દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા** પ્રગટ થઇ અને તેમના હાથમાં આવી વાંચી-વંચાવી અનેક વ્યકિતને પ્રેરક બનાવ્યા. બાદમાં **શ્રી દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકા** તેમની પ્રેરણા દ્વારા અનેક ભાવિકો દ્વારા પ્રગટ થઈ અને આજે **શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા** પણ સતત તેમની માંગણી અને લાગણીના કારણે પ્રગટ થઈ છે. તેમના દ્વારા પ્રકાશનમાં લાભ લેનાર મહાનુભાવોની યાદી સાથે સહર્ષ અનુમોદના કરીએ છીએ-માધ્યસ્થ સ્વભાવી ગુરુભકત શ્રી બળદેવભાઈ ડોસાભાઈ પટેલની, શ્રી નવનીતભાઈ પટેલ તેમજ શાસન અનુરાગી જયંતિભાઈ સંઘવીની.

# પ્રગટ પુસ્તકનો લાભ લેનાર

## મહાનુભાવો

| પુસ્તક | લાભ લેનાર |
|---|---|
| ૧૦૦૦ | શ્રી સિકંદ્રાબાદ ગુજરાતી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના જ્ઞાનખાતામાંથી |
| ૧૦૦ | શ્રી નંદલાલભાઈ તારાચંદ વોરા મુંબઈ |
| ૧૦૦ | શ્રી ભાનુભાઈ કે. ભણસાણી મુંબઈ |
| ૧૦૦ | શ્રી જય જીનેન્દ્ર હ. શ્રી જસવંતલાલ મગનલાલ વોરા |
| ૧૦૦ | શ્રી જસવંતલાલ શાંતીલાલ શાહ માટુંગા, મુબંઈ. |
| ૫૦ | શ્રી ચંદ્રકાંતભાઈ રતીલાલ બેંકર સિકંદ્રાબાદ |
| ૨૫ | શ્રી હરખચંદભાઇ છેડા. વાલ્કેશ્વર |
| ૨૫ | શ્રીસુશ્રાવક તરફથી |
| ૫૦૦ | કચ્છના સંઘ તરફથી |
| ૨૦૦ | શ્રી સવીતાબેન મહેતા મદ્રાસ |
| ૨૦૦ | શ્રી નવનીતભાઈ પટેલ પાર્શ્વનાથ કોર્પોરેશન અમદાવાદ |
| ૧૦૦ | શ્રી બળદેવભાઈ ડોસાભાઈ પટેલ અમદાવાદ |
| ૫૦ | શ્રી ધીરજલાલ વૃજલાલ શાહ અમદાવાદ |
| ૧૦૦ | પૂ. સા. સર્વોદયાશ્રીજી મ. સા. ની પ્રેરણાથી શ્રી મણીબેન કાંતીલાલ ઝવેરી પાલનપુરવાળા |
| ૩૫૦ | શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વર સંસ્કૃતિ કેન્દ્ર |



श्री कुंथुनाथ भगवान

# श्री कुंथुनाथ जैन मंदिर

## सिकन्द्राबाद

## અનંત ઉપકારી પૂ. પા. દાદાગુરુદેવ



આપના સાંનિધ્યમાં શ્રમણજીવનનો શૈશવકાળ
વ્યતીત થયો....શાસ્ત્ર શ્રવણ....વાંચન...ચિંતન....
મનનની દિશા આપે ખોલી....શ્રી આચારાંગ સૂત્ર
ચિંતનિકા પ્રકાશન સમયે...પુનઃ પુનઃ એક જ
આશીર્વાદની ઝંખના સમણી-સુમણી બનાવો.

આપની પુત્રી વાચંયમા

અનંત ઉપકારી વાત્સલ્યવારિધિ પૂ. ગુરુદેવ....



આપના શુભાશિષથી આપની શુભનિશ્રામાં

આલેખાયેલ શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા

આપના દિવ્ય કરકમલોમાં...આપનું આપને....

આપની શિષ્યા વાચંયમા...

# પ્રાસ્તાવિકમ્

લેખક
શ્રી લબ્ધિવિક્રમ ગુરુકૃપા પ્રાપ્ત
પૂ. આ. દેવરાજયશ સૂ. મ. સા.

વીતરાગપદની પ્રાપ્તિ બાદ જ સર્વજ્ઞતા—કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્યારે સર્વજ્ઞતા પ્રાપ્ત થાય ત્યારે જ જગતના પદાર્થનું સંપૂર્ણ જ્ઞાન થાય છે. જ્યાં સુધી સર્વજ્ઞતા પ્રાપ્ત ન થાય ત્યાં સુધીનું જ્ઞાન ભલે સમ્યગ્ જ્ઞાન હોય છતાં પણ તે જ્ઞાન સંપૂર્ણ જ્ઞાન નથી હોતું. આ સિદ્ધાંતને વાગોળતા સમજાય છે કે **સર્વજ્ઞતા મેળવવા માટે કેળવવા જેવી વીતરાગીતા જ છે.**

શાસ્ત્રોમાં ચર્ચા કરી છે કે વીતરાગીતા પ્રાપ્ત થયા વગર સર્વજ્ઞતા પ્રાપ્ત થતી નથી અને વીતરાગીતા પ્રાપ્ત થાય તો સર્વજ્ઞતા અવશ્ય પ્રાપ્ત થાય જ છે તો પછી શા માટે મોહનીય કર્મને જ્ઞાનનું—કેવલજ્ઞાનનું આવારક કર્મ ન માનવું ?

શાસ્ત્રકારોએ જવાબ આપ્યો છે....કે મોહનીય કર્મનું કાર્ય માત્ર મોહ પેદા કરવાનું હોવાથી તેને મોહનીય કર્મ જ કહેવાશે. પણ...જ્યાં સુધી મોહ નહીં હટે ત્યાં સુધી કેવલજ્ઞાનાવરણીય કર્મ નહીં જ હટે. આ વાત નિર્વિવાદ છે. આમ મોહનીય કર્મ ભલે કેવલજ્ઞાનનું આવારક ન હોય પણ મોહ તો કેવલજ્ઞાનનો આવારક છે જ. આ વાત નિઃસંશય છે.

આવબળવાન પ્રબળ મોહનું ભેદન કેવી રીતે કરવું ? એ પ્રશ્ન છે. વીતરાગી દશાને કેવી રીતે પ્રગટ કરવી એ મોક્ષાભિલાષુકની મુંઝવણ છે. પણ તેનો સાદો સીધો રસ્તો એક જ છે કે....

**'વીતરાગી દશાનો જીવનમાં અભ્યાસ કરો.'** આવા અભ્યાસ માટે અગાધ શ્રુતજ્ઞાનની જરૂર છે જ. શ્રુતજ્ઞાનમાં શિરોમણી છે '**અંગસૂત્રો.**' પ્રભુ મહાવીર સ્વામીના ઉપદેશને ગણધર ભગવંતોએ સૂત્રરૂપે ગુંથ્યા છે. તે છે દ્વાદશાંગી....બાર અંગો. આ દ્વાદશાંગી એ આપણી વીતરાગીદશાની સાધનાનો મૂળ આધાર છે. માટે જ સકળ સાધુજીવન માટે, સંપૂર્ણ સાધક જીવન માટે આ દ્વાદશાંગીનું જ્ઞાન અનિવાર્ય છે- જે મહાત્માઓ આ જ્ઞાનને પામ્યા છે તેઓ ધન્ય છે. વર્તમાન કાળમાં તો બાર અંગોમાંથી એક અંગનો વિચ્છેદ થતાં માત્ર અગીયાર જ અંગ રહ્યા છે અને તેમાંય તે અંગોના વિસ્તાર અંગે જે ઉલ્લેખો મળે છે તે કરતાં ઘણું ઓછું પ્રમાણ ઉપલબ્ધ થાય છે. છતાંય આગમ વાણી એ આગમવાણી જ છે. વીતરાગી દશાને પ્રાપ્ત કરાવવા માટે અત્યારે પ્રાપ્ત થતાં આગમો પણ સમર્થ છે. તેમાં ઉલ્લેખાયેલા આચારોનું પાલન અવશ્ય વીતરાગી દશાને બક્ષે છે.

પણ....આ આગમ જ્ઞાનનું વિવિધ અપેક્ષાઓથી ચિંતન કરી તેના અર્થને પામીને તેનું મનન કરવું જરૂરી છે. લેખિકા સાધ્વીવર્યા વાચંયમાશ્રીજીએ ચિંતન–મનનની દિશામાં એક સરસ પરિપાટીનો પ્રારંભ તીર્થપ્રભાવક પૂ. પાદ ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ. સા. ની શુભ નિશ્રામાં જ કરેલ છે. તેમની આવા પ્રકારની બે ચિંતનિકાઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે જેના નામ છે.... "**શ્રી દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા**" તથા "**શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકા.**"

હવે તેઓએ પોતાની ચિંતનયાત્રા ચલાવી છે પ્રથમ-અંગસૂત્ર "**શ્રી આચારાંગ સૂત્ર**" પર.

શ્રી આચારાંગ સૂત્ર જેવા અંગસૂત્ર પર ચિંતન કરવું અને તેમાંથી વીતરાગીદશાને ચોક્કસ ખેંચી લાવે તેવી વિરાગીતાની વાતોને સાધકના હૈયામાં સ્થાપિત કરવી તે સહેલું કામ નથી. પૂ. ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મહારાજ સાહેબ કહેતા કે શ્રી દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકાના પ્રકરણો મેં વાંચ્યા છે. તેમાં સુંદર ભાવોની ભવ્ય દુનિયા ખડી કરી દે તેવું તેનું સુંદર આલેખન છે. આગમના સૂત્રો પર જ્યારે ચિંતન થાય છે ત્યારે તે સૂત્ર એક અનોખો રસથાળ બની જાય છે. આવા રસાસ્વાદની અંદર વિભોર બનેલો આત્મા પોકારી ઉઠે છે... હે પ્રભુ ! અલ્પજ્ઞ આત્માઓ પણ આ વિષય પર આવા ચિંતન પ્રવાહો રેલાવી શકે છે. તો વિશેષજ્ઞ આત્માઓ આગમના અર્થ સમુદ્રમાં મગ્ન થઇ જાય તેમાં આશ્ચર્ય શું ? આ જગતમાં ભવ્યજીવો તરીકે કોઈનું દીર્ઘમાં દીર્ઘ આયુષ્ય કહેવાતું હોય તો સર્વાર્થસિદ્ધ વિમાનમાં રહેલા અનુત્તર દેવોનું છે અને તે આત્માઓ આવા શાસ્ત્રના ચિંતનમાં જ પોતાનો સમય પસાર કરે છે. જો શાસ્ત્રચિંતન તેત્રીસ સાગરોપમ જેવા દીર્ઘકાળને પણ ઝડપભેર પસાર કરી શકે તેમ હોય તો શાસ્ત્ર અને શાસ્ત્રચિંતન માટે આપણી વર્તમાન જીવનની–સાધુપણાંની જીંદગી કેટલી ? અલ્પ છે ? આ નાની જીંદગીમાં પણ આવુ ચિંતન કરવાનો અભ્યાસ ચાલુ રહે તો જીંદગી એ સુખની લ્હાણી બની જાય છે અને અનંત અર્થના ખજાના જેવા શ્રુતજ્ઞાન પર એક–અતિશાયી શ્રદ્ધા પેદા થાય છે.

આવા ચિંતન બીજો સહુ સાધકોના ચિત્તતંત્ર પણ અનંત ચૈતન્યને ઝળકાવે એ જ ભાવના છે.

લેખિકાએ આવા ચિંતન બીજો મારા નિરીક્ષણ પ્રમાણે નિર્મૂળ રીતે વિકસાવેલા નથી પણ....ચૂર્ણિ–ટીકા–ભાષ્ય કે નિર્યુક્તિ ગ્રંથના આધાર પ્રમાણે વિકસાવેલા છે. આથી આ ચિંતનિકા વીતરાગી દશાના માર્ગદર્શનની સાથે શ્રુતવિસ્તાર પણ છે.

સાધુ–સાધ્વીજી વર્ગમાં આગળની બંનેય ચિંતનિકાએ જે રસ જગાડયો હતો તેથી મને હતું કે આ દિશામાં હવે ઘણા ઘણા સાધુ–સાધ્વીજીઓ ચિંતન પ્રવાહ ફેલાવશે. પણ.... મને હજુ એ દિશામાં ખાસ પ્રગતિ થયેલી જણાઈ નથી.

આશા છે કે આ **"આચારાંગ સૂત્ર ચિંતનિકા"** હજી પણ ઘણાને ચિંતનની દિશામાં પ્રેરિકા બને. લેખિકાને પૂ. દાદા ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી મ. સા.** તથા પૂ. ગુરુદેવ **વિક્રમસૂરીશ્વરજી મ. સા.** ના શુભાશિષ મળ્યા છે. જે શ્રુત વાંચના અને શ્રવણની પ્રાપ્તિ થઈ છે તે જોતાં આ ચિંતનિકાની એક હારમાળા તૈયાર કરવામાં તેઓને અવશ્ય સફળતા મળશે.

અને અંતે પ્રભુ પાસે એજ પ્રાર્થના કે લેખક–ચિંતક, વિચારક સહુ વીતરાગ દશાને પામી અનાદિ અનંત કાળથી ચાલતા કલેશ પ્રવાહનો અંત લાવે અને સમર્થ જિનશાસનનો સમર્થ નાદ "જૈનં જયતિ શાસનમ્" જગતમાં સિદ્ધિ પામે.

આચાર્ય રાજયશસૂરિ

| | |
|---|---|
| શ્રી ઝવેરચંદ પ્રતાપચંદ | વિ. સં. ૨૦૪૪ |
| સુપાર્શ્વનાથ જૈન ઉપાશ્રય. | ભા. વ. ૧૩ |
| ૧૦૧ ઈન્દ્રભવન. | તા. ૮–૧૦–૮૮ |
| વાલકેશ્વર રોડ. | |
| મુંબઇ–૪૦૦૦૦૬ | |

## કંઈક વાત....

શ્રી સિદ્ધાચલ ગિરિરાજની શીતલ છાયા હતી. જગતના કોઇ ખારા મીઠાં અનુભવો હજુ સ્પર્શ્યા ન હતા. એવી બાલ્યાવસ્થામાં પૂ. દાદા ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી મ. સા.** ના શુભાશિષથી અનંત ઉપકારી પૂ. ગુરુદેવ **વિક્રમસૂરીશ્વરજી મ. સા.** ની પુનિત કૃપાએ પૂ. તારક સાધ્વી **સુવ્રતાશ્રીજી મ. સા.** ની નિશ્રામાં વડીલ ભગિની પૂ. **રત્નચૂલાશ્રી મ. સા.** સાથે વિ. સં. ૨૦૦૬ માં પ્રવ્રજ્યા થઈ. ક્યાં પૂ. રત્નચૂલાશ્રી મ.નો સ્વાધ્યાય પ્રેમ અને જ્ઞાનરૂચિ અને ક્યાં મારી કુતુહલ વૃત્તિ અને નાદાનિયત !!!

પણ ધન્ય ભાગ્ય મારા ચાતુર્માસ ઉતરે, ઝઘડીયા તીર્થમાં આવ્યા. પૂ. દાદા ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી મ. સા.** સપરિવાર મહારાષ્ટ્રમાંથી ગુજરાતમાં પધારી રહ્યા હતા. સાધુ જીવનમાં પ્રથમવાર જ તારકશ્રીના દર્શન કરવાના હતા. મનમાં એકજ પ્રશ્ન થતો હતો પૂજ્યશ્રી પ્રથમ પ્રશ્ન શું પૂછશે ? તેઓશ્રી પ્રશ્ન પૂછશે તો શું જવાબ આપીશ ? પૂજ્યશ્રીની તેજ:કિરણુ વિસ્તારતી એક દિવ્ય પ્રતિભા આંખ સામે ખડી થતી મનોમન અનેક વાર્તાલાપ થઈ જતો. કોઇકવાર એ કલ્પના સૃષ્ટિમાં ભાવ વિભોર બની પૂછી લેતી પૂજ્ય ગુરુદેવેશ ! વાચંયશામાંથી મને વાચંયમા તરીકે કેમ સંબોધી ? આપ મને વાચંયમા બનાવશોને ? આમ.... સત્ય સાકાર બન્યું. નેત્રંગથી વિહાર કરી પૂજ્યશ્રી ઝઘડીયા પધાર્યા. અમારૂં સાધ્વી મંડળ દર્શન કરી ધન્ય બન્યું. પૂજ્યશ્રીએ સૌ પ્રથમ પ્રશ્ન પૂછયો. સાધુ આચારને અનુરૂપ ગૌચરી-પાણી સુલભ મળે છે ને ? અમારા વડીલ ગુરુણીજીએ જવાબ આપ્યો. બાદમાં અમને બે બેનોને

પૂછ્યું....સંસ્કૃતમાં વાત કરશોને ? આંખો સજળ બની નીચી નમી ગઈ....પૂ. ગુરુદેવેશની મારા–અમારા માટેની ભાવના શું અને હું–અમે ક્યાં ? રૂદન ભરી આંખે કહ્યું. આપની શુભ-ભાવના સાકાર કરીશું. **ક્ષમસ્વ એ અપરાધં**... જ્ઞાનાભ્યાસની લગન લાગી પણ મનમાં થયું પૂજ્યશ્રીએ ગૌચરી માટે કેમ પ્રશ્ન કર્યો....દિવસો વીતતાં વર્ષો વીત્યા....દશકો વીત્યા બાદ સમજાયું... પૂજ્યશ્રીએ ગૌચરી માટે પ્રશ્ન પૂછી સમસ્ત સાધુ જીવનની આચાર સંહિતા અંગે ઈંગિત કર્યું. સાધ્વાચાર મુજબ જ્યાં હોય ત્યાં જ નિવાસ થાય... સાધ્વાચાર સૂક્ષ્મતાથી સમ-જવાની ભાવના જાગી. વિ.સં. ૨૦૦૯માં સિદ્ધાચલ ચાતુર્માસમાં પૂજ્યશ્રીએ શ્રી ઉત્તરાધ્યયન, આચારાંગના યોગોદ્વહન કરાવ્યા. વર્ષો વીતતાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર કંઠસ્થ થયું. હવે શ્રી આચારાંગ સૂત્રનો ક્રમ આવ્યો. વિ.સં. ૨૦૧૪ માં પૂ. પા. દાદા ગુરુદેવે શ્રી આચારાંગ સૂત્રનો પ્રારંભ કરાવ્યો. પૂ. ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ. સા. અભ્યાસ પૂર્ણ કરાવ્યો. વિ. સં. ૨૦૨૦ માં અહમદનગર ચાતુર્માસમાં શ્રી આચારાંગ સૂત્રની વાંચના આપી. શ્રી આચારાંગ સૂત્ર ઉપર ચિંતનના દ્વાર ખોલ્યા.

પૂજ્યશ્રીની અનુપમ કૃપાએ...પૂ. ગુરુબંધુની પ્રેરણાએ .. અમારા પૂ. મોટા મ. સા. ના યોગક્ષેમે, પૂ. વડીલ ભગિનીના સહકારે, લઘુભગિનીના આનંદે, અમારા સાધ્વી મંડળના પુણ્યે શ્રી પુડલતીર્થમાં જાપ સાથે શ્રી દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા પૂ. ગુરુદેવના સંયમ પર્યાયના ૫૦ માં વર્ષ નિમિત્તે આલેખાઈ. કુલ્પાકતીર્થમાં પ્રભુ માણિક્યસ્વામીની આરાધના સાથે શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકા આલેખાઈ. પૂ. ગુરુદેવે શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકાની કાચી પ્રેસ કોપી વાંચતાં જ આજ્ઞા કરી હવે શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા લેખન પ્રારંભ કરો. ગુર્વાજ્ઞા અલંઘનીયા, પણ હું પ્રમાદી...અનિયમિત વર્ષો

વીત્યા. પૂ. ગુરુદેવની આજ્ઞાથી ઈડરથી ૭ સાધ્વીજી સાથે ભરૂચ તીર્થના કાર્ય અંગે ભરૂચ જવાનું નક્કી થયું. પૂ. ગુરુદેવ તથા પૂ. ગુરુબંધુ તેમજ અનેક હિતેચ્છુઓએ કહ્યું, "ભરૂચમાં શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા લખવાનું શરૂ કરજો."

પ્રભુ મુનિસુવ્રત સ્વામીના સાંનિધ્યમાં જાપ બાદ શ્રી આચારાંગ સૂત્રનું ચિંતન ચાલ્યું. જાણે લાગ્યું. પૂ. ગુરુદેવ મારા જેવી અબુધને સદ્બોધ આપી રહ્યા છે. અને ૧૫ દિવસમાં પૂ. ગુરુદેવના ૫૫ માં દીક્ષા વર્ષના આલંબને શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા આલેખાઈ. ચાણસ્મામાં પૂ. ગુરુદેવના ચરણમાં રજુ કરી. પૂ. ગુરુબંધુ **નવીનસૂરીશ્વરજી મ. સા.** પૂ. ગુર્વાજ્ઞાથી અમદાવાદ–શાંતિનગરમાં ખૂબ શ્રમ લઈ સંપાદન કરી આપ્યું.

પરમાત્મા મહાવીર સ્વામીના આગમ ઉપર ચિંતન કરવાની શક્તિ નહિ પણ ગુરુકૃપાના આલંબને એક નાનો શો પ્રયત્ન કર્યો. આ ચિંતનમાં જે ભૂલ–ત્રુટી અપરાધ હોય તે મારો છે. જે કંઈ પણ સારૂં શ્રેષ્ઠ હોય તે ગુરુકૃપાનું ફળ છે. જ્ઞાની હિતેચ્છુ મારી ભૂલો અંગે મને માર્ગદર્શન આપે. જિનાજ્ઞા એ જ આરાધ્ય છે, સાધ્ય છે, ગુર્વાજ્ઞા સદા અલંઘનીયા છે. સર્વજ્ઞ કથિત આચારો જ વિરાગી અને વીતરાગી બનાવે છે. વીતરાગી બનવાની ઝંખના છે. પણ કર્મ અને આત્માનો જંગ ચાલે છે. ક્યારેક કર્મ વિજયી બને છે–ક્યારેક ધર્મ વિજયી બને છે બસ....લેખનનું આ પુણ્યકાર્ય મારા આત્માના અનંત દોષ દૂર કરે–પૂજ્યોની કૃપા સદા મને પાવન કરે.

આ ચિંતનિકા પ્રકાશન સમયે દિલમાં એક દર્દ અવશ્ય છે. મારા પ્રમાદના કારણે પૂ. ગુરુદેવની પ્રકાશનની શુભ ભાવના પૂર્ણ ન કરી શકી. આલેખન બાદ પાંચ વર્ષે પ્રકાશન

થાય છે. પણ દેવલોકમાં રહેલ પૂ. ગુરુદેવ મને ક્ષમા કરે.... કૃપા વરસાવે....

આજે પૂ. શાંતમૂર્તિ આચાર્યદેવ **નવીનસૂરીશ્વરજી** **મ. સા.** ના શુભાશિષ, પૂ. આચાર્યદેવ **રાજયશસૂરીશ્વરજી** **મ. સા.** ના શુભ નિર્દેશ મુજબ ચિંતનિકાનું પ્રકાશન થઈ રહ્યું છે. આ શુભ પ્રસંગે શાસન–દેવને પ્રાર્થના કરૂં છું... આ મારા શિરછત્ર પૂ. સાધ્વી **સર્વોદયાશ્રીજી મ. સા.** નું સાનિધ્ય રહે. ભૂલી કેમ શકું. અમારા–જ્ઞાનપ્રિય વિનયી–વિવેકી સાધ્વી મંડળને....સૌજન્ય ભાવે યાદ કરૂં છું આ ચિંતનિકાની પ્રથમ કોપી કરનાર વિનયી સાધ્વી તીર્થયશાશ્રી તથા વિનયી સાધ્વી અર્હત્પદ્માશ્રી, પ્રજ્ઞપ્રિયશાશ્રી, અને દિવ્યયશાશ્રીને....

પ્રાંતે પુનઃ એક જ પ્રાર્થના ગુરુકૃપા સદા મારૂં મંગલ કરો. હું–તું–મારૂં–તારૂં બધું વિસ્મરણ થાય અને આત્મા પરમાત્મભાવમાં લીન બને એ જ શુભ આશીર્વાદની ઝંખનાએ વિરમું છું.

ગુરૂચરણરેણુ વાચંયમાના વંદન.

卐

## પ્રકાશકીય :

શ્રી લબ્ધિ–વિક્રમ–સૂરીશ્વર સંસ્કૃતિ કેન્દ્ર તરફથી પૂ. ગુરુદેવ **વિક્રમસૂરીશ્વરજી મ. સા.** ના શુભાશિષથી અનેક ગ્રંથ રત્નો બહાર પડયા છે.

પ્રસ્તુત "**શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા**" પાંચ વર્ષ પૂર્વે લખાઈ ચૂકી હતી. પણ અમારા કેન્દ્ર ઉપર અનેક વિધ જવાબદારી હતી. શ્રી તત્વાર્થસૂત્ર વિવેચન, પત્ર પાથેય, શ્રી ભક્તામર સ્તોત્ર સાર્થ, પાથેય કોઈનું શ્રેય સર્વનું, અભિનવ મહાભારત, સંતના પ૭, વિક્રમ ગુરુની અમર કહાની, વિક્રમ ભક્તિ સુધા, વિક્રમ રાજસુધા, શ્રી મુનિસુવ્રત જિન પંચ કલ્યાણક પૂજા વગેરે અનેક પુસ્તકો પ્રકાશન થયા.

આ મહાપ્રભાવિક ભક્તામર સ્તોત્ર ચિત્ર આલબમ પુસ્તક પ્રકાશનના જગતનું નવુ નજરાણું હશે તે પુસ્તક પ્રકાશનની ગતિવિધિ ચાલુ છે. તે વચ્ચે અનેક શાસન પ્રભાવનામાં રત પૂ. આચાર્યદેવ **રાજયશસૂરીશ્વરજી મ. સા.** સંસ્થા ઉપર ખૂબ ઉપકાર કરી પ્રસ્તાવના લખી આપી છે. તથા સંપાદન કાર્ય કરી આપ્યું છે. આ શુભ પ્રસંગે પૂ. ગુરુદેવ **વિક્રમસૂરીશ્વરજી મ. સા.** ના દિવ્ય ચરણ કમલમાં વંદન કરીએ છીએ તથા વર્તમાન પૂ. ગુરુદેવ **રાજયશસૂરીશ્વરજી મ. સા.** ને વિનયપૂર્વક વંદન કરીએ છીએ.

અમારી સંસ્થાને પ્રકાશન કાર્યમાં પૂ. સાધ્વી **સર્વોદયાશ્રીજી મ. સા.** ની પ્રેરણાથી ઉદાર દાનવીરોનો સહકાર મળ્યો તે કારણે જ અમે શ્રી **દશવૈકાલિક સૂત્ર ચિંતનિકા** બે આવૃત્તિ શ્રી **ઉત્તરાધ્યયન સૂત્ર ચિંતનિકા**

તથા અત્યારે શ્રી આચારાંગ સૂત્ર ચિંતનિકા પ્રગટ કરી શકીએ છીએ.

પ્રસ્તુત પ્રકાશનમાં શ્રી સિકન્દ્રાબાદ ગુજરાતી જૈન શ્વે. મૂ. સંઘ તથા શ્રી નંદલાલ તારાચંદ વોરાની પ્રેરણાએ અનેક સદ્‌ગૃહસ્થોએ લાભ લીધો છે. અમારી સંસ્થા આ શ્રુતપ્રેમીની હાર્દિક અનુમોદના કરે છે.

શ્રી " આચારાંગ સૂત્ર ચિંતનિકા " ચતુર્વિધ સંઘમાં આગમ જ્ઞાનાભ્યાસની પ્રેરક બને એ જ શુભાશા.

શ્રી લબ્ધિ વિક્રમ સંસ્કૃતિ કેન્દ્ર

મુખ્યમંત્રી

શ્રી રાજેન્દ્રભાઈ એ. દલાલ (સિકન્દ્રાબાદ)

પ્રકાશનમંત્રી

શ્રી દીનેશભાઈ એસ. શાહ (કોઈમ્બતુર)



# સંસ્થાકીય

**નામ :–** શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વરજી સંસ્કૃતિ કેન્દ્ર

**ઉદ્દેશ્ય :–** પુસ્તક પ્રકાશન–શિબિર–આયોજન–તેમજ સમ્યગ્ જ્ઞાન પ્રચાર.

**સ્થાપના :–** બિજાપુર આસો સુદ ૧૦ વિ. સં. ૨૦૩૩

**આશીર્વાદ દાતા :–** શાંતતપોમૂર્તિ પૂજ્ય આચાર્યદેવ **શ્રીમદ્ વિજય નવીનસૂરીશ્વરજી મ. સા.**

**પ્રેરક :–** પૂજ્ય વિદ્વાન મુનિરાજ શ્રી **રાજયશવિજયજી મ.સા હાલ. પૂ. આ. દેવ રાજયશસૂરીશ્વરજી મ. સા.**



**માનદ કાર્યકર :** શ્રી મહેન્દ્રકુમાર તુલસીદાસ કોન્ટ્રાકટર. પાલડી, અમદાવાદ–૭.

**સંસ્થાના પેટ્રનો :** (યાદી આગળના પૃષ્ઠ પર આપેલ છે.)

**સભ્યો :** અનેક વિશેષ દાતાઓ સહિત ભારતભરમાં આ સંસ્થાના ૪૭૫ લગભગ દાતા છે.


**સંપર્ક સ્થળ :** શ્રી રાજેન્દ્ર એ. દલાલ
૫૧, જવાહર કોલોની
પી. જી. રોડ
સિકંદ્રાબાદ (એ. પી.) નં. ૩.

# શ્રી લબ્ધિ–વિક્રમસૂરીશ્વરજી

## સંસ્કૃતિ કેન્દ્ર. અમદાવાદ–૧૩.

## સંસ્થાના દાનવીર પેટ્રનોની શુભ નામાવલિ

(૧) શ્રી. એસ. કપુરચંદ (હસ્તે શ્રીમાન ડુંગરમલજી) બેંગલોર
(૨) શ્રી ખીમચંદજી ,,
(૩) શ્રી મીશ્રીમલજી નવાજી (હ. લાલચંદજી) મદ્રાસ
(૪) શ્રીમતી જયાબેન કપુરચંદ સુતરીયા (હ. રમેશભાઈ) ,,
(૫) શ્રીમાન દુર્લભજીભાઇ રણછોડદાસ ટંકારાવાળા ,,
(૬) શ્રીમાન કાંતિલાલ જે. શેઠ ,,
(૭) શ્રીમાન શેઠશ્રી માણેકચંદજી અમરચંદજી બેતાલા ,,
(૮) શ્રીઢઢ્ઢા એન્ડ કું. (હ. મોહનચંદજી) ,,
(૯) શ્રી મંગલદાસજી ચૌધરી (હ. સૂરજમલજી) કલકત્તા
(૧૦) શ્રીમાન વછરાજજી મેઘરાજજી (કવરાડાવાળા) મદ્રાસ
(૧૧) શ્રી વિનોદકુમાર બાબુલાલ શાહ. (હ. સુંદરબેન) ,,
(૧૨) શ્રીમાન મિલાપચંદજી જેતમલજી જૈન (દિલ્હી)
(૧૩) શ્રીમાન રૂપચંદજી મરડીયા (હ. લતાબેન) મદ્રાસ

## સંસ્થાના અન્ય દાનવીરોની નામાવલિ

(૧) શ્રી બોમ્બે સ્ટીલ હાઉસ. મદ્રાસ.
(૨) શ્રી હીરાચંદ રતનચંદ નાહર. ,,
(૩) શ્રી જતનચંદજી ડાગા. ,,

(આ સિવાયના આ સંસ્થાના લગભગ ૪૫૦ સભ્યો છે.)

**અમારા આ દાતાઓને શતશઃ ધન્યવાદ !**

# અનુક્રમણિકા

પેજ નં.

卐



# "સુયં મે આઉસં તેણં ભગવયા એવમક્ખાયં"



પરમાત્મા મહાવીર સ્વામીએ દ્વાદશાંગી નિરૂપી તેમાં સૌથી પ્રથમ આગમસૂત્ર શ્રી આચારાંગ સૂત્રનું પ્રથમ સૂત્ર પ્રથમ પુરુષ એકવચન હું ને વિસ્મરણ કરવાની અદ્ભુત કળા શીખવે છે અને હું કોણ તે જાણવાની અદ્ભુત પ્રક્રિયા બતાવે છે.

વ્યક્તિત્વના વિશિષ્ટ મૂલ્યાંકન ઇચ્છતા યુગમાં પ્રતિક્ષણ પ્રતિપળ આપણે મારો અભિપ્રાય આ પ્રમાણે છે એમ કહીએ છીએ. પણ 'હું' ભૂલાતો નથી...'હું'ની શોધ થતી નથી 'હું' ભૂલાઈ જાય અને 'હું'ની શોધ થઈ જાય તો આપણો ઇતિહાસ અનોખો લખાય.

આધ્યાત્મિક જ્ઞાનનો પ્રારંભ 'હું'ના વિસ્મરણથી થાય અને આત્માના સંસ્મરણથી થાય. શ્રી આચારાંગ સૂત્ર કહે છે–

**અહંકારનું વિસર્જન કર....આત્મદર્શનનો પ્રારંભ થઈ જશે.**

જ્યાં મમત્વ રહે ત્યાં અહંકાર આવે....

જ્યાં અહંકાર રહે ત્યાં પ્રભુ ન આવે....

પ્રભુ ન આવે તો પ્રભુનું સમકિત ક્યાંથી આવે? જ્યાં પ્રભુ આવે ત્યાં અહંકાર–મમકાર જાય અને શ્રદ્ધાની સ્થાપના થાય.

**પ્રભુ આવે ત્યાં સદાગ્રહ આવે....જયાં અહંકાર આવે ત્યાં કદાગ્રહ આવે.**

"હું કહું છું-મારો અભિપ્રાય આ પ્રમાણે છે. મારી વાત સાંભળો-મને સાંભળો-મારી વાત માનો-મને સન્માન આપો." આવું જેના મુખેથી વારંવાર સંભળાય તે ગમે તેટલી નમ્રતાની વાત કરતો હોય, અંજલિ કરીને પ્રણામ કરતો હોય કે પંચાંગ પ્રણામ કરીને વાત કરતો હોય પણ તે અહંકારનો વારસદાર છે. વીતરાગ પરમાત્માનો વારસદાર નથી. વીતરાગ પરમાત્માના વારસદાર શ્રી સુધર્માસ્વામીના શ્રીમુખે પ્રગટ થયેલું પ્રથમસૂત્ર સાધકને એક અનોખા માર્ગનું દર્શન કરાવે છે.

"સુયં મે....એવમક્ખાયં." "હે આયુષ્યમાન્! ભગવંતે આ પ્રમાણે કહ્યું છે તે મેં સાંભળ્યું છે. શ્રી સુધર્મા-સ્વામી આગમસૂત્રના પ્રારંભમાં સ્વની વાત કરતા નથી. સર્વજ્ઞની વાત કરે છે. આજ સાધકને માર્ગ બતાવે છે. સર્વજ્ઞની વાત વિના આત્મદર્શન થાય નહિ. સર્વજ્ઞની વાત વિના અહંકારનું વિસર્જન થાય નહિ. અહં ભૂલવું હોય અને આત્મદર્શન કરવું હોય તેણે સર્વજ્ઞ ચરણે સમર્પિત થવું જ જોઈએ....

'સુયં મે' મંગલકારી શબ્દ કહી રહ્યો છે જેણે ઉપદેશ સાંભળ્યો છે તે જ ઉપદેશ આપવાને યોગ્ય બની શકે છે.

'સુયં મે' કલ્યાણકારી શબ્દ આપણને સમજાવે છે. જેણે સદ્ગુરુના ચરણે સાચી શિષ્યવૃત્તિ સ્વીકારી છે તે જ આત્મા સદ્ગુરુ બનવાને યોગ્ય છે.

શ્રી સુધર્માસ્વામીના મુખનો મંગલકારી શબ્દ "સુયં"

મે" કહે છે. ગુરુના ચરણકમલમાં અમન-ચમન કરવા નહિ રહેવાનું, દીક્ષા બાદ શિક્ષા અવશ્ય લેવાની, શિક્ષા દ્વારા અનાદિના અભિમાનનો ત્યાગ કરવાનો....નમ્રતાની અભિવૃદ્ધિ કરવાની....

પોતાની શિષ્ય પરંપરાને તે જ ગુરુવર જ્ઞાની ધ્યાની બનાવી શકે જે ગુરુદેવે પોતાના ગુરુના ચરણકમલની સેવા કરતાં શાસ્ત્રજ્ઞાન મેળવ્યું હોય. "સુયં મે" શ્રી સુધર્માસ્વામીનો શબ્દ આપણને કોઈ ભાવનાતીત સૃષ્ટિમાં લઈ જાય છે. સદ્ગુરુના ચરણકમલમાં નિવાસ કરતાં 'હું-અહં' વિસરાઈ ગયા. તે કારણે ગુરુવર સાથે શિષ્યનો અભેદ સંબંધ સ્થપાઈ ગયો છે. એટલે કોઈપણ વાત કોઈપણ વિચાર કોઈપણ ગ્રંથના પ્રારંભમાં ગુરુદેવની સ્મૃતિ થાય છે, અને મારા ગુરુદેવે મને કેટલું શાસ્ત્રશ્રવણ કરાવ્યું હતું તેની મધુરી યાદ મારું હૃદય ભીંજવી દે છે એટલે મારા મુખમાંથી પ્રથમ શબ્દ નીકળે છે 'સુયં મે'.

પંચમ ગણધર ભગવંત શ્રી સુધર્માસ્વામીનો શબ્દ 'સુયં મે' કહે છે. ઉપકારી નિષ્કારણ વાત્સલ્યમૂર્તિ ગુરુવર દીક્ષા જ આપતાં નથી પણ શિક્ષા સાથે આપે છે. ગુરુવર શાસ્ત્રાભ્યાસી પણ મારા જેવા અલ્પજ્ઞ શિષ્યને પણ શાસ્ત્ર રહસ્ય પ્રાપ્ત કરાવવા રોજ શાસ્ત્રશ્રવણ કરાવ્યું. શાસ્ત્રશ્રવણ કરાવી હિતને માર્ગે મને પ્રેર્યો.

'સુયં મે' શબ્દ બોલતાં યાદ આવે છે.

**મારા ગુરુદેવની મારા પ્રત્યેની ભાવકરુણા.**

કાન હોવા માત્રથી કલ્યાણ નહિ,

શાસ્ત્રશ્રવણ દ્વારા જ તેની સાર્થકતા

"શિષ્ય ! તું પણ શાસ્ત્રશ્રવણ દ્વારા-

તારા કાનની શોભા પ્રાપ્ત કરજે."

'સુયં મે' શબ્દ કહે છે–ગુરુનું વચન સાંભળવા માટે સહનશીલતા જોઈએ. ગુરુ હંમેશા મીઠું ના કહે.... ગુરુ હંમેશા કડવું ના કહે....ગુરુ હંમેશા હિતકર કહે... શિષ્યને અજ્ઞાનના કારણે ગુરુની વાત સારી પણ લાગે અને ખરાબ પણ લાગે...પણ મેં ગુરુવચન સાંભળ્યું છે એટલે ક્રોધ ઉપર ગુરુ કૃપાએ વિજય મેળવ્યો છે.

**ગુરુવચન શ્રવણ કરતાં મારી સહનશીલતા વધી છે**
**ગુરુવચન શ્રવણ કરતાં મારી સમતા વધી છે.**

સમતા દ્વારા હું શિષ્ય જ રહ્યો નથી પણ ગુરુવરના હૃદયમાં નિવાસ કરી શકું તેવો સુયોગ્ય શિષ્ય બન્યો છું. ગુરુવરે તેમના હૈયાની અદ્‌ભુત વાતો મને શાસ્ત્રશ્રવણ દ્વારા કરાવી છે.

'સુયં મે' શબ્દ કહે છે ગુરુવર સાથે શિષ્યની વાત ના હોય....વિચાર વિનિમય ના હોય પણ ગુરુવર પાસે શિષ્યને મૌન હોય.

**ગુરુવર પાસે તેમનું વચન શ્રવણ કરવાનું હોય....બાદમાં ગુરુવચનનું અનુસરણ કરવાનું હોય.**

'સુયં મે' શબ્દ કહે છે–ગુરુ ચરણમાં મૌનમાં મહાલવાની જ અનુપમ મઝા આવે છે.

**ગુરુકુલવાસમાં અજ્ઞાનીઓને મૌનનું શરણ....**
**જ્ઞાનીઓ માટે ગુરુ પૃચ્છારૂપ સ્વાધ્યાય–ભૂમિ.**

જ્ઞાની પાસે શાસ્ત્રશ્રવણ કરવાનું....આપણી ડંફાસો ત્યાગવાની....શ્રી સુધર્માસ્વામી જેવા મહાન ગણધર પણ ભગવંતની દેશના શ્રવણ કરે, તો આપણા જેવા શિષ્યએ

ગુરુવરના શ્રીમુખે શાસ્ત્રશ્રવણ કરવા કેટલો પ્રયત્ન કરવો જોઈએ?

'સુયં મે' શબ્દ કહે છે-**શાસ્ત્ર અભ્યાસની જૈન શાસનની શૈલી, અનુપમ વાંચનથી જ્ઞાન પ્રાપ્ત નહિ કરવાનું પણ શાસ્ત્ર શ્રવણથી**-એટલે ગુરુકુલમાં નિવાસ, ગુરુવરના શ્રીમુખે શાસ્ત્રશ્રવણ થાય તો શાસ્ત્ર પરંપરા જીવંત રહે. શિષ્ય પરંપરામાં શાસ્ત્ર પરિકર્મિત બુદ્ધિ પ્રગટ થાય.

'સુયં મે' શબ્દ કહે છે-ગુરુવર મારા પર સદા પ્રસન્ન હતા.

ગુરુવરની કૃપાનો પાત્ર હું બન્યો હતો એટલે તેઓ પોતાની આરાધના-સાધનામાંથી પણ સમય કાઢીને મારા જેવા શિષ્યના ઘડતર માટે શાસ્ત્ર શીખવતા હતા.

'સુયં મે' શબ્દ કહે છે-શબ્દોચ્ચાર કરનાર આ મારું મુખ છે, પણ મને રહસ્ય તો પ્રાપ્ત થયું છે ગુરુદેવની કૃપાએ....

'સુયં મે' શબ્દ કહે છે-ગુરુવર સાથે મારી એટલી નિકટતા હતી કે ગુરુવરે તેમના હૈયામાં રહેલ શાસ્ત્ર જ્ઞાનનો શાશ્વત ખજાનો મને આપ્યો.

'સુયં મે' શબ્દ કહે છે-સુશિષ્યની ગુરુ પાસે એક જ અપેક્ષા-આશા-ચાહના હોય. આપ શાસ્ત્રજ્ઞ છો....મને તમારા જ્ઞાનનો પૂજારી બનવા દો. ગુરુના વચનનું શ્રવણ કરવા દ્વારા ગુરુપૂજાનો હું અધિકારી બન્યો છું. ગુરુ અને શિષ્યનો પવિત્ર સંબંધ વસ્ત્ર-પાત્ર-આહારના આદાન પ્રદાન માત્રથી નભતો નથી. ગુરુ-શિષ્યની પવિત્ર પરંપરા શાસ્ત્ર-શ્રવણથી સદા સફળ બને છે.

'**સુયં મે**' શબ્દ કહે છે-સાચું કહું મારા ગુરુદેવે મને શાસ્ત્રશ્રવણ કરાવવા દ્વારા તેમના શાસ્ત્રજ્ઞાનનો મારામાં શક્તિપાત કર્યો છે. એટલે હું ગુરુવરના જ્ઞાનનો ઉત્તરાધિકારી બન્યો. જ્ઞાની હતો નહિ, પણ જ્ઞાની બની ગયો. એજ પરંપરાને જીવંત રાખવા તમને પણ શાસ્ત્રશ્રવણ કરાવું છું. શ્રી આચારાંગસૂત્રનું પ્રથમ સૂત્ર અને પ્રથમ શબ્દ કહે છે-શિષ્ય જીવનના મંગલ પ્રારંભ થયા ગુરુવરના શ્રીમુખે શાસ્ત્રશ્રવણ દ્વારા.

નવજાત શિશુને માતા હાલરડાનાં ગીત દ્વારા મહાન બનવા પ્રેરણા આપે છે તેમ સુશિષ્યને પણ સદ્‌ગુરુ શાસ્ત્રશ્રવણ દ્વારા મુક્તિનો મંગલ પથિક બનવા ઉદ્‌બોધન કરે છે.

**"સુશિષ્ય ! ગુરુકૃપા દ્વારા ધન્ય બન"**

શ્રી આચારાંગસૂત્રનો પ્રથમ શબ્દ યાદ રાખી લેજે-ક્યારે પણ વિસ્મૃત ના કરતો....શિષ્યની સફળતા ગુરુવરની હિતશિક્ષા શ્રવણ દ્વારા....

ગુરુકૃપા મેળવવાનો રાજમાર્ગ પણ શાસ્ત્રશ્રવણ.

શાસ્ત્રશ્રવણ દ્વારા તું ધન્ય બન! અને તારી ગુરુ પરંપરાને અને શિષ્ય પરંપરાને પણ ધન્ય બનાવ....એ અંતરના તને શુભાશિષ છે.

ગુરુદેવ ! કૃપા કરો....મને મંગલ વરદાન આપો....

શાસ્ત્રશ્રવણને યોગ્ય બનું એટલે સદા ગુરુનિશ્રામાં મારા જીવનના યોગક્ષેમ થાય એજ મને સિદ્ધિ-પ્રસિદ્ધિ અને મહાસિદ્ધિ જોઇએ.

નહિ માંગું આપની પાસે મંત્ર...નહી માંગું વિદ્યા....

**માંગું એક સદા આપના શ્રીમુખે શાસ્ત્રશ્રવણ.**

આપની લાગણી છે....મારી આપ ચરણમાં નમ્ર માંગણી છે.

**સ્વીકારજો મારી વિનંતિ....**



# "જાએ સદ્ધાએ નિક્ખંતો તમેવ અણુપાલિજ્જા"



વ્યક્તિ કોઈપણ કાર્ય પ્રારંભ કરે ત્યારે તેની પાછળ તેનું કોઈ પ્રેરક બળ અવશ્ય હોય છે અને પ્રારંભ કરેલ કાર્યની પૂર્ણાહુતિ પણ સુંદર ત્યારે જ થાય, જ્યારે તે પ્રેરક બળ પરની તેની શ્રદ્ધા અખૂટ–અતૂટ રહે. શ્રદ્ધાનું શંખલ ખૂટે એટલે શંકા થાય. શંકા સમસ્યા પેદા કરે અને જ્યાં સમસ્યા પેદા થઈ ત્યાં ઉત્સાહ ઓસરી જાય અને કાર્ય ખોરંભે પડી જાય–રોકાઈ જાય. કાર્ય–પ્રગતિ ખોરંભે પડી એટલે વ્યક્તિ પ્રાગંભ કર્યો હતો ત્યાં પુનઃ આવી જાય, અને ખૂબ નિરાશ બની કર્તવ્ય શૂન્ય બની જાય છે. સહજ માનવ સ્વભાવની પરિસ્થિતિ આવી હોય છે. માનવ સ્વભાવની વિશિષ્ટતા અને ત્રુટિના અભ્યાસી હિતસ્વીઓ હોય છે. હિતસ્વીઓ હિતભર્યા માર્ગનું સૂચન પહેલાં કરી દે છે.

માનવીના પતન બાદ કુશલ પૂછનારનો ક્યારેય તોટો હોતો નથી. પણ **માનવીને પતન સ્થાન બતાવીં તેના સંરક્ષણ કરનાર હિતસ્વીઓ સર્વ કાળે અલ્પ જ હોય છે.** તેથી જ હિતસ્વીના માર્ગદર્શન પર વિચાર કરવો તે વ્યક્તિનું જરૂરી કર્તવ્ય છે.

વત્સ ! તેં સંયમ જીવનનો પ્રારંભ કર્યો તે કોઈ નાની સૂની વાત નથી. તારી સંયમની શરૂઆત એ પણ એક પરાક્રમની–ઉત્સાહની મંગલગાથા છે. પરમાત્માની દેશના સારી–સાચી તથા સ્વીકારવા જેવી કહેનાર અસંખ્ય છે. પણ અસંખ્ય દેવો ત્યાગ માટે અલ્પ પણ પુરુષાર્થ કરી શકતા

નથી. કરોડો સમ્યગ્ દ્રષ્ટિ માનવો પ્રભુ વાણી ઉપર ફીદા ફીદા થઈ જાય છે, વાહ...વાહ...તેઓ પોકારી ઊઠે છે, પણ જ્યાં ત્યાગ–વૈરાગ્યનો જીવનમાં પાલન કરવાનો વિચાર આવે છે ત્યાં પાણી–પાણી થઈ જાય છે–અને બોલી ઊઠે છે,–" આપણી તાકાત નહિ. આપણું કામ નહિ." ત્યારે કેટલાક પુણ્યાત્માને પરમાત્માનું તત્ત્વજ્ઞાન પ્રિય લાગે છે. ત્યાગમાર્ગ આચરણીય–આદરણીય–અનુકરણીય–અનુસરણીય લાગે છે. પણ મનમાં ત્યાગ માર્ગ અંગે વિચાર કરવા જાય છે ત્યાં ઉત્સાહ પ્રગટતો નથી અને ત્યાગ ગાર્ગ સામે એક હાઉ પેદા થાય છે...શું હું આ માર્ગે ચાલવા સમર્થ બની શકું ? અને છેવટે મન પાસેથી જવાબ ન મળવાથી માનવ ત્યાં જ રોકાઈ જાય છે. જો માનવને ત્યાગ માર્ગ પ્રત્યે આંતરિક પ્રેમ અને રુચિ હોય, ત્યાગની જીવનમાં ઝંખના તીવ્ર બને એટલે અપૂર્વ ઉત્સાહ પ્રગટ થાય. જેના હૈયામાં ઉત્સાહના પૂર ઉમટયા હોય તેને કોઈ રોકી ના શકે....કોઈ બાંધી ના શકે....ઉત્સાહ વ્યક્તિને પુરુષાર્થ કરવા પ્રયત્નશીલ બનાવે. અંતે સામાન્ય માનવ મહામાનવ બની જાય.

અહિંસા–સંયમ અને તપ તેના જીવનવ્રત બની જાય. આ અદ્ભુત વ્રતોથી જેનું જીવન ઝળકી ઊઠે, પ્રકાશી ઊઠે તેના ચરણોમાં દેવો આવીને પણ ઝૂકી પડે અને કહે,–" સાચે તમે મહાત્મા અમે પામર આત્મા."

પ્રવજ્યાનો પરમ પુરુષાર્થ વીતરાગ પ્રત્યેની–વીતરાગ માર્ગ પ્રત્યેની અનન્ય શ્રદ્ધાથી થાય. પ્રવજ્યા ગ્રહણનું પ્રેરક બળ શ્રદ્ધા છે. શ્રદ્ધાથી સાધુ બનેલ સંત બનેલ ઓ મહાત્મન્! તમારા લક્ષ્યને તમે પ્રાપ્ત કરો. પણ....

" આ મહામાર્ગ શૂરાનો છે, કાયરનું કામ નહિ "....મહાન માર્ગ કઠીન હોય–અઘરો હોય, અસાધ્ય

અને દુઃસાધ્ય જેવો લાગે તેવો હોય, તેમાં ક્યારેય પુષ્પ ન બિછાવેલ હોય. મહામાર્ગ હંમેશા કંટકોથી છવાયેલ હોય. મહામાર્ગના પથિકે જ કોઈક કળા સિદ્ધ કરવી જોઇએ. કંટક લાગે નહિ અને પંથ પસાર કરી શકાય. સાધના માર્ગના બધા વિઘ્નસ્થાનો તો તારક તીર્થંકર પરમાત્મા જ પ્રગટ કરી શકે. હું કે તું આપણા અનુભવની બહુ તો એકાદ વાત રજુ કરી શકીએ. પણ સાધના માર્ગના સમસ્ત ભય–વિઘ્ન–અંતરાયને કેમ સમજી શકીએ? આપણી અલ્પજ્ઞતા અને કાયરતા તો સર્વજ્ઞ અને વીતરાગ જ પીછાણે અને તે દર્દ નાશની ઔષધિ પણ તેઓ જ આપે....

પરમાત્મા મહાવીર પ્રભુની પ્રથમ દેશનાનું પ્રથમ આગમ આચારાંગ સૂત્ર તેનું ૧૦મું સૂત્ર એટલે ત્યાગી જીવનની નૌકા માટે દીવાદાંડી....

**"જાએ સદ્ધાએ નિક્ખંતો તમેવ અણુપાલિજ્જા"**
**જે શ્રદ્ધાએ તેં પ્રવ્રજ્યા ગ્રહણ કરી–જે મહાન લક્ષ્યથી તેં મહાભિનિષ્ક્રમણ કર્યું, તે જ શ્રદ્ધા–તે જ ઉત્સાહથી સંયમનું પાલન કરજે. સંયમ જીવનમાં ક્યારેય શ્રદ્ધાનું બળ–ઉત્સાહનું બળ ઓસરવા નહિ દેતો,...**

પ્રભુની હિતશિક્ષા હંમેશા હિતચિંતા પૂર્ણ હોય. આપણે સૌએ અનુભવેલી વાત છે. આપણે મુસાફરી કરીએ ત્યારે ટિકીટ રાખીએ. ટિકીટને સંભાળીએ પણ–પેલી ઘરડી મા આપણને ભાથાંનો ડબ્બો આપે છે–એ સગાં વહાલાનાં નામ અને સરનામાં આપે છે ત્યારે આપણું મોઢું જરા કટાણું થઈ જાય છે. આવા ચીકણાંવેડાં મને તો ના ગમે. છેવટે ભાથાંના ડબ્બા સાથે પ્રયાણ પ્રારંભીએ. ઘડી ઘડી તે ભાથાંના ડબ્બા સામે જોઈએ અને મનમાં થાય

નકામો બોજ ઊંચકવાનો....પણ ગાડી અધવચ્ચે રોકાઈ જાય ત્યારે પેલો નકામો લાગતો ભાથાંનો ડબ્બો અને નિરુપયોગી લાગતા સરનામાની સહારે જ આપણી યાત્રા આગળ વધી શકે, હિતશિક્ષાનું પણ આવું જ છે. ક્યારેક ઉપયોગમાં આવશે પણ એવા સમયે પ્રભુની હિતશિક્ષા ઉપયોગમાં આવશે કે તમને સદા ઊર્ધ્વપંથનો આરોહક બનાવી દેશે.

પ્રભુની હિતશિક્ષા જ એક સૂચિત કરે છે. દીક્ષા સ્વીકારતા તારો ઉત્સાહ અનુપમ હશે. પણ સંયમ એ યાત્રા છે. યાત્રામાં મોટે ભાગે ચઢવાનું હોય–આરોહણ કરવાનાં હોય. એટલે સંયમ યાત્રા પ્રારંભ કર્યા બાદ અધવચ્ચે હાંફી જઈશ, થાકી જઈશ, થાક તારામાં નિરાશા અને નિઃશાસા પેદા કરશે.

જ્યાં નિરાશા પેદા થાય ત્યાં શંકા પેદા થાય–સાચા માર્ગે આવ્યો કે ખોટા માર્ગે ? શંકા થતાં જ પગ ઢીલાં પડી જાય. આ આપણી મનોવૃત્તિના જ્ઞાતા પરમાત્મા છે. તેથી જ ફરમાવે છે–"વિયહિત્તા વિસોત્તિયં" શંકાનો ત્યાગ કરી જે શ્રદ્ધાએ સન્માર્ગે સંચર્યો તેજ શ્રદ્ધાથી સન્માર્ગનું પાલન કર. સન્માર્ગની યાત્રા તારી આગળ વધાર, Red light ક્યારેય માત્ર ગતિ રોકી દેવા માટે હોતી નથી. સાવધાનીથી પ્રગતિ કરવા સૂચન કરે છે. ઊભા રહો નહિ પણ આગળ વધવા માટે નમ્ર સૂચન કરે છે.

પ્રભુ ફરમાવે છે સંયમ યાત્રાના સુંદર પાલન શ્રદ્ધાથી થાય, શ્રદ્ધા વગર સંયમના જતન ના થાય, ઉત્સાહ વગર તો એક પગલું પણ એક માઈલ જેટલું લાંબું લાગે.

સંયમસ્થાનોની વૃદ્ધિ–હાનિ તો થવાની ક્ષયોપશમ ભાવથી. આત્મ–પરિણામ કંઈ સદા સમાન ન રહે. વૃદ્ધિ–

હાનિ, હાનિ-વૃદ્ધિ થવાની એ હકીકત છે, પણ આત્મપરિ· ણામની સદા વૃદ્ધિ થાય શ્રદ્ધાથી.

**શ્રદ્ધા મજબૂત બને સદ્‌ગુરુના આલંબનથી, શાસ્ત્રાભ્યાસથી, સદ્‌ગુરુ વિના શ્રદ્ધા બળનો સહારો કોઈ ના બને, શાસ્ત્રાભ્યાસ વગર શ્રદ્ધા શુદ્ધ ના બને, મજબૂત ના બને, શાસ્ત્ર અધ્યયન-શાસ્ત્ર શ્રવણ વિના વીર્યોલ્લાસ પ્રગટ ના થાય, એટલે જ મારા સુશિષ્ય તને પુનઃ પુનઃ પ્રભુની હિતશિક્ષા યાદ કરાવું છું.**

શાસ્ત્રાભ્યાસ અને સદ્‌ગુરુની આજ્ઞાથી તારી સંયમ યાત્રા સફળ બનો. પ્રારંભનો ઉત્સાહ પૂર્ણાહુતિ સુધી તેવો જ રહે.

મુક્તિપંથના મહાયાત્રી ! તારા ત્યાગની પ્રશંસા ત્રણ લોકમાં થાય છે, પણ ત્યાગ જીવનમાં સિદ્ધ થઈ જાય છે ત્યારે ત્રણ લોકનું સામ્રાજ્ય મળી જાય છે.

બસ, જલ્દી બન 'ત્રિજગતઃ પરમેશ્વરઃ ॥'

ઓ ! ગુરૂદેવ !

અંજલિબદ્ધ પ્રણામ જ નહિ, પણ પંચાંગ પ્રણામ કરી સ્વીકાર કરૂં છું-વીતરાગ-પરમાત્મા અને આપ સમાન ગુરુ સિવાય કોણ મારા સંયમના યોગ-ક્ષેમ કરે ! સાચે આપ મારા નાથ છો, મારા જ નહિ, તરવાની ઝંખના કરતાં સમગ્ર આત્માના.

ઈંદ્ર મહારાજાની પરિભાષામાં જ સ્તુતિ કરૂં છું.

**"નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં લોગનાહાણં"**

વિનંતિ કરૂં છું-મારા યોગક્ષેમ કરવાની.

**અવશ્ય કૃપા કરજો. ઉપેક્ષા ના કરતા, રખે મને વિસારી ના દેતા, ભૂલી ના જતા.**

## ૩ "આઉરા અસ્સિં પરિતાવેંતિ"

વૃદ્ધો મોટે ભાગે કચકચ અધિક કરે. નિઃશાસા વધારે નાંખે. દરેક બાબતમાં ખૂબ લાંબો વિચાર કરે. વધુ ચિડાય. વધુ રીસાય. વધારે ખોટું લાગે અને વધારે દીનતા બતાવે. આમ કેમ ?

ઉંમરથી વૃદ્ધ થયેલા વૃદ્ધોનો આવો સ્વભાવ હોય પણ ખરો અને ન પણ હોય. વય વધવા સાથે તેમનામાં પરિપકવતા આવે, અનુભવથી ઘડાયેલ પણ હોય, પણ જે વ્યક્તિ આશા. ઝંખના, ચાહનાથી વૃદ્ધ થયા હોય તેના જેવો કોઈનોય ચિડિયો સ્વભાવ ન હોય. આશા, ઝંખના, લાલચ વ્યક્તિને વૃદ્ધ બનાવે છે.

પુણ્ય અલ્પ હોય અને તૃષ્ણા સમુદ્ર જેટલી વિશાળ હોય, આશા ઇચ્છા પૂર્ણ ન થાય ત્યારે માણસની શાંતિ નષ્ટ થઈ જાય અને માનસિક શાંતિ હણાય, એટલે માનવ દુઃખી પાગલ થાય તેની પ્રવૃત્તિ પણ પાગલ જેવી. પાગલ માનવ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં કંઇ ને કંઈ ભાંગફોડ કંઇક ગોટાળો તો કરે જ.

હે શ્રમણ !

શ્રી આચારાંગસૂત્ર તને ખૂબ મજાની હિતશિક્ષા આપે છે. 'આઉરા અસ્સિં પરિતાવેંતિ' દુઃખી સૌને પીડા કરે છે, સંતાપે છે, બાળે છે અને છેવટે પોતે જ જગાવેલ મહાજવાળામાં ભસ્મીભૂત થઈ જાય છે.

તું શ્રમણ છે કે, સુમન છે

તારું મન પુષ્પ સમાન, પુષ્પ પમરાટ ફેલાવે, તેમ તું સાધુ પણ શુભ ભાવનાનો પમરાટ ફેલાવ.

**ભાવનાનો પમરાટ ત્યારે જ ફેલાય: વિષયની ગંદી ગટર તરફ મન ન ખેંચાય તો. વિષયની ગંદકી જેના મનમાં ફેલાય તેના મનમાં ભાવનાનો પમરાટ ન રહે.**

વિષયની આકાંક્ષા સ્ત્રીમાં જન્મે કે પુરુષમાં જન્મે પણ તે કર્તવ્યથી ભ્રષ્ટ થઇ જાય. બ્રહ્મદત્ત ચક્રવતીની માતા ચુલનીમાં વિષયની ભાવના પેદા થઈ તો પોતાના સગા પુત્રના નાશ માટે માતા જ ખૂની બની. માતાએ જ પુત્રના નાશનું કાવત્રું રચ્યું. પ્રદેશી રાજા અને સૂર્યકાંતા રાણી દંપતી હતા. **સુખ અને દુઃખ બંનેમાં સરખા ભાગ પાડે તે દંપતી.** પણ સૂર્યકાંતાની વિષયની ઝંખના એ માઝા મૂકી ત્યારે સૂર્યકાંતા પતિને વિષપાન કરાવીને પણ થાકી નહીં. અંતે ગળાનો ટોટો ક્ષણવારમાં નખ મારી પીસી નાંખ્યો. આમ કેમ ? જ્યારે આવી પરિસ્થિતિ સર્જાય ત્યારે વ્યક્તિને ગૌણ ગણવી જોઇએ. પણ વ્યક્તિ આવું હીણપતભર્યું–હલકી નીચ વૃત્તિનું કાર્ય કેમ કરી શકે તેનો વિચાર કરવો જોઈએ.

મહાકાળના ખપ્પરમાં સંશોધન કરીએ તો આવા એક નહિ અનેક પાત્રો મળે. અંધ બ્રહ્મદત્ત ચક્રવર્તીનો શું નિયમ હતો ? રોજ એક થાળભરી માનવની આંખોને એ હાથથી દબાવવી–મસળવી અને બોલવું, બસ, હું એકલો અંધ નહિ, કેટલા બધા અંધ. આમ જગતને પીડવાનું મન કેમ થયું ? આંખો ગઈ છે પણ વાસના ગઈ નથી, એટલે વાસના ગઈ નથી એટલે પોતે વાસનાથી સંતપ્ત છે, દુઃખી છે–પીડાયેલ છે. દુઃખી છે એટલે ભયંકર આતંક ફેલાવે છે. મંત્રીઓને હુકમ કર્યો છે – પ્રાતઃકાળ થતાં મારી પાસે થાળ ભરી માનવીના આંખના ડોળા લાવો. હું અંધ અને દુનિયા દેખતી કેમ ?

દુનિયાને અંધ કરવાથી પોતે દેખતો થઇ જશે ? ના...

ના... દુઃખી અવસ્થાએ વિવેક ભ્રષ્ટ કર્યો છે. પ્રશ્ન મારી સામે નહિ કરવાનો. મારી આજ્ઞાનો અમલ કરો. ડાહ્યા મંત્રીઓ વિચારે–રાજાનો–માલિકનો હુકમ શિરસાવંદ્ય કરવાનો. રાજાના સુખ માટે બધું જ કરવું પડે, કરવું જોઇએ પણ જનતાને–નિર્દોષ જનતાને દુઃખી કરીને શું કરવાનું! આ માલિકનો હુકમ કે ખૂનીનો હુકમ? વિષયાધીન વ્યક્તિ માત્ર ખૂની છે. રૂપ–રસ–ગંધ–શબ્દ–સ્પર્શની ચાહના થાય એટલે તેની પ્રાપ્તિ માટે આકાશ પાતાળ એક કરવા માનવ ઉધામા કરે. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, પંચેન્દ્રિય, સંજ્ઞી, અસંજ્ઞી, ગર્ભજ, સંમૂર્ચ્છિમ, વૃદ્ધ નવજાતશિશુ નિરવદ્ય સુંદરી બધું જ વિસરી જાય. કોઈનોય વિવેક ન રાખે. મારી ઇચ્છા તૃપ્તિનું સાધન મારી પાસે જ જોઈએ. મને જ મળવું જોઇએ. હું જ તેનો ઉપયોગ કરી શકું. મારી ચીજ મારી પાસે જ રહેવી જોઇએ. આ ભાવના છેવટે ઘેલછામાં પરિણમે છે. સૌંદર્યપ્રેમી પ્રકૃતિના બાલસમા પુષ્પોને પ્રકૃતિ માતાની ગોદ છોડાવી ક્યાંક પુષ્પથી બાલ શણગારે છે. ક્યાંક કંઠ શોભાવે છે. ક્યાંક સભાખંડ શોભાવે છે. અંતે પ્રેમીના હાથે તેના પ્રેમપાત્રનું ખૂન થાય છે. આ છે પ્રેમી દુનિયાની રીત રસમ.

**પ્રેમી પ્રેમપાત્ર ઉપર માલિકી સ્થાપે કે પ્રેમી પાત્રના ચરણે પોતાના જીવનનું સુમન સમર્પિત કરે.!**

પ્રેમી પ્રેમ પાત્ર ઉપર માલિકી હક્ક સ્થાપવાના બહાને તેનો ખૂની બની જાય છે. પુષ્પ–જલ–અગ્નિ–પવન આ બધાના પ્રેમીને પૂછજો, તમે શું કરો છો? પ્રેમના નામે પાગલતા કરી તે પદાર્થનો નાશ. બાદશાહો રૂપના–સૌંદર્યના પ્રેમમાં ઘેલા બની અંતઃપુરમાં શું કરતા હતા? રૂપ સુંદરી

ઓને કેદી બનાવતા અને છેવટે અંતઃપુર એજ તેમના કબ્રસ્તાન બન્યા. આ તે પ્રેમી કે ખૂની ?

**વિશ્વનો સનાતન કાયદો છે સંયમ વગરનો પ્રેમ–પ્રેમપાત્રનો નાશ-વિનાશ કર્યા વિના રહે નહીં !!**

સમસ્ત વિશ્વના ઇતિહાસના પાનાં ઉથલાવી દો, જ્યાં યુદ્ધો થયાં, લૂંટફાટ થઈ તેના મૂળ તપાસો, કારણ એક જ મળશે. સત્તાની ભૂખ, સામ્રાજ્યની ભૂખ, રૂપની ભૂખ, પ્રત્યેક બહારવટિયા, લૂંટારા, ડાકુ, ખૂનખાર ખૂનીઓનો ઇતિહાસ વાંચો. કોઈપણ ખૂની કે બહારવટીઓ બાળપણમાં ખૂની ન હતો, બહારવટીયો ન હતો, ગુંડો ન હતો પણ સમય જતાં તેના હૈયામાં ઝંખના જાગી, મેળવવા પ્રયત્ન કર્યો, ઇચ્છિત વ્યક્તિ ના મળી, ઇચ્છિત પદાર્થ ના મળ્યો, ઇચ્છિત રૂપ ના મળ્યું. દુઃખી દુઃખી થઈ ગયો. અને સૃષ્ટિમાં કોઈને સુખી ન સાંખી શકયો. સહુને દુઃખી કરવાની જાણે પ્રતિજ્ઞા કરી. આત્મામાં મોહનો શેતાન જાગી ઊઠયો. મોહના શેતાને પ્રથમ કામ કર્યું માનવનો વિવેક દીપક નષ્ટ કરવાનું, પછી ચાલી તેની ભયંકર કારમી લીલા. ડાકુને–ગુંડાને પૂછજો–"તમારા હૈયામાં કરુણા જન્મતી નથી ?" "કરુણા પેદા થતી નથી ?" ગુંડો કહેશે, "અરે તમે શું વાત કરો છો ? અમારા હૈયામાં પણ કયારેક કરુણા જન્મે છે તેથી જ અમે સારા વાતાવરણથી દૂર ભાગી જઈએ છીએ. અમારાં હૃદય ઘવાયેલાં હોય છે એટલે સંતોની ઉપદેશવાણીનો ચેપ અમને જલ્દી લાગી જવાનો એટલે અમને સંતોની બીક લાગે છે, સત્‌સાહિત્યનો ડર લાગે છે, સજ્જનનો ભય લાગે છે, એટલે અમે તે બધાથી દૂર ભાગીએ છીએ.

ઇતિહાસ પ્રસિદ્ધ રોહિણીયા ચોરના પિતાએ રોહિણીયા ચોર પાસેથી શું વચન લીધાં હતાં બેટા! રોહિણીયા! મારા આ ચોરીના ધંધાને તારે વફાદાર રહેવું હોય તો ક્યારેય વીર વર્ધમાનની વાણી ના સાંભળતો, વચન આપ, લોહખુર જેવો રીઢો ગુન્હેગાર સમજે છે, સંતોની વાણીની તાકાત હોય છે શેતાન સંત બને છે. અને લોહખુર જેવા અનુભવીની વાત પણ સાચી જ થઈ ને! રોહિણીયાએ વીર વર્ધમાનની વાણી સાંભળી તો ચોરમાંથી વીર પરમાત્માનો ચરણોપાસક બની ગયો.

ગુરુદેવ!

આપના ચરણમાં આવ્યા પછી હું ક્યાં આવો શેતાન બનવાનો છું? મારા માટે શું આપને ભય લાગે છે?

ઓ શિષ્ય!

મને ક્યારેક ભય મારા માટે પણ લાગે અને તારા માટે પણ લાગે. માનવની હત્યા કરે તે જ ખૂની, આવી બધી વાતો પ્રભુ વીતરાગના શાસનમાં ન હોય. અહીં તો પૃથ્વી–જલ—અગ્નિ–વાયુ–વનસ્પતિ–ત્રસ કોઇપણ જીવની હિંસા કરે તે ખૂની, તેમ કર્કશ વચન મર્મભેદી વચન એ પણ ખૂન, અબોલા એ પણ ખૂન, અપ્રસન્ન મુખ એ પણ ખૂન. કોઈપણ જીવને દુઃખ થાય, સંતાપ થાય, પીડા થાય તે બધાં ઠંડા ખૂનના પ્રકાર. પરમાત્માએ ત્રસ અને સ્થાવર બન્ને પ્રકારના જીવમાં જીવ તત્ત્વ સમાન ફરમાવ્યું છે. આ બધા જીવોને સુખી કરવાની પ્રક્રિયા તે સંયમ.

**અહિંસાનું પૂર્ણ પાલન સંયમ વગર થાય નહિ. સંયમનું શુદ્ધ પાલન વિષમની ભાવના દૂર થાય તો જ થાય.**

**સંયમનું શુદ્ધ પાલન પ્રમાદ દૂર થાય તો જ થાય.**

શાસ્ત્ર કહે છે–વિષય–કષાય–પ્રમાદની ભાવના તે આર્તતા.

વિષયી, કષાયી, પ્રમાદી પોતાની ભાવના પૂર્ણ કરવા છએ જીવનિકાયનો નાશ કરે. પ્રમાદને પરાધીન બની સાધુ પુંજ્યા–પ્રમાર્જ્યાં વગર બેસવા જેવી ભૂલ કરી દે તો શું થાય ? દ્રવ્ય હિંસા થાય પણ ખરી અને ન પણ થાય પણ ભાવહિંસા તો થાય જ. ભાવહિંસામાં દયાનો પરિણામ જ ન હોય.

શ્રી આચારાંગ સૂત્ર તો સાધુ ભગવંતોની માતા કરતાં પણ અધિક કાળજી લે છે. છકાયનો હિંસક–સંતાપક–દુઃખદાયક કોણ બને ? આર્તધ્યાની.

**સાધુ એટલે છકાયનો રક્ષક, પાલક, વાત્સલ્યવાહક.**

છકાયની રક્ષાના વ્રતન, પાલન કરવા હશે, જતન કરવાં હશે તો આર્તધ્યાનના નિમિત્તને દૂરથી જ ત્યજવા પડશે. આર્તધ્યાનની આ ભયંકરતા. તો પછી રૌદ્રધ્યાનની ભયંકરતાનો વિચાર આવતાં કરુણાશીલ હૈયું કંપી ઊઠે જ ને ! તું પણ કરુણાશીલ છે. દયા તારો સહજ સ્વભાવ છે, તને વધુ શું કહું ? સાધ્વાચારના પાલન માટે જરૂરી દયાગુણને ટકાવવા આર્ત-રૌદ્રધ્યાનના નિમિત્તોને દૂરથી જ ગચ્છન્તિ કરવાનો વટહુકમ બહાર પાડી દેજે. નહિતર વયથી વૃદ્ધ થયેલ જેમ કચકચ કરે છે તેમ આશા, લાલસાથી ઘેરાયેલ તારું મન પણ ભયંકર ધમાલ મચાવી દેશે.

વત્સ....! ! !

**તું શાંતિ સામ્રાજ્યનો સમ્રાટ બન...એ જ મારી મહેચ્છા છે.**
**ઓ ગુરૂદેવ !**

આપ વિના કોણ મને જ્ઞાનચક્ષુના દાન કરે ? શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષા આપી મને સમજાવ્યું, દીક્ષા બાદ શિક્ષા અવશ્ય લેવી જોઈએ. આપની શિક્ષા મને ન મળી હોત તો પ્રમાદનેપરાધીન બની ક્યારેક હું પણ છકાયજીવનો ખૂની બની જાત, એ શબ્દ બોલતાં પણ શરમ આવે છે પણ આપની કૃપાએ ષટ્કાયની વિરાધનાના ભયંકર અકસ્માતમાંથી બચી ગયો છું.

હવે એક ધન્ય દિવસે આપ કૃપાએ ધર્મધ્યાનના સહારે શુક્લધ્યાનનો ધ્યાતા બનીશ.

બસ, ગુરુદેવ ! એ મંગલદિનના શુભાશિષ મને અર્પો એજ વિનંતિ.

卐



# પુણ્યો પુણ્યો ગુણાસાએ વંક સમાચારે

જીવનયાત્રાની ગતિ અવિરત રાખવા ખાવું-પીવું-સૂવું-ઊઠવું-બોલવું-બેસવું-લેવું-મૂકવું, આવી બધી પ્રક્રિયા સૌને કરવી પડે છે, સંતને પણ જીવનયાત્રા માટે પ્રવૃત્તિ જરૂરી છે. શેતાનને પણ જીવનયાત્રા માટે અમુક પ્રવૃત્તિ જરૂરી છે.

વર્તન સમાન હોય પણ વિચારનું ક્ષેત્ર વિભિન્ન હોય એટલે પરિણામમાં બહુ ફરક આવે. ડોકટર પણ છરીનો ઉપયોગ કરે અને ગુંડો પણ છરીનો ઉપયોગ કરે. ડોકટર આરોગ્ય પ્રદાન કરવા છરીનો ઉપયોગ કરે અને ગુંડો પ્રાણ નાશ કરવા છરીનો ઉપયોગ કરે. ડોકટર પેટ ચીરે તોય દયાળુ કહેવાય. ગુંડો છરી પાસે રાખે તો પણ ખૂની કહેવાય. પ્રવૃત્તિ સમાન છતાં પદવી કેમ અલગ ?

બન્નેના વિચારમાં આસમાન-જમીનનું અંતર છે. સમાન પ્રવૃત્તિ હોવા છતાં વિચારના ફરકના કારણે એકને સમાજ ગૌરવથી નિહાળે અને એકને સમાજ ધિક્કારની નજરે નિહાળે.

માત્ર પ્રવૃત્તિથી વ્યક્તિની મહત્તા સિદ્ધ થતી નથી. પણ જેવા વિચાર હોય તેવા વિશુદ્ધ વર્તનથી વ્યક્તિ વિશ્વ વંદનીય-પૂજનીય અને અનુસરણીય બને છે. સુંદર વર્તન-સુંદર વિચારથી જ અભિવૃદ્ધિ પામે એને ટકે. વિચાર શૂન્ય પણ સુંદર વર્તન ક્યારેક મહામાયાજાળ હોય છે.

શિષ્ય તું સાધક ! તારે તો મન-વચન અને કાયા ત્રણેને

સમ્યગ્ બનાવવાના. દંડ બનતા વર્તન-વાણી-વિચારને તારે મોક્ષમાર્ગના સંરક્ષક (ગુપ્તિ) બનાવવાના. વર્તન-વિચાર-વાણીને સમ્યગ્ યોગ બનાવવાના. તેના દ્વારા જ તારે અયોગી બનવાનું છે. જીવનયાત્રાનો પથિક અસાવધ બને સ્ખલના પામે-ઠોકર ખાય તો વિશ્વના સમસ્ત જીવોને નુકશાન થાય.

**'જેનું પદ મહાન-જેની સત્તા વિશાળ તેનું કર્તવ્ય પણ મહાન. :'** પણ તે વ્યક્તિ કર્તવ્યથી ભ્રષ્ટ થાય તો ? નુકશાન પણ અપરંપાર, સાધક ! તું ચૌદરાજનો પ્રતિનિધિ. ચૌદરાજ લોકના જીવોનું સંરક્ષણ કરવાનું તારૂં કપરૂં કર્તવ્ય, તું કર્તવ્ય ભ્રષ્ટ થાય ત્યારે ચૌદરાજ લોકના અનંત જીવો ભયમાં મૂકાઈ જાય. તેથી સાધક ! તારું વર્તન પણ પવિત્ર હોવું જરૂરી અને વિચાર પણ અત્યંત પવિત્ર હોવા જરૂરી. વિચારનું પતન ખૂબ જલ્દી થાય છે, તેથી શ્રી આચારાંગસૂત્ર એક સ્ખલના પદ બતાવે છે.

**"પુણો પુણો ગુણાસાએ વંક સમાયારે."**

વારંવાર જે વિષયમાં લુબ્ધ બને છે તે અસંયગનું આચરણ કરે છે. શાસ્ત્રકારો માનવ સહજ નબળાઈને ક્ષમા કરે છે. પણ વિષયની લાલચ-લાલસાને અસંયમ અનુષ્ઠાન કહે છે સંયમની ભયંકર ભૂલ કહે છે. અક્ષમ્ય અપરાધ લેખે છે.

વિષયની લાલસા પછી ચાહે એ શબ્દની ભૂખ, રૂપની ભૂખ યા સ્વાદની ભૂખ લઈને આવી હોય પણ તે પાપમાં જ પ્રેરે. આશ્રવને આમંત્રણ આપે. સંવરનો નાશ કરાવે. લાલચ-લાલસા-તીવ્ર અભિલાષ એ કષાય મોહનીયનાં ઉદયે-અત્યંત કષાય મોહનીયના ઉદયે ચારિત્ર જ ભયમાં નહિ પણ મકિતે ય ભયમાં મૂકાય.

અગ્નિનો કણ એ ક્યારે પણ ઉપેક્ષાને પાત્ર નહિ. અગ્નિ વૃદ્ધિ પામે તો એક દિવસ સર્વનાશ થાય તેમ વિષયની વૃદ્ધિ ક્યારે અને ઉપેક્ષાને પાત્ર નહિ તો પછી વિષયની લાલસા અંગે પૂછવાનું જ શું ?

વિષયની લાલસા સંયમીના તપધન–ત્યાગધન–આરાધના ધન, સદ્‌વિચાર ધનનો સર્વનાશ કરીને જ રહે.

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનું 'ચિત્તસંભૂઈજ્જ' અધ્યયન ક્યારે પણ વિસ્મરણ ના કરતો. મહામુનિ સંભૂતિ અણસણ સ્વીકારી આરાધનામાં લયલીન બન્યા છે. દેહમાં પણ અદેહી ભાવના ભાવી રહ્યા છે. સારું યે નગર ચક્રવર્તીનું અંતઃપુર મુનિના સંયમ ધર્મની અનુમોદના કરી રહ્યું છે. સ્ત્રીરત્ન સાથે અંતઃપુરની અનેક રાણીઓ મુનિના દર્શન કરવા આવે છે.

ધન્ય ધન્ય તપસ્વી બોલતાં મુનિના ચરણમાં દૂરથી વંદના કરે છે. પણ સ્ત્રીરત્નના શ્યામ–કોમળ અને દીર્ઘ કેશપાસનો મુનિના ચરણે સ્પર્શ થઇ જાય છે. વાળનો સ્પર્શ થયો અરે મહાન આત્મા બાલ જેવા બની ગયા. કેટલો સુંદર સ્પર્શ ? કેવો મૃદુ સ્પર્શ ? કેટલો રોમાંચક સ્પર્શ ? આમ ફરી ફરી એ વાળનું–કેશનું રટણ કરવા લાગી ગયા. જે યુવતીના વાળ આટલા સુકોમળ છે તો તે યુવતીના અંગ કેટલા સુકોમળ હશે ? આવી કોમલાંગી મારી પાસે નહિ ? મને ના મળે ? હું કોમલાંગીનો ચાહક....ના....સ્પર્શનો લાલચું. લાલચ પેદા થઇ એટલે પોતાની પાસે રહેલી ચીજના લેખાં–જોખા થવા લાગ્યા. મુનિ અણસણ ભૂલ્યા....આરાધના ભૂલ્યા અને છેવટે આરાધનાનો દાવ લગાવી તેમણે તીવ્ર સંકલ્પ કર્યો. મારા આ દીર્ઘ ચારિત્રનું જો કોઈ ફળ હોય. મારા ભયંકર તપ-ત્યાગ અને જો કોઈ આરાધનાનું ફળ હોય, તો બીજા જન્મમાં મને આવી જ કોમલાંગી સ્ત્રીરત્ન પ્રાપ્ત થાવ. વર્ષોની સાધના–સંયમ

તપ-ત્યાગના મુનિએ સ્પર્શમાં લબ્ધ બની હરરાજી કરી, કંઈ પણ બચકાટ-અનુભવ કર્યા વગર, સૌએ સમજાવ્યા પણ પાછા ન હટયા.

જ્ઞાન-દર્શન ચારિત્રરૂપી મહાન રત્નોનું લીલામ કર્યું. અને અંતે એક સુંવાળો માટીનો પિંડ માગ્યો. આ સુંવાળા માટીના પિંડે સ્ત્રીના દેહે મુનિના ચારિત્રનો તો નાશ કર્યો અને સમકિત પણ દૂર ભાગ્યું.

ઉત્સવમાર્ગને અનુસરનાર ચોથા આરાના ઋજુ અને પ્રાજ્ઞ આત્માની પણ દુર્દશા સ્પર્શની લાલસાએ કરી. જો વિષય લાલસા મહાત્માઓને પણ પામર આત્મા બનાવે તો મારા સાધક શિષ્ય ! મારું અને તારું શું ગજું ?

આપણે તો વિષયને દૂરથી જ સો ગજના નમસ્કાર. સીધાવો વિષયો....! ! ! તમે કોઈપણ સ્વરૂપે આવો પણ તમારું રૌદ્રરૂપ શાસ્ત્રમાં જોઈ લીધું છે. મહાત્માઓની અવદશા કરનાર તમારા સંબંધ અમે રાખીએ ? ના....ના....ના તમે સમસ્ત સાધુ કૂળના દુશ્મનો છો, તમારી સાથે સંબંધ નહિ પણ સ્વપ્નમાંય તમારું નામોચ્ચારણ નહિ કરું.

અબ્રહ્મણ્યં....અબ્રહ્મણ્યં...સીધાવો....
વિષયો સીધાવો...ગચ્છન્તિ કરો....

મારી મિત્રતા-સ્નેહ સંબંધ-લાગણી હોય તો સાધુકુળના મિત્રો સાથે. હું પણ સાવધ બની વિષયને હટાવવા મોરચો માંડીશ. કર્ણેન્દ્રિયને શાસ્ત્ર શ્રવણમાં લયલીન બનાવી દઈશ. સર્વજ્ઞના ઉપદેશમાં રંગાયેલ સાધક સ્ત્રીના મોહયુક્ત વચન સાંભળવા સમય ક્યાંથી કાઢે ?

મારા ચક્ષુને વીતરાગના કરુણા યુક્ત દર્શનમાં સ્થિર

કરી દઈશ. રાગી સામે ચક્ષુ બંધ થઈ જસે. આમ એક એક ઇન્દ્રિયને સમજાવી સમજાવી સાધનામાં સહાયક બનાવી દઈશ, વિષયોનો વિચાર કરવાનો જ મને સમય નહિ રહે, તો તેમની પુનઃ પુંનઃ સ્મૃતિ ક્યાં ? પછી વિષય પ્રત્યે આસક્તિનો સવાલ જ ક્યાં ? પ્રભુના તત્ત્વજ્ઞાનના સહારે જીવ અને જડના ભેદ સમજી લઈશ. પછી મને પુદ્ગલ પ્રત્યે આસક્તિ ભાવ પેદા નહિ થાય. પણ પુદ્ગલને ય ધર્મ આરાધનામાં સહાયક બનાવીશ. આ દિવ્ય વિચારશ્રેણીમાં તું લીન બન....તારા સંયમની વત્સ ! તને જે ચિંતા થાય તેના કરતાં મને અધિક થાય છે. માનવ જન્મ દુર્લભ–શાસ્ત્ર-શ્રવણ દુર્લભ શ્રદ્ધા દુર્લભ–સંયમ પ્રાપ્તિ દુર્લભ–તે ચાર મહાન દુર્લભતાને તેં સાધ્ય કરી. સાધના માર્ગનો મુસાફર બન્યો. મેં તારા સંયમનું રખવાળું કરવાનો પણ નિયમ લીધો. ગુરુ બનવું એટલે નૈતિક રીતે–શાસ્ત્ર પદ્ધતિએ શિષ્યના સંયમ જીવનના યોગક્ષેમ કરવાની બાંહેધરી, ચતુર્વિધ સંઘ વચ્ચે મારા ગુરુદેવે મને તારા સંયમ જીવનની જવાબદારી આપી અને મે સ્વીકારી. હવે તો તું સંયમ જીવનમાં વિજયી બને...તો જ હું ગુરુના જીવનમાં વિજયી બનું. મારે મારી ફરજ બજાવવાની છે તારે તારું કર્તવ્ય કરવાનું છે. પણ સંયમના યોગક્ષેમ કરવાના છે. સંયમના યોગક્ષેમ માટે વિષય ભાવનાને તારા હૃદયરૂપી સામ્રાજ્યમાંથી દેશનિકાલ કર એ જ મારી તારા પ્રત્યેની શુભાભિલાષા છે.

ચલ વત્સ....! તારા અને મારા સંયુક્ત વિજયના પ્રયત્ન પ્રારંભી દઈએ.

ગુરુદેવ ! હું તો આપના ચરણમાં અભય છું, નિર્ભય છું, આપની ગુરુરેખાના રક્ષણે મારામાં વિષય પ્રવેશ કરે તેવું ક્યારેય લાગતું યથી. જેમ લક્ષ્મણરેખાનું રાવણ ઉલ્લં-

ઘન ના કરી શકે તેમ વિષયો પણ ગુરુરેખાનું ઉલ્લંઘન કરી શકતા નથી. આપના ચરણમાં પંચ મહાવ્રત સમાન એક વ્રત સ્વીકારું છું. ક્યારેય હું ગુરુરેખાની બહાર નહિ જાઉં, ગુરુરેખા નહિ ઉલ્લંઘન કરું, મારું આ વ્રત પાલન થશે તો વિષયો ક્યારે પણ મને બાંધી નહિ શકે.

ગુરુદેવ ! અંતરના આશિષે આજે શિષ્યને નવાજો, આપના અંતર વૈભવનો વારસદાર બનાવો, આપ વિષયના જંગમાં વિજયી બન્યા, આપ મને વિજયી બનાવશો એજ શ્રદ્ધાએ સંયમ સ્વીકાર્યું છે. બસ, મારી શ્રદ્ધાનું રક્ષણ કરવા કૃપા કરો.

**એજ પુનઃ પુનઃ પ્રાર્થના**





# જે અજઝત્થં જાણઈ સે બહિયા જાણઈ જે બહિયા જાણઈ સે અજઝત્થં જાણઈ

જગતમાં મોટે ભાગે બે પ્રકારનો જન સમુદાય મળે છે. આસ્તિક અને અને નાસ્તિક. આધ્યાત્મિક અને ભૌતિક, જ્ઞાની અને અજ્ઞાની, વૈરાગી અને રાગી.

ઘણી વ્યક્તિ પોતાની મહત્તા દર્શાવવા ઉચ્ચકોટિની યોગ્યતા બતાવે છે. ઘણી વ્યક્તિ પોતાની બૌદ્ધિકતા દર્શાવવા નીચકોટિ બતાવે છે પણ હકીકતમાં સાચી યોગ્યતા અને સાચી અયોગ્યતાવાળા ખૂબ જ દુર્લભ હોય છે. બંને પરિસ્થિતિમાં માનવ કંઇક અહંનું પોષણ કરતો હોય છે. અથવા માયાના કવચ દ્વારા પોતાની જાતને ઢાંકવાનો પ્રયત્ન કરતો હોય છે.

કેટલીક વ્યક્તિ પોતાને આસ્તિક કહેવરાવતી હોય છે, તેની પાછળ એ જ ભાવના છે ભાઈ! હું બધું સમજું છું તમે મારી આગળ એક લાંબુ ભાષણ ના ચલાવો, કેટલીક વ્યક્તિ નાસ્તિક કહેવરાવતી હોય છે પણ હકીકતમાં નાસ્તિક હોતી નથી. પણ કોઈનું કહેલુ નહિ કરવાનો સ્વભાવ. આ કારણે ઝટ દઇને કહી દે છે–" હું નાસ્તિક છું. હું માનતો નથી." સામા માણસની લપમાંથી છુટવા આ બહાનું છે.

કેટલાકને વળી અધ્યાત્મી કહેવરાવનાના અભરખાં થાય છે. એટલે વાત વાતમાં કહે છે–હું અધ્યાત્મી છુ. અધ્યાત્મ બોલવાથી પ્રગટ થતું નથી પણ આવું બોલીને અભિમાન

પ્રગટ થાય છે. આવી વ્યક્તિ પ્રાયઃ અધ્યાત્મી હોતી નથી પણ પોતાને સર્વશ્રેષ્ઠ મનાવવાના સ્વભાવવાળી હોય છે.

વત્સ....!

યોગ્ય આત્મા પોતાના મુખથી ક્યારેય પોતાની યોગ્યતા જાહેર કરવાનું પસંદ કરતા નથી. તેઓના કર્તવ્ય જ તેમની યોગ્યતાની પ્રશસ્તિ કરી લે છે. તેમ કોઈની પણ અયોગ્યતા એ જાહેર કરવાંની હકીકત નથી. અયોગ્યતા પોતાની રીતે જ સિદ્ધ થઇ જાય છે. ઉદ્યાન અને ગટર બન્ને સ્વયં પોતાની વિશિષ્ટતાથી સિદ્ધ થઈ જાય છે. ઉદ્યાન અને ગટરની ઓળખાણ આપવી પડે તો બન્ને સૂકાઈ ગયેલ હોય તો જ. ઉદ્યાન અને ગટરની કિર્તિ દૂર–દૂર ફેલાવવા પેલો પવન સદા તૈયાર જ છે. તેમ આધ્યાત્મિક વ્યક્તિ અને ભૌતિક વ્યક્તિ તેની જીવનચર્યાથી ઓળખાઈ જાય છે. એકાંતમાં બેસવાથી મોઢું ભારેખમ રાખવાથી. ટીલાં ટપકાં કરવાથી મેલાં-ઘેલાં કપડાં પહેરવાથી, દૃષ્ટિ નમાવી દેવાથી કંઇ આધ્યાત્મિકતા આવી જતી નથી, પણ ઢોંગ તો આવી જાય છે. અધ્યાત્મ કોને કહેવાય ? અધ્યાત્મી કોને કહેવાય ? તેની ખૂબ મનનીય ગહન વ્યાખ્યા આચારાંગ સૂત્રમાં પ્રભુ ફરમાવે છે.

**"જે અજઝત્થં જાણઈ સે બહિયા જાણઇ–જે બહિયા જાણઇ સે અજઝત્થં જાણઇ."**

જે અધ્યાત્મને જાણે છે તે જગતને જાણે છે, જે જગતને જાણે છે તે અધ્યાત્મને જાણે છે,

ગુરુદેવ !

આ તો વળી તદ્દન નવી વાત અધ્યાત્મી જગતને જાણે કે ભુલે ? જે જગતને જાણે તે અધ્યાત્મી હોઈ શકે ? ગુરુજી ! મને બુદ્ધુ માની ઉલટું તો સમજાવતાં નથી ને ?

એક સમયે અવશ્ય બુધ્ધુ-મૂર્ખ હતો પણ હવે આપની સાથે રહી મારી થોડીક મૂર્ખતા તો દૂર થઇ છે.

ગુરુદેવ ! શ્રી આચારાંગસૂત્રની આ હિતશિક્ષા હું સમજી શકતો નથી. આપની હિતશિક્ષા સાંભળી ન હોત તો એમ જ કહેત કે આ મારા મગજમાં ઉતરતું નથી, પણ આપના સહારે આપની કૃપાએ સમજી શકીશ.

વત્સ....! ! ! !

અધ્યાત્મ કોઈ બહારની અવસ્થા વિશેષનું નામ નથી. અધ્યાત્મ જ્ઞાન એટલે આત્માનું જ્ઞાન, આત્મામાં થતાં સુખ દુઃખનો અભિલાષ જાણવો, આત્મામાં પેદા થતાં રાગદ્વેષના પરિણામ જાણવા, આત્માની સાચી સુખ પ્રાપ્તિનો માર્ગ જાણવો. આત્માના દુઃખ નિવારણનો પ્રયત્ન કહેવો. તનના રોગ અલગ, મનના રોગ અલગ અને આત્માના રોગ અલગ. તનમાં રોગ અશાતા વેદનીય કર્મના ઉદયે થાય. આત્મામાં રોગ મોહનીયકર્મના ઉદયે અને જ્ઞાનાવરણીય કર્મના ઉદયે થાય મનમાં રોગ અશાતાવેદનીય કર્મના ઉદયે અને મોહનીય કર્મના ઉદયે થાય. ઘાતીકર્મ સીધા આત્મા ઉપર પ્રહાર કરે છે. અઘાતીકર્મ શરીર દ્વારા ઇંદ્રિઓ દ્વારા જ પોતાનો પ્રભાવ બતાવી શકે છે.

**અધ્યાત્મ જ્ઞાન એટલે આંતરિક જ્ઞાન.**

પોતાના આત્માના પરિણામને જાણે તેમ જીવમાત્રના પરિણામને જાણે. પોતાના સુખના મેળવવાને જે પ્રયત્ન કરે તે જ બીજાને સુખ આપવા પ્રયત્ન કરે. આત્માનું જ્ઞાન તને જીવમાત્રનું જ્ઞાન કરાવશે. પછી તું સહુને આત્માના સુખની લહાણ કરીશ. સાચું અધ્યાત્મ એટલે જગતનું જ્ઞાન. જગતનું જ્ઞાન એટલે બીજા જીવના સુખ-દુઃખ જાણવા

જગતના જ્ઞાન દ્વારા આત્માનું જ્ઞાન એટલે વિશ્વના જીવમાત્રના જન્મ–મરણ, સુખ–દુઃખ, કર્મના વિપાક જોઈ પોતાને માટે પણ જ્ઞાન કરવું. આ જીવને જન્મ સમયે જે વેદના સહન કરવી પડી હશે તેમ તે વેદના મારે પણ સહન કરવી પડશે. મારી સામે રહેલ બીજી વ્યક્તિ ક્ષણવારમાં હતી ના હતી થઇ ગઈ. દેહ રહ્યો અને દેહીએ વિદાય લીધી, તેમ મારો પણ દેહ રહેશે અને આત્મા વિદાય થઈ જશે. હિંસા-જુઠ–ચોરી. અબ્રહ્મ–પરિગ્રહના કારણે બીજી વ્યક્તિને સજા ભોગવવી પડે છે તો મારે પણ ભોગવવી પડશે.

સમજ્યો ને ભલા સાધક !

સાચું આત્મકજ્ઞાન તે અધ્યાત્મ જ્ઞાન, જે આત્માને જાણે તે જગતને જાણે, અને જે જગતને જાણે તે આત્માને જાણે વીતરાગનું તત્ત્વજ્ઞાન નિરાળું છે.

અધ્યાત્મ અવસ્થા આવે એટલે આશા... ઇચ્છા... મોહ ....માયા....મિથ્યાના બધા દંભો હઠી જાય....સ્વાર્થ દૂર થઈ જાય....પરમાર્થની પરમ પ્રીતિ લાગી જાય.

અધ્યાત્મ જ્ઞાન થયું હતું પરમાત્મા ઋષભદેવ પ્રભુના પુત્ર ભરત મહારાજાને. આરીસા ભુવનમાં એક આંગળીએ વીંટી ન દેખાઈ, જડની વિચિત્રતાનું સાચું જ્ઞાન થયું. જડની વિચિત્રતાના જ્ઞાનના સહારે સાચા આત્મદર્શનની ઝંખના જાગી અને ભરત મહારાજા કેવળજ્ઞાની બન્યા. આજ સાચી આધ્યાત્મિકતા "રાગના મંદિરમાં પણ વીતરાગીતાનું મંગલ પ્રસાત," સાચા આધ્યાત્મિક હતા પૃથ્વીચંદ્ર અને ગુણસાગર.

લગ્નના મંડપને શુકલ ધ્યાનનો મંડપ બનાવ્યો. હસ્ત મેળાપ દ્વારા આત્મ મેળાપ કરાવ્યો. જીવ અને જડ બન્નેની શક્તિને સમજી આત્મશક્તિને જાગૃત કરી.

**જડમાં મુંઝાવું નહિ–ફસાવું નહિ–તે જ સાચું અધ્યાત્મ જ્ઞાન.**

વત્સ !

સાચું કહું છું શાસ્ત્રદ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કર. લોકસ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કર. ષડ્દ્રવ્યનું જ્ઞાન પ્રાપ્ત કર. અધ્યાત્મ મેળવવા તારે કોઈ ગિરિ કંદરામાં નહિ જવું પડે, કોઇ શક્તિપાત યોગની પ્રક્રિયામાંથી પસાર નહિ થવું પડે.

ઘાતીકર્મનો ક્ષય થાય ત્યારે જ સાચું અધ્યાત્મ પ્રગટ થાય. આત્મજ્ઞાન થાય.

આ આત્મજ્ઞાન દ્વારા જગતનું જ્ઞાન થાય છે અને આ જગતના જ્ઞાન દ્વારા જ આત્માનું જ્ઞાન થાય છે. નહિતર આ વિશ્વમાં અધ્યાત્મની વાત કરનારનો ક્યારેય તોટો ન હતો અને આજે પણ તોટો નથી. ખોટી અધ્યાત્મની માયાજાળમાં ફસાતો નહિ.

ગુરુદેવ !

હવે હું મારી બુદ્ધિને, હોંશિયારીને, પુણ્યને, બધાને સમજી ગયો છું. મારી જાતને સમજતો ન હતો ત્યાં સુધી અભિમાન માયાને વશ થઇ તોફાન કરતો હતો. હવે એ બધાથી દૂર રહેવા અહંકાર અને મમકારના વિસર્જન કરતાં આપની શરણાગતિ સ્વીકારી છે.

જેમ શિવાજી મહારાજની છાયામાં સ્ત્રીના શીલ સુરક્ષિત, તેમ આપની શરણાગતિમાં મારો આત્મા સુરક્ષિત છે.

શરણાગત વત્સલ આપ છો, શરણાશ્રિત હું છું, મારી સુરક્ષા નિશ્ચિત છે તેથી નિર્ભય બની લલકારું છું.

"અબ્ભુટ્ઠિઓઽહં તવ તેય સિરિએ....નિત્થરિસ્સામિ"



# આરંભ સત્તા પ્રકૃતિ સંગ

નાગરવેલનું પાન અને સામાન્ય પાન બંને સાથે પડયા હોય ત્યારે બંનેમાં કોઇ ફરક દેખાતો નથી. પણ જ્યારે દાંત નીચે દબાય છે ત્યારે તુરત સૌને ફરક દેખાય છે. નાગરવેલના પાન દાંત લાલ કરશે, હોઠ લાલ કરશે, જીભ લાલ કરશે અને જ્યાં થૂંકશે ત્યાં પણ લાલ થશે. નાગરવેલનું પાન ખાધા પછી છુપું રહે જ નહિ. તેનો રંગ કયાંક તો લાગી જ જાય અને રંગ પાન ખાનારની ચાડી ખાય. પાપવૃત્તિનો પણ આવો જ સ્વભાવ છે.

વ્યક્તિ વિચારે છે–પાપ પ્રવૃત્તિ થઈ તો શું ? શાસ્ત્ર તુરંત કહે છે–પાપ પ્રવૃત્તિને અમે સદા માફ કરી શકીએ છીએ. પણ પાપવૃત્તિથી પ્રેરિત પ્રવૃત્તિને અમે માફ કરી શકતા નથી. તેનું ફળ અવશ્ય મળે છે.

ગુરુદેવ ! મને સમજાવો. વૃત્તિ સાથેની પ્રવૃત્તિ એટલે શું ? શિષ્ય ! "હું તને શું સમજાવું ? મારે અને તારે હજી તો ઘણોય પ્રયત્ન કરવાનો છે. શાસ્ત્રના રહસ્યને પ્રાપ્ત કરવા. યાદ રાખજે–શાસ્ત્રને એકાદ વખત વાંચવાથી તેના રહસ્ય પ્રાપ્ત ન થાય. કોઈપણ ગ્રંથ ત્રણ વાર વાંચીએ ત્યારબાદ તેનો પરિચય થાય અને વારંવાર વાંચીએ ત્યારે ગ્રંથ આત્મસાત્ થાય પછી તેની પંક્તિ મનમાં ઘોળાયા કરે. વારંવાર સ્મૃતિ પથમાં શાસ્ત્રપંક્તિ આવે ત્યારબાદ તેનું રહસ્ય પ્રગટ થાય. તેથી સ્વાધ્યાયમાં સદા પ્રયત્નશીલ રહેવું.

સ્વાધ્યાય આત્માને તીર્થંકર પરમાત્માની નજદીક લઈ જાય.

સ્વાધ્યાય વૈરાગ્યની મસ્તી પેદા કરે અને ઉત્કૃષ્ટ વૈરાગ્ય

ભાવ જ વીતરાગભાવનો જનક બને છે. આપણે સૌ વૈરાગી છીએ, વીતરાગી બનવાની ચાહના છે, તો વીતરાગની વાણી સમા શાસ્ત્ર આ કલિકાલમાં પણ મળ્યા છે, તો શાસ્ત્રના નિદિધ્યાસન દ્વારા વીતરાગતા પ્રાપ્ત કરવા આપણે કેમ પુરુષાર્થ ન કરીએ ? તું શાસ્ત્ર અધ્યયન માટે પુરુષાર્થ કર. હું પણ તને શાસ્ત્ર અધ્યાપન કરાવવા પ્રયત્ન કરીશ. આજે આપણે શ્રી આચારાંગ સૂત્રનું ૬૧મું સૂત્ર વિચારવું છે.

**'આરંભ સત્તા પકરંતિ સંગં'**

આરંભમાં આસક્ત પાપનો સંગ કરે છે-પાપથી લેપાય છે.

વત્સ ! શાસ્ત્રના શબ્દો ખૂબ જ મહત્ત્વના હોય છે. પહેલાં આરંભ એટલે શું ? તે સમજ.

આરંભ એટલે પાપ–પ્રવૃત્તિ....સાવદ્ય પ્રવૃત્તિ....પાપની ક્રિયા. શ્રી આચારાંગ સૂત્ર આરંભને સંગનું કારણ નથી કહેતા પણ આરંભની આસક્તિને સંગનું કારણ કહે છે.

શું પાપ પ્રવૃત્તિની સંગનું કારણ નહિ ?....ના....ના... તીર્થંકર પરમાત્મા પણ કેવળજ્ઞાન બાદ વિચરે જીવન વ્યવહાર કરે. તેમાં ચાલવા વિગેરેની પ્રવૃત્તિ અવશ્ય પણ, કર્મબંધ ફક્ત એક સમયનો–પ્રથમ સમયે શાતા વેદનીય કર્મ બાંધે બીજે સમયે વેદે, અને ત્રીજે સમયે કર્મ નિર્જરા કરે. પ્રવૃત્તિ જ કર્મ-બંધનું કારણ હોય તો તીર્થંકર પરમાત્માને પણ કર્મબંધ થાય એટલે જ શ્રી આચારાંગસૂત્રનો માર્મિક શબ્દ પુનઃ પુનઃ વિચારવા જેવો છે. 'આરંભ સત્તા'–પાપ પ્રવૃત્તિ કર્મબંધનું નિમિત્ત બને પણ ખરી અને ન પણ બને પણ આરંભની આસક્તિ કર્મબંધનું નિમિત્ત અવશ્ય બને.

આરંભની આસક્તિ એટલે શું ?

પાપ પ્રવૃત્તિ સાથે પાપવૃત્તિ, પાપ પ્રવૃત્તિ પાંચ

મિનિટ, દશ મિનિટ છેવટે ક્યારેક પણ રોકાય. ત્યારે પાપ-વૃત્તિ સાથેની પાપ પ્રવૃત્તિ ક્યારે પણ રોકાય નહિ, રોકી શકાય નહિ.

પેલા શ્રેણિક મહારાજે વિચાર્યું–" આ બિચારો કાલ-સૌકરિક કસાઈ ૫૦૦ પાડા રોજ કેમ મારે ? તેના હાથ–પગને આદત પડી ગઈ છે. લાવ, તેના હાથ–પગ બંધાવી કુવામાં પૂરી દઉં. બિચારો એક દિવસ તો ૫૦૦ પાડાની હિંસાથી બચશેને ! એક દિવસ માટે પણ કાલસૌકરિક કસાઈ નકહેવાય અને કાલસૌકરિક અહિંસક કહેવાય તેવો મારે પ્રયત્ન કરવો.

શ્રેણિક મહારાજે ભાવદયાથી પ્રેરિત થઈ પ્રયત્ન કર્યો. શ્રેણિક મહારાજા વિચારે છે–" ચલો, આજે તો શાંતિ કાલ-સૌકરિક એક દિવસ માટે તો કસાઈ નહીં. કહેવાય ને ! કોઈ નહિ તો હું કહીશ–કાલસૌકરિક અહિંસક છે. શ્રેણિક મહારાજ સમજ્યા–કાલસૌકરિકે કાલનો દિવસ અહિંસા પાળીને ! હિંસાથી દૂર રહ્યો ને ! કાલસૌકરિક કસાઈ પોતાના મનમાં સમજે છે, શું હું નમાલો છું, કાયર છું, શું મને કોઇ બાંધી શકે, મારા મનને બાંધી શકે ? શું કાલસૌકરિકના હાથ–પગ એને પાપ કરાવે છે, હાથ–પગ તો ક્યારેય પાપ કરતાં, ખોટું કરતાં ય થાકે. પણ મન હિંસાનું વ્યસની બની ગયા પછી મનને હિંસા વગર ચાલતું નથી. શરીર તો સામે હિંસા યોગ્ય પદાર્થ આવે ત્યારે હિંસા કરે. હિંસાની સામગ્રી પૂર્ણ થાય એટલે શરીર દ્વારા થતી હિંસાની પ્રવૃત્તિ રોકાય, પણ મનને હિંસાની આદત પડયા પછી તેના માટે કોઇ પદાર્થની જરૂરત પડતી નથી. આંખે જે દેખાય, સામે આવ્યું, તેમાં ઈચ્છિત પદાર્થની કલ્પના કરી પાપ પ્રવૃત્તિ અવિરત ચાલ્યા જ કરે. કલ્પનાથી

નિર્માણ કરેલ પદાર્થ ખૂટે નહિ અને હિંસાનો પરિણામ ખૂટે નહિ–તૂટે નહિ, સતત અવિરત હિંસાનો પરિણામ રહે.

કાલસૌકરિક કસાઈ કહે છે–" કૂવાની બહાર હતો ત્યારે ૫૦૦ પાડા મારવાની મારી નક્કી મર્યાદા હતી. પણ અહીં મેં એટલા જ પાડા માર્યા આ માટીના કણ જેટલાં, તમે મને જેટલાં સમય કૂવામાં રાખ્યો એટલા સમય તમે મારા શરીરને બાંધી શક્યા મનને તો નહિ. મારી મનોસૃષ્ટિમાં માટીના પાડા બની ગયા, એ તમામ પાડાનો હું નાશ કરતો રહ્યો. મારા મનમાં હિંસાનો પરિણામ એટલો તીવ્ર બની ગયો છે કે હવે હું ક્યાંય ક્યારેય હિંસા વગર રહી શકતો નથી. હિંસા મારો સ્વભાવ બની ગયો છે.

વત્સ !

કાલસૌકરિકની પ્રવૃત્તિ હિંસામય હતી તેના કરતાં અધિક કાલસૌકરિકની વૃત્તિ હિંસામય હતી. તેથી તેની હિંસક પ્રવૃત્તિ ક્યાંય પણ રોકાતી નથી. આનું જ નામ આરંભની આસક્તિ. પાપ પ્રવૃત્તિમાં જ તત્પરતા, પાપ પ્રવૃત્તિ પ્રત્યે અંતરની ભાવના એજ આરંભની આસક્તિ.

શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે. પાપની પ્રવૃત્તિ કર્મબંધ નહિ કરાવે પણ પાપની આસક્તિ અવશ્ય કર્મબંધ કરાવે છે. તેથી આપણે સૌએ પાપ પ્રવૃત્તિનું સગપણ તોડતાં પહેલાં પાપની વૃત્તિ દૂર કરવી જોઈએ. પાપવૃત્તિ જતાં પાપ પ્રવૃત્તિ પાંગળી બની જાય છે. અને ક્યારેક તો કર્મ નિર્જરામાં પણ સહાયક બની જાય છે. શું યુદ્ધ કરતાં કેવળજ્ઞાન ન થાય ? શું યુદ્ધના મેદાનમાં કેવળજ્ઞાન ન થાય ? જવાબ જરા શાંતિથી સાંભળ.

યુદ્ધ કરતાં પહેલાં કેવળજ્ઞાન થાય પણ યુદ્ધની ભાવનામાં

કેવળજ્ઞાન ન થાય. યુદ્ધના મેદાનમાં કેવળજ્ઞાન થાય પણ મનમાં જો કુરુક્ષેત્ર હોય તો કેવળજ્ઞાન પેદા ન થાય.

જો ને પેલા મહાત્મા પ્રસન્નચંદ્રનું શરીર તો કાઉસ્સગ્ગ ધ્યાનમાં જ હતું ને? પણ મને વિદ્રોહ કર્યો તો શરીરની અવસ્થા સંતની પણ મનમાં મોહની જાળ બિછાવી, મહાત્મા સાતમી નરકના અતિથિ બની રહ્યા હતા કારણ શું?

તનની નિવૃત્તિ, પણ મન જેમાં લાગેલું રહે તેમાં છેવટે વચન સહકાર આપે જ. આરંભ–પાપ થોડા કલાક, થોડા દિવસ થાય પણ આરંભની આસક્તિ, આરંભની અભિલાષાનું પાપ સદાકાળ–સર્વદા, સર્વત્ર રહે. તેથી જ્યાં આરંભની આસક્તિ ત્યાં પાપનો સંગ કર્મનો સંગ, કર્મ ત્યાં ધર્મ નહિ.

શિષ્ય! તારે ધર્મ આરાધના કરવી છે તો તારે કર્મ-બંધનું કારણ શું? તે ખાસ સમજવું જ જોઈએ. અઢાર પાપસ્થાનક માત્ર ત્યાગ કરીશ તો નહિ ચાલે. હિંસાના સાધનો છોડીશ એટલે જ નહિ ચાલે, તારે હજી બૂબ ત્યાગ કરવો પડશે. આરંભમાં–પાપમાં તત્પર મનનો ત્યાગ કર અને કર્મબંધથી દૂર જા.

વ્હાલા વત્સ!

કર્મ સામે કેશરીયા કર્યા છે તો હવે ધર્મરાજાને વિજયના મંગલગીત સંભળાવ, હું એ સાંભળવા આતુર છું સાથે મારા પ્રિય શિષ્યની યશોગાથા સાંભળવા–ગાવા તત્પર છું. વત્સ, વિજયને વર. શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિરંજન થા.

ગુરુદેવ!

સાચે આપ મારા પર કૃપા કરતા રહો. મને શાસ્ત્રાર્થ સમજાવતા રહો–શાસ્ત્ર નહિ સમજું તો મારા સંગ્રામની કથા પરાજયની દર્દભરી કથા બની જશે. આજે આપે મારા

પર કેટલો ઉપકાર કર્યો ? કેટલું સુંદર સમજાવ્યું ? પ્રવૃત્તિ દ્વારા કર્મબંધ કદાચ ન પણ થાય પણ વૃત્તિપૂર્વકની પ્રવૃત્તિ થાય તો દારૂણ કર્મબંધ થાય. ગુરૂદેવ ! હું તો મારી વૃત્તિ–મારું મન આપણા ચરણમાં જ સમર્પણ કરી દઉં છું, પછી મને ભય શાનો ?

ઓ નાથ ! નિર્ભય બન્યો, અભયના મંગલતૂર બજાવતા ગીત ગાઉં છું.

“ **સાહટ્ટુ નિત્થરિસ્સામિ** ” મારી મંગલ ભાવના.





# 'ખણું જાણાહિ પંડિએ'



શ્રી આચારાંગસૂત્રનું સિત્તોરસું સૂત્ર એટલે પંડિતને આહ્વાહન. મહાપુરુષનું–વીતરાગનું આહ્વાહન. ઉદ્બોધન એટલે અંતરના ઊંડાણમાં પડેલી અનંતશક્તિનું પ્રગટીકરણ.

વીતરાગના આગમની તો વાત જ ન્યારી–અનોખી અદ્વિતીય, પણ વીતરાગ પ્રભુનું એક વચન, એક સંબોધન, એક વાક્ય, એક સૂત્ર એટલે પણ અનંત આત્માની ઉદ્ધાર કામનાએ નાભિમાંથી પ્રગટેલો બ્રહ્મનાદ જેની ધીર ગંભીરતા વાતાવરણમાં જ નહિ પણ પ્રત્યેક ભવ્ય વ્યક્તિમાં જ્ઞાનના દિવ્ય તેજની શક્તિને જાગૃત કરનાર.

શ્રી આચારાંગ સૂત્રનું મનોહર રમણીય સૂત્ર.

'ખણું જાણાહિ પંડિએ.'

"પંડિત ક્ષણને જાણ. પંડિત ક્ષણને સાર્થક કર. પંડિત ક્ષણ દ્વારા શાશ્વત કાર્યને સિદ્ધ કર.

ગુરુદેવ!

ક્ષણને શું જાણવાની? કાલનું ગણિત એ તો મને આવડે છે? દિવસો અને મહિનાનું જ નહિ, યુગોનું, પલ્યોપમનું. સાગરોપમનું, કાલચક્રોનું અરે! સમસ્ત પુદ્ગલ પરાવર્તનું મને જ્ઞાન છે. મને તો આનંદ થાય. તું કાલ જાણ એમ કહો તો અથવા કાળનું જ્ઞાન પ્રાપ્ત કર એમ કહો તો પ્રસન્નતા થાય.

પ્રભુ! આશીર્વાદ આપો કે ત્રિકાળ જ્ઞાની થાઉં? ક્ષણને શું જાણું? ક્ષણને હું શું સાર્થક કરું? ક્ષણનું મૂલ્ય શું? ક્ષણ તો વિચારમાં વીતી જાય. સમયની મર્યાદા વધારો. મારા

જેવા પ્રારંભિક ચિંતકને આટલી નાની ચીજનું મૂલ્ય કેમ સોંપો છો! પ્રભુ મારું અવમૂલ્યાંકન ના કરો!

હું મહાન અને મારું કાર્ય પણ મહાન મને કોઈક મહાન કાર્ય ઇંગિત કરો, ફરમાવો. મને અલ્પથી થોડાથી સંતોષ ના થાય. મારું જેવું વ્યક્તિત્વ છે તેવું કાર્ય પ્રભુ મને ચીંધો.

પ્રત્યેક વ્યક્તિના અતલ ઊંડાણમાં એક વાત ઘર કરીને બેઠી છે. મારા સામર્થ્યને યોગ્ય કાર્ય હોય તો હું કરું? મારે યોગ્ય કાર્ય જ મને કોઈ ચીંધતું નથી. માનવમાત્રની ફરિયાદ સામે ત્રણ જગતના ગુરુ, પ્રભુ વીતરાગ ફરમાવે છે **"ખણું જાણાહિ પંડિએ"** પંડિતે ક્ષણને જાણવી જોઇએ. સમજવી જોઈએ, ક્ષણને સફળ કરવાની શક્તિ વિકસિત કરવી જોઇએ.

પ્રભુનું વચન એક ઘટસ્ફોટ કરે છે. પંડિતો, વિદ્વાનો, આત્મજ્ઞો, સાધકો જ ક્ષણને સફળ કરી શકે, મૂર્ખ ક્ષણ નહિ, વર્ષો નહિ, યુગો નહિ, જન્મો નહિ, જન્મ જન્મની રાશિને પણ સફળ સાર્થક કરી શકતા નથી, કારણ તે મૂર્ખ છે. અવિચારક છે, તેની ચેતના મૂર્છિત છે, ક્ષણને ક્યાંથી સમજે કે સાર્થક કરે?

પંડિત કોણ? જે જન્મને જ નહિ યુગને જ નહિ, વર્ષને જ નહિ, માસને જ નહિ, દિવસને જ નહિ. મુહૂર્તને જ નહિ, પણ ક્ષણને ય સફળ કરે તે પંડિત.

પંડિત છે એટલે ચિંતક છે, વિચારક છે, વિવેચક છે. પ્રત્યેક પ્રસંગના પ્રત્યેક પરિસ્થિતિના પ્રત્યેક પદાર્થના મૂલ્યાંકન કરવામાં ક્યાંય ચૂકે નહિ, ભૂલે નહિ. હીરા નીલમ અને પન્નાનું મૂલ્ય કરનાર ઝવેરી તો પૃથ્વીકયના કલેવરના ટુકડાની જ

કિંમત કરી શકે ત્યારે પંડિત તો વિશ્વના તમામ પરિબળોને સમજી તેને સાર્થક કરનારો બને.

જે વ્યક્તિ અણુની શક્તિ ના સમજી શકે તે પુદ્‌ગલ વિજ્ઞાનનો પારંગત કેવી રીતે બની શકે? જે વ્યક્તિ આત્માનું મૂલ્યાંકન ન કરી શકે તે વ્યક્તિ પરમાત્માનું મૂલ્યાંકન ક્યાંથી કરી શકે?

આત્મામાંથી પરમાત્મા બનવા કઇ કઇ પ્રક્રિયામાંથી પસાર થવું પડે તે પ્રશ્ન તેના મનમાં પ્રગટે જ શાનો!

શ્રી આચારાંગ સૂત્ર એટલે જૈનાગમના પ્રારંભના મૂળાક્ષર અને પ્રારંભની એબીસીડી. શ્રી આચારાંગ સૂત્ર એટલે સાધુના બાળમંદિરનો પાઠ. પરમાત્મા પ્રત્યેક વ્યક્તિની સુષુપ્ત શક્તિને નવ ચૈતન્ય અર્પે છે. ક્ષણને જાણે તે પંડિત તું પંડિત, ' શું હું પંડિત?

જવાબ મેળવ તારા પોતાના આત્મા પાસેથી. શાસ્ત્રોએ પંડિતની પરિભાષા તારી સમક્ષ રજુ કરી છે, આ પરિભાષાનો પારંગત હોય તો અવશ્ય પંડિત.

પ્રભુ! પ્રભુ! મારી મતિ મુંઝાઈ જાય છે, સાધુપણાને સ્વીકાર્યું છે અને શું હું કંઈ સમજતો નથી? કંઇક તો અવશ્ય સમજું છું, જાણું છું તો મને થોડું પણ કાળનું જ્ઞાન ન હોય, પ્રભુ મને તમારી વાતે વિહ્‌વળ કરી દીધો છે. શું હું ક્ષણને ના જાણું?

મહાત્મા :–

તું બધું સમજી શકે, સફળ કરી શકે, તારી અનંત શક્તિ, તારી શક્તિનો સ્વીકાર કરૂં છું ત્યારે જ કહું છું. ક્ષણને જાણ તારા આ સાધુજીવનની ક્ષણને વિચાર, દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી સમજ. આ ક્ષણ મનુષ્ય જીવનની, આ

ક્ષણ આર્યક્ષેત્રની. આ ક્ષણ પ્રભુના સાંનિધ્ય કાળની (આગમની) આ ક્ષણ ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમને પેદા કરવાની, વિશ્વના અનંત અનંત જીવોને આવી દિવ્ય ક્ષણ ના મળે. તને દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ ચારે પ્રકારે ઉચ્ચ ક્ષણ મળી છે.

વિશ્વના અનંત જીવો આલંબન પામે એવી સોનેરી ક્ષણ, જે ક્ષણ તને સિદ્ધની દુનિયામાં સફર કરાવે તેવી.

જે ક્ષણ તને અનંતજ્ઞાનના મહાપંથે લઈ જાય તેવી. મહાત્મા! તારી ડાયરીમાં વર્ષની–મહિનાની નહિ પણ ક્ષણની સફળતાની પણ નોંધ હોય.

તારી ક્ષણની સફળતા જોઈ પેલા અનુત્તરવાસી દેવો પણ સ્વાધ્યાયના રસમાં લાગી જાય. સાગરોપમ સુધી સ્વાધ્યાયમાં લીન રહે, પણ કેવલજ્ઞાન ના પ્રાપ્ત થાય. અનુત્તરવિમાનની થોડે દૂર રહેલ મોક્ષમાં ના પહોંચી શકે. તારી ક્ષણથી સાત રજ્જુ દૂર રહેલ મોક્ષની મુસાફરી થઈ શકે.

તું પંડિત છે, એટલે તને ક્ષણ જાણવાનું કહેવા દ્વારા તને મળેલી અમૂલ્યક્ષણને સફળ કરવાના આશીર્વાદ આપ્યા છે, સમજ્યો ને?

"પ્રભુ! પ્રભુ! હું બુદ્ધિનો વામન! એકજ ધૂનમાં રહ્યો–હું જાણું છું" પણ....આપે મારા અજ્ઞાનના પડલને દૂર કર્યા જાણવું તેનું નામ જ સાર્થક કરવું.

પ્રભુ! પ્રભુ! મને આશીર્વાદ આપો, પ્રત્યેક વસ્તુના જ્ઞાન દ્વારા, ચારિત્રની આરાધના દ્વારા ક્ષણને સફળ કરે. હું તો આશીર્વાદનો ઈચ્છુક છું.

"પ્રભુ મને ધન્ય બનાવો"

માનવ જન્મની ક્ષણને સાર્થક કરવાનું ઇંગિત કર્યું, મારા ઉપર અદ્ભુત ઉપકાર કર્યો.

卐



# "અરઈ આઉટ્ટે સે મેહાવી"

જગત વિવિધ ગ્રંથના અભ્યાસીને—અનેક શાસ્ત્રના જાણ-કારને બુદ્ધિમાન કહે છે, ત્યારે મહાજ્ઞાનીની દૃષ્ટિએ મેધાવીની બુદ્ધિમાનની અને હોંશિયારની વ્યાખ્યા અલગ છે.

ઔષધ આરોગીએ અને રોગ ન જાય તો ઔષધમાં ગોટાળો, ગારૂડી મંત્ર ભણે અને સાપનું ઝેર ન ઉતરે તો ગારૂડીમાં ગોટાળો, તેમ બુદ્ધિમાન્ મોહથી પાછો ન હટે તે કેમ બને?

શ્રી આચારાંગ સૂત્રની પરિભાષા અલૌકિક છે.

"અરતિથી પીછેહઠ કરે તે મેધાવી."

ભલા, સાધક!

સંસારના ચક્રમાં અને જીવનના પ્રવાહમાં તેં કેટલીવાર પીછેહઠ કરી છે. ગાજી—બજાવી મંગલતૂરના નાદ સાથે આગેકૂચના શપથ લીધા, છતાં કેટલીય વાર માનસિક રીતે હારી-થાકી પરાજય પામીને તેં આગેકૂચ છોડી દીધી છે. પીછેહઠ એ તો તારો જુગ જૂનો ઇતિહાસ છે; હારી—થાકી પરાજિત બની પીછેહઠ કરનાર ભલા સાધક! હવે શાસ્ત્રે ઉપદેશેલ રીતે એકવાર પીછેહઠ કર....તારો એક નવો ઇતિ-હાસ લખાશે.

મૂર્ખ બનીને. અસ્થિર બનીને, કરેલી પીછેહઠ તારા વિજયનું નિમિત્ત બની નથી, પણ બુદ્ધિમાન, જ્ઞાની અને તત્ત્વના રહસ્યને સમજનાર બની એકવાર તું પીછેહઠ કર. આ પીછેહઠમાં જ તારા વિજયની ઘોષણા છે. આ વિજય ઘોષણા મોહના ભયંકર ઘોંઘાટમાં તને નહિ સંભળાય. પણ

સાધક! તારા કલ્યાણ માટે તારે આ નવી વાત સાંભળવી પડશે. તારૂં તર્ક ઘેલું મન પૂછી ઊઠશે.

"અરે પીછેહઠ કે આગેકૂચ ?"

તમે મને શું ભણાવવા માંડયું–"મારી બુદ્ધિમાં બેસે નહિ અને હું હા કહું? મારાથી નહિ બને."

તારા મનની વાત હું સમજું છું–સમજું છું એમ નહિ તારા કરતા પણ હું તને અધિક ઓળખું છું, પણ મારે તને સમજાવવું છે કે "તું બુદ્ધિમાન બન, તર્કવાદી ના બન. કુતર્કના છંદે ના ચઢ."

બુદ્ધિમાન તત્ત્વનો જાણકાર હોય....

બુદ્ધિમાનની દૃષ્ટિ હંસ જેવી વિવેકપૂર્ણ હોય....

બુદ્ધિમાન વિશ્વ તત્ત્વનો દર્શક હોય....

બુદ્ધિમાન વિશ્વ તત્ત્વનો વિવેચક હોય....

બુદ્ધિમાન વિશ્વ સૌંદર્યનો નાશક ન હોય....

બુદ્ધિમાન ક્યારેય વિશ્વદર્શનથી પથભ્રષ્ટ ન થાય....

બુદ્ધિમાન!

તેં અનંતકાળથી એક વણથંભી કૂચ પ્રારંભી છે તે મોહનીયકર્મની છે. જ્યાં વ્યક્તિ દેખાઈ, જ્યાં પદાર્થ દેખાય, જ્યાં સંયોગો ઉત્પન્ન થાય ત્યાં તરત જ ગમતાં અને અણગમતાંના ચક્કરમાં ફસાઇ ગયો. સારૂં–ખોટું–પસંદ–નાપસંદ ઈષ્ટ–અનિષ્ટ–સુંદર–ખરાબ વિગેરેની વિવેચનામાં એવો ઘેરાઈ જાય છે કે તારા અશરીરી–અરૂપી અસંયોગી સ્વભાવને ભૂલી જાય છે. શરીર, રૂપ અને સંયોગની દુનિયામાં ભૂલો ભટકે છે.

શુકલ લેશ્યાનો અધિકારી....
શુકલ ધ્યાનનો સ્વામી....!!!

તું કૃષ્ણ લેશ્યા અને આર્તધ્યાન–રૌદ્રધ્યાનની ગર્તામાં ધકેલાઈ જાય છે. તેમાં પણ કદાચ ઈષ્ટ પ્રાપ્તિ માટે તું જેટલા પ્રયત્ન નથી કરતો તેનાથી અનંતગુણા અધિક અનિષ્ટ નિવૃત્તિ માટે કરે છે. આકાશ–પાતાળ એક કરીને પણ તું અનિષ્ટને દૂર કરે છે ત્યારે તને હાશ !!! થાય છે. પણ તારી હાશ ક્ષણજીવી નીકળે છે. સાચે એ હાશનું મહોરું લઈને આવેલી હાય હતી. જ્યાં સુધી અરતિ મોહનીય કર્મ છૂટે નહિ ત્યાં સુધી સાચી શાંતિ મળે નહિ.

"અરતિ છે માટે રતિ છે. અરતિ અને રતિના તોફાન છે તેથી મોહ છે અને મોહ છે તેથી જન્મ–મરણના દુઃખ છે.'

તારા જેવા વિચારકને શું ફરી સમજાવવું પડે ???

"અરતિથી નિવૃત્ત થા, અરતિથી વિરમ, અરતિથી પીછેહઠ કર.'' સાચે મારે તો તને એ સમજાવવું છે કે મેં તને અરતિથી નિવૃત્ત થવા દ્વારા કહ્યું–" પુદ્‌ગલની મૈત્રી છોડ." અશાશ્વત સાથે તારી દોસ્તી ના હોય.

" તું શાશ્વત પંથનો ઉપાસક....
શાશ્વતની પ્રાપ્તિ એ તારો જીવન મંત્ર....

પછી

અરતિ તને શોભે ???

વિષય અને કષાયની દુનિયામાં જ અરતિનો વાસ–મોહનો નિવાસ.

જ્યાં મોહનો નિવાસ ત્યાં સત્યને ક્યાંથી સ્થાન હોય?
જ્યાં મોહનો નિવાસ ત્યાં આત્માના ઉત્થાન ક્યાંથી?

જ્યાં મોહનો નિવાસ ત્યાં વિવેક દૃષ્ટિને ક્યાંથી સ્થાન હોય? તું બુદ્ધિમાન છે-હિત અને અહિતને સમજનાર છે. એટલે જ તને કહું છું કે "અરતિથી થાક....વિરમ"

અરતિ અટકશે એટલે વિષય-કષાયને પલાયન થવું જ પડશે.

વિષય-કષાય જશે એટલે તું પોતે બહિરાત્મ દશા વટાવી અંતરાત્મદશા દ્વારા સ્થિર-વિચારક બની મહાત્મ-દશામાં સાધના-આરાધનાનું અનોખું પાથેય મેળવી પર-માત્મદશાના પવિત્ર પંથનો પ્રવાસી બની જઇશ..

અરતિથી નિવૃત્ત થયો એટલે તારી દુનિયા બદલાઈ જશે. અસ્થિરતાનો વાવંટોળ તારા સાધના મંદિરને ભગ્ન નહી કરી શકે. સ્થિરતા તારી સહચરી બનશે.

જ્ઞાન તારો બંધુ બની જશે....
ધૃતિ તારી સહધર્મિણી બની જશે"

જીવનમાં ધૃતિનો સહારો ક્યારેય તું છોડીશ નહિ. ધૃતિ તારા મોક્ષ પ્રવાસમાં ભોમિયાની જેમ પથપ્રદર્શિકા બનશે-તને આશ્વાસન આપશે....પ્રેરણા આપશે અને સાધના માર્ગનો કોઈ શીઘ્ર અને લઘુ રસ્તો બતાવશે.

**"હિતસ્વી!"**

આપની વાત તો મધુરી છે. આપની હિતશિક્ષા સ્વીકા-રવા જેવી છે, પણ "શું અરતિથી નિવૃત્ત થવાય?" આંખ સામે પદાર્થ આવે-પરિસ્થિતિ આવે અને હું જોયા કરું? શું હું મૂર્ખ છું? વિવેચના તો ક્યારેય કરતો નથી પણ થઈ જાય છે. મનમાં જ ગમો-અણગમો થઇ જાય.

અને પછી તો મારી શું ભાંગફોડ? શું ઉધામા? સાચે જ કહું છું તમે કહો તે તપ કરી લઉં...,

તમે મને કહો તો ૬ મહિનાના ઉપવાસના પ્રયત્ન કરું....

તમે મને આજ્ઞા કરો તો જીવનભર ૬ વિગઈનો ત્યાગ કરી લઉં પણ, અરતિથી કેમ અટકાય ?,...

અઘરૂં છે...કઠીન છે....મારાથી....

સાધક ! બસ–આગળ ન બોલ–તારી વાત હું સમજી ગયો છું.–તું કહે છે કે અરતિથી અટકવું અશક્ય–પણ, મૂર્ખ માટે–તારા જેવા મેધાવી માટે નહિ. તું મેધાવી એટલે તેં તત્ત્વના રહસ્યને પ્રાપ્ત કર્યા છે. આત્મામાંથી પરમાત્મા બનવાની પ્રક્રિયા સમજે છે અને પુદ્ગલ તત્ત્વનો–શું અજીવ તત્ત્વનો દૃષ્ટા ન બની શકે ! પુદ્ગલને સમજવા સહજ શક્તિનો સદુપયોગ કર, પણ તેના કારણે વિષય–કષાયની વણઝારને ન નોતર....આમંત્રણ ન આપ....

તારામાં જેમ મમત્વના કારણે ખરાબને સારૂં કહેવાની અને સારાંને ખરાબ કહેવાની એક શક્તિ વિકાસ પામે છે તેમ નિર્મોહ–નિર્મમ દશાથી પણ એક શક્તિ પેદા થશે–" પુદ્ગલની સહાયક શક્તિનો સદુપયોગ કરવાની. "

નિર્વિષ સાપ જેમ કશું ન કરે, મારેલો પારો કશું ના કરે તેમ મોહ વગર, ભાવવગર પદાર્થ તારી સાધનામાં ક્યારેય વિક્ષેપ નહિ કરે. સાચે તને અરતિથી પીછેહઠ કરવા દ્વારા એક આશીર્વાદ આપ્યા છે.

" તું વીતરાગ બન, તું કષાયનો પક્ષપાતી છે, હવે સમતાનો પક્ષકાર બન. જરૂર આ સાધના સહેલી નથી, કઠીન જરૂર છે, પણ અશક્ય તો નથી જ.

મારા શિષ્યને અશક્ય માર્ગે દોરી જઉં એવો હું

અયોગ્ય ગુરુ નથી. મારા હૈયામાં પણ તારા હિતના અનેક કોડ છે.

સાધક ! "તૈયાર થઈ જા, અરતિ સાથે તારો સંબંધ તોડી ચિત્તપ્રસન્નતાની મંગલભેરીથી તારા આત્માને ગજવી દે."

ગુરુદેવ !

હું તો આપનો ચરણ સેવક. આપે મને બુદ્ધિમાન કહ્યો તો હવે મારે બુદ્ધિમાનને ઉચિત–સુયોગ્ય જ કાર્ય કરવા જોઈએ. આપની હૈયાની હિતશિક્ષા છે તો મારી પણ આપના હૈયાની હિતશિક્ષાને અનુસરવાની મનોભાવના છે. "પ્રયત્ન કરીશ"–એ મારો નિર્ણય છે.

સિદ્ધિ તો આપની કૃપાને આભારી છે. આપનો શિષ્ય મોહના જંગમાં વિજયી બને તેવા શુભાશિષ વર્ષાવો, એજ પુનઃ પુનઃ પ્રાર્થના....





# "અંદ્ધા મોહેણુ પાઉડા"

આરા એ વિશ્વને પ્રકાશનો પંથ દર્શાવનાર વિશ્વચક્ષુ સમો સૂર્ય વાદળાંથી ઢંકાઇ જાય ત્યારે એક ક્ષણ માટે પ્રશ્ન થાય કે 'વાદળાં શકિતમાન કે સૂર્ય ?'

પણ જ્યાં જોરદાર પવન આવે કે હજારો કિરણોથી સૂર્ય પ્રકાશી ઊઠે ત્યારે ઘડી પહેલાંની સમસ્યાનું સમાધાન થઈ જાય. સૂર્ય તો તેજસ્વી જ છે...પ્રકાશક જ છે પણ, તેના તેજને ય હણનાર કોઇ આસુરીબળ વિશ્વમાં વિલસી રહ્યું છે.

જગત્ એટલે જ જ્યાં આસુરી રાજસ્ અને સાત્વિક ભાવનો ત્રિભેટો. ત્રિભેટામાં ન ભટકે એવું કયારેય ન બને. કો'ક ભોમિયો જ સીધા માર્ગે જાય. દુનિયા ભાવનો ત્રિભેટો છે, રાગ-દ્વેષનું દ્વંદ્વ છે. આ વિશ્વમાં કેટલીયવાર અને કેટલાંય મહારથી સામે રાગ-દ્વેષના દ્વંદ્વ ખેલાયા. રાગ-દ્વેષના સાથી બન્યા અને આત્મરાજના દુશ્મન બન્યા. હાર અને જીતનો ઇતિહાસ અનાદિનો છે. પણ, વિશ્વની કોઇપણ વ્યકિતથી હારવામાં માનવને નાનપ લાગતી નથી. મહારથી જાણે છે યુદ્ધ એટલે એમાં એકની હાર અને એકની જીત હોય. પણ, માનવ જ્યારે સ્વથી હારે છે ત્યારે મૂંઝાય છે. ગભરાય છે. અકળાય છે, અને રઘવાયો થાય છે. રઘવાયો થઈને દોડતાં માર્ગમાં અટવાઈ જાય છે. અટવાયેલો ન સ્વનો ઉદ્ધારક બની શકે ન પરનો ઉદ્ધારક બની શકે. અંતે 'તિન્નાણં તારયાણં' પદનો માલિક આત્મા પતનની ઊંડી ખીણમાં જાય છે અને અનેકને પતનની ઊંડી ખીણ તરફ ખેંચી જાય છે. આ છે ઊર્ધ્વગામી આત્માની દર્દભરી કહાની. વિકાસશીલ આત્માની દર્દભરી કહાની કોને ન રડાવે ? હિતેચ્છુને તો અવશ્ય રડાવે પણ...

"એકલું રડી જાણે તે હિતેચ્છુ નહિ; આંસુને–દર્દને દબાવીને પણ કર્તવ્ય પંથે કપરા ચઢાણુ ચઢાવે તે હિતેચ્છુ."

ગણુધર ભગવંત સુધર્મા સ્વામી આજે આપણા જેવા આત્માના હિતેચ્છુ બનીને આવ્યા છે, આપણી કહાની અવશ્ય સાંભળે છે અને આશ્વાસન આપે છે પણુ હાજીનો સૂર પૂરાવતા નથી. સુધર્માસ્વામી પરમાત્મા મહાવીરની રણુહાક મારે છે **'મંદા મોહેણુ પાઉડા'.**

અજ્ઞાની મોહથી ઢંકાયેલ છે. મોહે તારા આત્મા ઉપર અંધારપટ છાયો છે પણુ, મોહ તારા ઉપર કેમ રાજ્ય કરી શકે? શું જડ જીતે અને ચેતન હારે? તને કેમ પ્રશ્ન થતો નથી? ઓ ચેતન! તું કેમ અચેતન યુદ્ધનો મૂક સાક્ષી બને છે? ના. શું તું અચૈતન્ય પુદ્ગલભાવની શેહમાં આવે? ચૈતન્યના પરાજયને કેમ સહજ ગણી લે છે?

જ્ઞાનીઓ તારી આ લાચારવૃત્તિ પર આંસુ સારે છે. તને તારી પરાજય કથા શરમાવતી નથી. રૂદન કરાવતી નથી પણુ, મહાત્માઓને સંતપ્ત કરી મૂકે છે. પરમાત્મા આ તારી દર્દ ભરી કથા ઉપર કરુણાનો સ્રોત વહાવે છે અને કહે છે–'દોષ આત્માનો નથી, આત્મા અજ્ઞાનથી–મોહ વડે ઢંકાયેલ છે.'

સિંહશિશુ બકરાના ટોળામાં પેસી ગયું. સિંહની ગર્જના ભૂલી ગયું. બકરાની જેમ બેં બેં કરવા લાગ્યું. કારણુ, રાત દિવસ તેણે બકરાની બેં બેં જ સાંભળી છે. સિંહની ત્રાડ સાંભળી નથી તો ક્યાંથી કરે? અજ્ઞાની આત્મા મોહ વડે ઘેરાઈ ગયો છે. સ્વના તેજ વિસ્મરણુ થઈ ગયા મોહે તેના આંખે પાટાં બાંધ્યાં. સત્યને અસત્ય સમજાવ્યું, અસત્યને સત્યનો બુરખો પહેરાવ્યો. ખોટાને સાચું અને સાચાને ખોટું માનવું તે મુદ્રાલેખ થયો. આગ ને જલ માની લઈએ એટલે

શું ? આગ જ્યારે રૌદ્ર રૂપ પકડે ત્યારે બાળે જ, તેમ મિથ્યાને સાચું માની લઈએ એટલે શું ?

'મિથ્યા એક દિવસ માર્ગથી ભ્રષ્ટ કરે જ'

ઓ મુક્તિ પિપાસુ !

મારું કામ તો તને અકસ્માત્માંથી બચાવવાનું છે. લાલબત્તી ( Red light ) થાય એટલે સમજવું જોઈએ સાવધ થઈ જાવ, માર્ગ વિષમ છે. ખાડા–ટેકરા–કંટક ઘેરાયેલા માર્ગથી આગળ વધી શકાય પણ, મિથ્યા માર્ગમાંથી નીકળી ના શકાય. મિથ્યામાર્ગને તો છોડવો જ પડે. મિથ્યા છૂટે તો જ સમ્યગ્ પેદા થાય. અને સમ્યગ્ ઉત્પન્ન થતાં આત્મ સૂર્ય અનંત શક્તિથી વિકસિત બની જાય. તને ફરી ફરીને વૃદ્ધોની જેમ એક જ વાત કહું છું '**મોહને હટાવ.**' વારંવાર અપાતી શિખામણ અકારી લાગે છે પણ યાદ રાખજે હિતશિક્ષા પરિણામમાં તો ઈક્ષુરસ જેવી જ છે. તારા કલ્યાણની જ કામના છે.

પ્રભુ !

આપની વાત સાચી. આપ મારા એકવાર નહિ પણ એકસો વાર મારા હિતચિંતક. મારા કરતાં ય આપને મારા હિતની ચિંતા અધિક.... પણ પ્રભુ ! હું અજ્ઞાની... મોહથી ઘેરાયેલો. મને માર્ગ ના મળે. શું આપ મને ઉગારો નહિ, તારો નહિ, મારી રીતે મોહને જેટલા દૂર કરવાના મેં પ્રયત્નો કર્યા તેમાં મને તો લાગે છે મોહનું એક ભૂત દૂર થાય છે અને બીજા ૧૦–૧૨ ભૂત મને વળગે છે. આ મોહની બહુ-રૂપી વિદ્યાથી કંટાળ્યો છું, પણ માર્ગ જ મને મળતો નથી, થાકી ગયો, હારી ગયો, પ્રભુ ! હું શું કરું ?

આત્મોદ્ધારક !

તારી કથની સત્યથી દૂર નથી પણ, સાચું કહું તેં સાધન બદલવાનો પ્રયત્ન કર્યો છે પણ સાધ્યને સમજવાનો પ્રયત્ન કર્યો નથી.

શું વેશ બદલાય એટલે વ્યક્તિ બદલાય ?

શું મૃગ સિંહચર્મ પહેરી લે એટલે વનરાજ બની જાય ? તું દુઃખથી કંટાળે છે પણ દુઃખના કારણથી કંટાળતો નથી ? તું વ્યક્તિને તિરસ્કારે છે પણ વ્યક્તિમાં રહેલી અધમવૃત્તિનો તિરસ્કાર કરી શકતો નથી- આ સમજાવવા દ્વારા મારે તને મોહને-મિથ્યાને-અજ્ઞાનને દૂર કરવાનો માર્ગ બતાવવો છે.

મોહ દૂર રહે વીતરાગના સાંનિધ્યમાં...
મોહ ભાગે ગુરુની કડક ચોકીમાં....

મોહની નગ્નદશાના સાચા દર્શન થાય શાસ્ત્રચક્ષુ દ્વારા
મોહ પલાયન થઈ જાય સમ્યગ્ ધર્મના સહવાસમાં...

મારે તને સમજાવવું છે કે તારે મોહને મિથ્યાને દૂર કરવો હોય શરણાગતિ સ્વીકારી લે 'અરિહંતની....'

મોહને વિદાય કરવો હોય તો ગુરુ સેવાનું કઠીન વ્રત આદરી લે....મોહ સામે તારે લાલ આંખ રાખવી હોય તો સ્વાધ્યાયની ધૂણી ધખાવીને બેસી જા....મોહ તારી સામે આંખ પણ ઊંચી નહીં કરે. મોહનો ઉદય જ નહિ જાય પણ, મોહનીય કર્મના બંધ-હેતુઓને પણ 'ગચ્છન્તિ કરવી પડશે. પછી તો મોહનીય કર્મની અઠ્ઠાવીસે અઠ્ઠાવીસ પ્રકૃતિ બંધ-ઉદય-ઉપશમ સત્તામાંથી ચાલી જશે. મોહને હટાવવા તારે વ્યૂહ રચના કરવી પડશે; અભેદ્ય દુર્ગ બાંધવો પડશે.

**'વિવિધ પ્રકારનો તપ મોહ સામે વ્યૂહ રચના છે'**

અનિત્યાદિ ૧૨ ભાવના મોહ સામે અભેદ્ય દુર્ગ છે.

શુભ-શુદ્ધ સાત્ત્વિક ભાવનાનો કિલ્લો મોહ ભેદી નહીં શકે. ઉદ્યમી બન....કાયર ન થા....

પ્રભુ !

તમારા ચરણમાં આવ્યો છું....ભક્ત તમારો...સેવક ગુરુનો....દોસ્ત સાધુજનોનો...શાસ્ત્રાભ્યાસ મારું વ્યસન.... હવે તો અજ્ઞાન અને મોહ મને નહિ ઢાંકે ને ? મારા કેવલજ્ઞાનનો સૂર્યોદય જોવા હું આતુર છું, શ્રદ્ધારૂપ કૂકડો મારા પ્રાતઃકાળની ટહેલ નથી પાડતો ? પ્રભુ ! આપની કૃપાએ મારો શ્રદ્ધારૂપ કૂકડો કૂક રે કૂક કરે છે. મને વિશ્વાસ છે ઘાતિકર્મની રાત્રી દૂર થશે. જાજવલ્યમાન કેવળ-જ્ઞાનનો સૂર્યોદય વિશ્વને તેજથી ભરી દેશે.

નત મસ્તકે માંગું છું આપના શુભાશિષ....સારી અજ્ઞાન રાત્રિ દૂર થાય અને જ્ઞાનના તેજથી અનંત આત્મ શક્તિના સાક્ષાત્કાર કરું.

મારી આરજુ...આપની કરુણાથી એક ધન્ય દિવસે મોહ પલાયન થશે...કેવળજ્ઞાન પ્રગટ થશે....

'હવે તો આપનો સાચો શિષ્યને ! ! !'

卐

# ૧૦ "વિમુત્તા હુ તે જણા જે જણા પારગામિણો"

નૈયા સમુદ્રમાં તરી જાય છે અને પથ્થર ડૂબી જાય છે. કારણ, નૈયા વજનમાં હલકી છે અને પથ્થર વજનદાર છે. અધિક વજનવાળી ચીજ ડૂબે અને હલકી ચીજ તરે તે વિશ્વનો નિયમ.

રોજ–બરોજના નિત્ય–નિયમિત આપણી વચ્ચે જ રહેલાં સાધનો હંમેશા આપણને કંઈક સંદેશ આપે છે. નિત્યના સાધનમાં સાવધાનીનો સૂર હોય તો વીતરાગની વાણીમાં કેવી અદ્‌ભુત ભાવના હોય ?

પરમાત્મા મહાવીરના સંદેશાને પ્રગટ કરતું શ્રીઆચારાંગ સૂત્ર અને એ શ્રીઆચારાંગ સૂત્રનું એક સુંદર સૂત્ર "વિમુત્તા હુ તે જણા જે જણા પારગામિણો" આ સૂત્રતો સહસ્રપુટ ઔષધ જેવું છે સામાન્ય એક હજારવાર લસોટાય અને અદ્‌ભુત રસાયણ બની જાય. તેમ વીતરાગનું વચન સ્વાધ્યાયની ખરલમાં લસોટાય એટલે આત્માને પુષ્ટિ કરનાર અનુપમ અમર ઔષધ સદૃશ બની જાય.

કોણ સંસાર સમુદ્રને પાર પામી શકે ? જે બંધનથી મૂકાયેલ હોય, કર્મના વજનથી રહિત હોય, લોહ જેવા નિકાચિત કર્મવાળો સંસાર સમુદ્રમાં ડૂબી જાય. ધૂળ જેવા લાગેલાં સ્પૃષ્ટ કર્મવાળો આત્મા તરી જાય.

મારી વાત સાંભળી તું કહેવાનો–કર્મનું તત્વજ્ઞાન ! તેની રૂપરેખા મેળવવામાં બે–ચાર વર્ષ વીતી જાય અને કર્મ સિદ્ધાંતના નિષ્ણાત બનવામાં પાંચ–પચીસ વર્ષ નીકળી જાય. મારી જુવાની એળે જાય. મનોરથ કલ્પના બની જાય

અને કર્મ મારી મશ્કરી કરતાં થઈ જાય. "તારે મોક્ષે જવું હતું ને ? કેમ કયા માર્ગે ? છેવટે, તું મુંઝાઈ જઈશ. અને કહીશ મારી કલ્પના હતી, સંકલ્પ નહિ. સંકલ્પને સિદ્ધ કરનારો તું સિદ્ધ સાધક નિરાશ બની માથે હાથ દઈ બેસી જઈશ. મારે તને નિરાશાથી ઘેરવો નથી. મારે તો તારી સર્જન શક્તિનું પ્રગટીકરણ કરવું છે. મારા, તારી સામે થોડા પ્રશ્નો છે. પ્રશ્નોના જવાબ આપ.

શું તું શિવેચ્છુ ?

તું સંસાર સમુદ્રને તરવાની ઝંખનાવાળો ?

તું યતિ ? તું સંયમી ? તું યોગી ?

" **મહાત્મા** " !

તમને શું શંકા લાગે છે ? મારા કેશ લુંચિત છે. મારા હાથમાં પ્રભુનો ધર્મધ્વજ અને મુખવસ્ત્રિકા છે. મુખમાં ધર્મલાભ છે.

" **સાધક** " !

મારા પ્રશ્નો તારી પ્રવૃત્તિ માટે નથી. મારા પ્રશ્નો વૃત્તિનું સંશોધન કરનાર છે. અને તારા જવાબ પ્રવૃત્તિનું નિવેદન કરનાર છે. કંઈ નહિ, હું જ વ્યાખ્યા કરું...સાંભળ....

" **શિવેચ્છુ** " !

મોક્ષ સુખની ચાહના કરનાર, આત્મિક સુખનો અભિલાષુક, પૌદ્ગલિક જીવનથી પરાઙ્મુખ આત્માનું તન સંસારમાં પણ મન મોક્ષમાં....

**સંસાર સમુદ્રને તરવાની ઇચ્છાવાળો !** એટલે સંસારના દુઃખથી જ કંટાળેલ નહિ. સંસારના સુખને સારો માનનાર નહિ. પણ રાગદ્વેષના ભયંકર સમુદ્રને પાર થવાની ઝંખનાવાળો....

યતિ = મોક્ષને માટે પ્રયત્ન કરનાર...આત્મ ગુણને માટે અવિરત પ્રયાસ કરનાર...સદ્ પ્રયત્નથી ક્યારે પણ નહિ થાકનાર....નહિ કંટાળનાર....પણ કાળની જેમ સતત પ્રવૃત્તિશીલ–કાળ વણથંભે વહે જાય. તેમ સદા શુભ–શુદ્ધનો ઉદ્યમ કરનાર....તે **યતિ.**

**સંયમી** = ઇંદ્રિયને સમ્યગ્ રીતે નિરોધ કરનાર, પાંચે ઇંદ્રિયોનો નાશ ન કરે....પણ....પાંચે કર્મેન્દ્રિયને જ્ઞાનેન્દ્રિય બનાવી દે....સંયમ સાધનાની સહાયિકા બનાવી દે....જ્ઞાન–દર્શન–ચરિત્ર–તપ–ત્યાગ–વિનય– વૈયાવચ્ચ–સેવા–સુશ્રુષા દ્વારા ઇંન્દ્રિયને શિવમાર્ગની અનુયાયી બનાવી દે તે **સંયમી.**

**યોગી** = તન–મન–વચનને મોક્ષની સાધનામાં જોડી દે તે યોગી. કર્મના સાધનને મોક્ષના સાધન બનાવી દે તે યોગી. આ પરિભાષાને યોગ્ય તારૂં જીવન છે તો તું સંસારને તરી શકીશ. સાચી સમજથી ક્યારેય ડરવું ન જોઈએ, ભાગવું ન જોઈએ. સાચી સમજથી વૃત્તિ બદલાશે, વિચાર બદલાશે અને છેવટે આચાર બદલાશે અને તારી પ્રતિજ્ઞા છે કે–“ સંસાર સમુદ્રને પાર પામવું ”–એ સિદ્ધ થશે.

તારા જીવનમાં પ્રેરક બનવા આવ્યો છું. સહાયક બનવા આવ્યો છું. પરમાત્મા મહાવીરનો શાશ્વત સંદેશ લઈને આવ્યો છું. **“જે મુક્ત છે તે સંસાર પારગામી છે.”**

મોક્ષ પ્રાપ્ત કરવા, સંસાર સાગરને પાર પામવા તારે છોડવા પડશે વિવિધ પ્રકારના સાધનો અને સાધનોનું મમત્વ. સાધન હશે તો મમત્વ આવશે અને મમત્વ હશે તો સાધનોની ભૂતાવળ ફરી ઊભી થઈ જશે. એક નિશ્ચિત હકીકત છે. કે નિરર્થક–બિનજરૂરી પણ ચીજ રાખી તો તેનું મમત્વ

થવાનું અને મમત્વ હશે તો મનથી પણ તારી દુનિયામાં ચૌદ રાજલોકનો પરિગ્રહ આવી જશે. આમ બાહ્ય અને અભ્યંતર પરિગ્રહમાં મૂઢ બનેલો તું ઇષ્ટ, અનિષ્ટ, સારૂં ખરાબ, મારૂં, તારૂં અહંકાર અને મમકારમા મુગ્ધ બની પુનઃ કષાયાત્મા બની જઈશ. અને દુઃખ નિવારણ માટે યોગી થયો તે દુઃખ તો પાછું પડછાયાની જેમ તને લાગી જશે એટલે ફરી ફરી તને કહું છું....પુનઃપુનઃ યાદ અપાવું છું.

"....વિમુક્ત થા"...."વિમુક્ત થા"... "વિમુક્ત થા"...

"બહારથી જગતના સંયોગનો ત્યાગ કર અને અંતરથી જગતના સંગનો ત્યાગ કર." મમત્વની આછી પાતળી રેખાની એ તાકાત તારી વર્ષોની ચાધનાને નિરર્થક કરી દે છે.

રત્નાકર પચ્ચીશીના રચયિતા મહાત્માને રત્નો શું કામના હતા? રત્નો રાખીને મહાત્મા શું કરવાના હતા?

શું તેઓ રત્નો જોઈને આભૂષણમા રત્નોનો ઉપયોગ કરવાના હતા? ના....રે! પ્રસન્ન થવાનું અને એ પ્રસન્નતા દ્વારા નિકાચિત કર્મ બાંધવાના—એ તો મહાત્મા હતા તો પણ તેમને બાહ્ય અને અભ્યંતર પરિગ્રહ બને....જકડે...

પામર! આત્માની પરિસ્થિતિ શું? પામર આત્માએ—સાધક આત્માએ સાધનાથી પ્રાથમિક અવસ્થાની એક આદત બનાવી દેવી જોઈએ.

ખૂબજ જરૂરિયાત ઘટાડો, જીવન જરૂરીયાતની ચીજમાં પણ સાદાઈ, જરૂરિયાત અને મર્યાદિતતાને ક્યારેય ન ભૂલો.... બાહ્ય અભ્યંતર પરિગ્રહના ત્યાગ દ્વારા તું સંસારમાં પણ શિવસુખનો આનંદ મેળવી શકીશ. તારી ફકીરીના સુખની રાજા-મહારાજા—સમ્રાટ ચક્રવર્તી-ઇન્દ્રોને પણ ઇર્ષ્યા આવશે....

તું બાહ્ય–અભ્યંતર પરિગ્રહથી મુક્ત બનીશ એટલે તને જેમ કંચન અને કામિની પસંદ ન આવે. તેમ તું કીર્તિનો પણ ત્યાગી થઈશ. તું કહીશ 'કીર્તિ એ પણ પૌદ્ગલિક છે. કીર્તિ–યશ યશનામકર્મના ઉદયના કારણે પ્રાપ્ત થાય. ઔદયિક ભાવ માત્ર પૌદ્ગલનો આવિષ્કાર છે. મારે તે ના જોઈએ.'

એ–પાંચ લોકોએ સારા કહ્યા તેથી શું થયું ? પ્રશંસા વેરીને તારી સાધનાને અભડાવી જાય. તારી મસ્ત ફકીરીમાં કીર્તિને પણ જાકારો મળ્યો હોય. આ સાધના માટે મુક્ત નહિ વિમુક્ત બનવું પડે. અને વિમુક્ત બને તે જ કર્મના ભાર રહિત હોવાથી હલકો બનવાથી સંસાર સમુદ્રને તરી જાય છે.

ચલ, ત્યારે સાધક....**" તૈયારી કર વિમુક્ત બનવાની "** શ્રેયનો માર્ગ ક્યારેય સુંવાળો હોતો નથી. કપરા ચઢાણ ચઢ અને અદ્વિતીય ગુણ મેળવ

" ગુરુદેવ ! "

હું સાધક છું તેમ કહું તે કરતાં મને લાગે છે હું એમ કહું તે બરાબર છે....**"હું શિષ્ય છું."**

આપની હિતશિક્ષાનો ભિક્ષુક છું. આપની હિતશિક્ષાની ભિક્ષા લેવા આપના દ્વારે યાચક બનીને આવ્યો છું. મારા આત્માનું અક્ષયપાત્ર હિતશિક્ષાના અમૃતથી ભરી દો. આપની હિતશિક્ષાનું અમૃત મને અજર–અમર અને શાશ્વત બનાવે તેવા વરદાન આપો.

હું આપનો શિષ્ય છું. એ સદા સ્મૃતિમાં રાખજો.... મારા ગુરુદેવ ! એ જ વિનંતિપૂર્વક વિરમું છું.

## ૧૧ "કો ગોયાવાઈ કો માણાવાઈ"

જન્મભૂમિ કદાચ ગૌરવનો વિષય હોઈ શકે પણ અભિમાનનો વિષય તો ન જ હોઇ શકે !

કોઈ આપણને શું માન આપે છે તે આપણી ગુણવત્તાનો માપદંડ નથી પણ આપણે સૌને કેટલું માન આપીએ છીએ તે આપણી ગુણવત્તાનો સાચો માપદંડ છે.

પણ માનવને માન કરવા માટે કેટલાં નિમિત્ત મળે છે! કેટ–કેટલાંય નાના મોટાં નિમિત્તો–પ્રસંગો–સ્મરણોની સ્મૃતિ કરી માનવ માન કરે છે, અભિમાન કરે છે અને અભિમાન દ્વારા આત્મિક પ્રગતિનો નાશ કરે છે.

વત્સ ! શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે " કો ગોયાવાઈ કો માણાવાઈ ?"

કોણ ગોત્રવાદી કોણ માનવાદી ? કયા ગોત્રને ઊંચું કહેવું ? કયા કુળને નીચું કહેવું ?

મનુષ્યલોકમાં કોઇ એવી જગ્યા કે એવું કોઇ સ્થાન બતાવો કે જયાંથી કોઇ પણ એક આત્મા મોક્ષે ન ગયો હોય? કોઈ એવું સ્થાન બતાવો કે જયાંથી કોઇ આત્મા નરકે ન ગયો હોય ? મોક્ષે જવા કે નરકે જવા માટે કોઈ નિશ્ચિત્ત સ્થળ નથી, કોઈ નિશ્ચિત્ત જાતિ નથી; નિયત કુળ નથી....પણ, જ્યાં કર્તવ્ય મુખ્ય બને, કીર્તિ ગૌણ બને ત્યાંથી મોક્ષે જઈ શકાય.

શું તું એમ સમજે છે કે તીર્થંકરના કુળમાં બધાં તીર્થંકર જ પેદા થાય અને તીર્થંકરના કુળમાં પેદા થવા માત્રથી તીર્થંકર થવાનું હોય તો ૨૪ જ તીર્થંકર ના રહે....

શું કેવળજ્ઞાની–વીતરાગના શિષ્ય બનવા માત્રથી મોક્ષે

જઈ શકાય તો પછી જમાલિ નિન્હવ ન બનત. પ્રભુના હસ્તે દીક્ષિત બનેલ અને પ્રભુના શિષ્ય પણ પ્રભુના જ વિરોધી બની દુર્ગતિમાં ગયા....

ઉચ્ચ ગોત્ર, શ્રેષ્ઠ કુળ, સુંદર માતાપિતા એ દ્વારા જ તારી પ્રશંસા હોય તો પણ એટલી જ કે તું ભૂતકાળમાં ઘણો સારો હતો, તેં ઘણું સારૂં કરેલ. પણ વર્તમાનમાં કુળ–ગોત્ર–માતપિતા વિગેરેનું અભિમાન કરે તો ? એ બધાં તને તારનારા નહિ ડુબાડનારા....

તારી પ્રગતિના નિમિત્ત નહિ...તારા ઉત્કર્ષના સાધન નહિ...પણ અપકર્ષના સાધન......

પુંડરિક અને કંડરિક એક જ માતાપિતાના પુત્ર...એક જ ગુરુદેવના શિષ્ય...સર્વજ્ઞ ભાષિત સંયમના બન્ને પાલક પણ એકને સંયમની સાધના – આરાધનાથી મોક્ષ .... એકને વિરાધનાથી નરક....

**"અભિમાનથી શું ?" અધઃપતન....**
**"માન ત્યાગથી શું ?" ઊર્ધ્વગમન....**

ગોત્ર જ. માતાપિતા જ, તારક બનતાં હોય તો પુંડરીક–કંડરીકની અલગ–અલગ કથા ન બનત....

આપણે સ્યાદ્વાદ શાસનના ઉપાસક છીએ. ગોત્ર કર્મના પણ ઉચ્ચ અને નીચ ભેદ માનએ છીએ. પુણ્ય અને પાપમાં બંનેમાં ગોત્ર કર્મ છે. ઉચ્ચ ગોત્ર શુભ–શુદ્ધ સંસ્કાર પ્રાપ્ત કરવામાં મદદગાર છે. નીચ ગોત્ર કુસંસ્કાર તરફ પ્રેરનાર છે. તેમ માનીએ, પણ ઉચ્ચ અને નીચ ગોત્રને આત્માની ઉર્ધ્વગતિ કે અધોગતિનું નિમિત્ત ન માનીએ.

પ્રેરક–સહાયક ઉદ્બોધક માનીએ. ગોત્રનું ગૌરવ સ્મૃતિમાં રાખીને અસત્ માર્ગેથી પીછેહઠ કરવી જોઈએ. ગોત્રનું

ગૌરવ સ્મૃતિમાં રાખી સન્માર્ગે આગેકૂચ કરવી જોઇએ. પણ તેનાથી અભિમાનની તો ક્યારેય વૃદ્ધિ ના કરવી જોઈએ.

કાદવમાં કમળ પણ પેદા થાય છે અને દેડકો પણ પેદા થાય છે. માનવ જ મોક્ષે જઈ શકે છે અને માનવ પણ મરીને સાતમી નરકે જઈ શકે છે.

તીર્થ કર્મક્ષયનું નિમિત્ત પણ બને છે અને કર્મબંધનું પણ કારણ બને છે. તો ગોત્રકુળની શી વિશાત ? ઉચ્ચ કુળમાં પેદા થવા માત્રથી ઉંચા-નીચા નથી બની શકાતું... નીચકુલમાં પેદા થવા માત્રથી નીચ નથી બની જવાતું....ગોત્ર અને કુળનું અભિમાન રાખવું તે કર્મ સિદ્ધાંત માનનારને શું યોગ્ય કહેવાય ?

ઉચ્ચ ગોત્ર કે નીચ ગોત્ર એ પણ કર્મનો જ ભેદ છે. મોક્ષે જવામાં બંને ન જોઈએ. સંપૂર્ણ ગોત્ર કર્મ ક્ષય થાય ત્યારે જ સિદ્ધાવસ્થાના સુખ મળે....

ઉચ્ચ ગોત્રનું અભિમાન સંસારમાં પરિભ્રમણ કરાવે. નીચ ગોત્રનો તિરસ્કાર પણ સંસારમાં પરિભ્રમણ કરાવે. જગતમાં કયા કુળમાં જન્મ લીધો એ બહુ મહત્ત્વનું નથી. તમે શું કર્તવ્ય કર્યું ? એ ખૂબ મહત્ત્વનું છે....

ગુરૂદેવ ! એક પ્રશ્ન કરૂં ?....અપરાધ સમજો તો માફ કરજો...પણ, મારા હૃદયના સમાધાન માટે પ્રશ્ન પૂછું છું. પરમાત્મા મહાવીર સ્વામીનો દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાંથી ગર્ભાપહાર થયો અને ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષીમાં પરમાત્મા મહાવીર સ્વામીને સ્થાપન કર્યા. કલ્પસૂત્રના આગમપાઠ સાક્ષી આપે છે. તીર્થંકર ભગવંત અંત-પ્રાંત ભિક્ષુકુળમાં જન્મ લેતા નથી. જો ઉચ્ચ ગોત્રનું મહત્ત્વ ન હોત તો આ ઘટના બનત ?....

"શિષ્ય ! તારો પ્રશ્ન મને ખ્યાલમાં છે, વર્તમાનના માનવની આ જ પરિસ્થિતિ છે, તેની પોતાની વાત આવે ત્યારે તે લોકોત્તર પુરુષની વાત કરે. ઉચ્ચગોત્ર અને નીચ ગોત્રના ભેદ માનવા એ જૈનશાસનની સત્ય હકીકત, પણ ઉચ્ચ ગોત્રનું અભિમાન અને નીચગોત્રનો તિરસ્કાર એ જૈનશાસનથી વિપરીત હકીકત....પાણી અને જળની પરિભાષા કહેવામાં પક્ષપાત નથી, તેનું વિવેચન છે. તેમ તીર્થંકર પરમાત્માને યોગ્ય કુળ કયું ? તે કલ્પસૂત્રમાં વિવેચન છે. કલ્પસૂત્રની ગર્ભાપહારની વાત યાદ રાખનાર તું પ્રભુના મરીચિના જન્મની વાત કેમ ભૂલી જાય છે. ત્યાં પણ પરમાત્મા મહાવીર સ્વામીએ શ્રીમુખે ફરમાવ્યું—"મેં નીચ ગોત્ર કેવી રીતે બાંધ્યું"?... સ્પષ્ટ કહ્યું કે "કુળનું અભિમાન કરવાથી"....

"કો ગોયાવાઇ" આચારાંગ સૂત્રનું પદ ગોત્રકર્મના ભેદનો અપલાપ કરતું નથી....પણ સમજાવે છે "કોઈ કુળ અભિમાન કરવા લાયક નથી, કોઈ કુળ તિરસ્કાર કરવા લાયક નથી."

"કુળ કર્મદત્ત છે, પુરુષાર્થ એ આત્માની દેન છે."

વર્તમાન પરિસ્થિતિમાં હર્ષથી બહાવરો બને છે તે પણ સિદ્ધિસાધક બનતો નથી. વર્તમાન પરિસ્થિતિમાં શોકથી વ્યાકુળ બને છે તે પણ મોક્ષ મેળવી શકતો નથી. કર્મ માત્રને સમજી તેના ઉપર જે વિજય મેળવે છે તે જ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે....

મારા શિષ્ય ! ગોત્ર કુળનું અભિમાન નથી કરવાનું. તેમ જ્ઞાન, ગુરુ વિગેરેનું પણ અભિમાન કરવાનું નથી,... સાચે કહું ? જ્યાં તે અભિમાન કર્યું એટલે જ તેં ધર્મના ભયંકર વિરોધી કષાયનો—કર્મનો પક્ષ કર્યો, પછી તું સાધુ પણ નહિ....શ્રાવક પણ નહિ... અને સદ્‌ગૃહસ્થ પણ નહિ...

તેથી જ તને કહું છું હવે બધા વાદ-વિવાદ છોડ. તારા પુરુષાર્થથી તારી આરાધનાથી તારા આત્માને ઓળખ....

"તું અનંત સિદ્ધ પરમાત્મા જેવો શુદ્ધ આત્મા છે"- આ શું તારી ઓછી ઓળખાણ છે?" "તું અનંત તીર્થંકર પરમાત્માએ વર્ણવેલ માનવદેહનો ધારક છે"... એ તારી ઓછી પ્રશંસા છે....

તારા માનવ જન્મ અને પંચેન્દ્રિયની પ્રશંસા તીર્થંકર ભગવંત કરે-સાધુ મહાત્મા તારા પુણ્યના ગુણગાન કરે.... આનાથી અધિક તું શું કરવાનો હતો?

દેહના પિંજરામાં પૂરાયેલ માનવના માટે કુળ-ગોત્ર-માન-સન્માન આશ્વાસન છે. બાકી તો બધા તારા આત્મરાજની અનંત શક્તિના અવરોધક કર્મ. એ કર્મની તું ક્યારેય પ્રશંસા ન કરે....

બસ અધિક શું કહું? સાવધ બન....જાગૃત બન.... કોઈ પણ બહાનાથી ક્રોધ અને માન તારા સાધના ઘરને અભડાવે નહિ....સમતા અને નમ્રતાની રક્ષા કરી લે. જ્યાં ક્રોધ અને માનને પ્રવેશ જ મળે નહિ...બસ, જલ્દી કર.... "સિદ્ધિ તારો સત્કાર કરવા આતુર છે"....

કેવળજ્ઞાન તારા દિલના દરવાજે ડોકિયાં કરે છે....આ મોંઘેરા અતિથિની પધરામણી કરાવી તું ધન્ય બન.... ગુરુદેવ! મેં તો આપના નામથી કેશરીયા કર્યા છે....

"ત્વમેવ શરણં મમ....ત્વમેવ શરણં મમ"—એ જ મારા મંત્ર છે. મને હવે શાનાં અરમાન હોય? એક જ આપના હુકમ પાલનના....આપનો હુકમ માનવાથી મને બે લાભ....પેલો ક્રોધ પણ ડરીને દૂર ભાગે છે-પેલું માન પણ ડરીને દૂર ભાગે છે. બસ, આપો આશીર્વાદ.... અનાદિ શત્રુ સામે વિજય વરું!!!

## ૧૨ નમે હેઈ ન કુપ્પિજજા

હૃદયમાં અમૃત ભર્યું હોય તો જ મુખમાંથી મીઠી વાણી નીકળી શકે. સંસ્કારી વાણી એ સંસ્કારી હૃદયની દ્યોતક છે. હૃદયમાં અનેક શુભ ભાવના સંગ્રહિત થઈ હોય, વર્તમાન પરિસ્થિતિથી વ્યક્તિ વિહ્‌વળ ન બની હોય, ખુદના કર્તવ્યની મસ્તી હોય ત્યારે વાણીમાંથી અમૃત ઝરે છે.

'વચન જેમ મહાભારતના યુદ્ધનું સર્જન કરે છે તેમ વચન વિશ્વશાંતિનું પણ સર્જન કરે છે.'

વચન એ એવું શસ્ત્ર છે, દૂરથી ઉપયોગ થાય છતાં બીજી વ્યક્તિને ઘાયલ જ નહિ, ક્યારેક પાયમાલ પણ કરી દે છે. વચન એ એક અમૃત છે કે જેના શ્રવણ માત્રથી વ્યક્તિના હૈયામાં રહેલ દ્વેષનો-ઇર્ષ્યાનો-પૂર્વગ્રહનો રોગ શાંત થઈ જાય છે.

શ્રી આચારાંગ સૂત્રની પ્રરૂપણા કરતાં પ્રભુ ફરમાવે છે-'સાધક ! તને સાધનાનો માર્ગ ચીંધ્યો છે. સાધ્ય-સિદ્ધિનો ઉત્સાહી લક્ષ્ય પ્રાપ્તિને ઝંખતો તું તો મારા વચનથી ચાલવા નહિ...દોડવા માંડીશ. પણ, મારે તને સમજાવવું છે, સાધના માર્ગની એક ભવ્યતા સમજી લે, સાથે વિચારી લે-'સાધના માર્ગ સુંવાળો નથી, સાધના માર્ગમાં પણ ક્યાંક આરોહ-અવરોહ આવશે, ખાડા-ટેકરા પણ આવશે. સાધનામાર્ગ એટલે જીવન અંગેની જરૂરિયાત સૌ જેવી સામાન્ય પણ, જીવન અંગેની જરૂરિયાતોને પ્રાપ્ત કરવાની ઉપયોગ કરવાની પદ્ધતિ અનોખી,..

સાધુ બનવાનું એટલે આત્મહત્યા નથી કરવાની, આત્મઘાત નથી કરવાનો પણ, સાધુ થવું એટલે દુષ્સંસ્કારોનો નાશ કરવો કર્મનો ઘાત કરવો...જન્મ-મરણનો નાશ કરવો.'

જીવન ટકાવવાનું-નભાવવાનું પણ, આજીવિકાની વૃત્તિ જેમ અનોખી તેમ પ્રવૃત્તિ પણ અનોખી. જીવન દ્વારા સાધનાની સિદ્ધિ કરવાની...ચારિત્રનું પાલન કરવાનું એટલે તે માટે દેહ ટકવો જોઈએ. દેહ આવે એટલે પાછી દેહની પાછળ છૂપાયેલ દેહના મમત્વની મૃગમરીચિકા આવવાની. જીવવાનું એટલે શ્વાસ લેવો પડે, શ્વાસ મૂકવો પડે, સૂવું પડે, બેસવું પડે, બોલવું પડે, ખાવું પડે.

'ભોજન અને ભાષણ આ બે પ્રવૃત્તિ એટલી બધી વિષમ છે કે વિવેક ન હોય તો વ્યક્તિની વર્ષોની સાધના ક્ષણમાં ભસ્મીભૂત કરી દે.'

સાધુ જીવનમાં કઈ પરીક્ષા ઓછી છે ? ગૃહસ્થની કસોટી તો ભોજન કરતાં થાય. સાધુની કસોટી તો ભોજન લાવતાં-ગૌચરી લાવતાં જ થઈ જાય. શયન-ઉત્થાન-વિહરણ શ્વાસોચ્છ્વાસ આવી અનેક પ્રવૃત્તિ છે જેમાં બીજાના સાથ-સહકાર સહારાની જરૂર પડતી નથી જ્યારે સાધુ જીવનમાં આહાર અંગે સાથ સહકારની અપેક્ષા રહે છે.

ગૃહસ્થ પાસેથી સાધુએ આહાર મેળવવાનો પણ આસ્વાદ નહિ મેળવવાનો. ગૃહસ્થ પાસેથી સાધુએ આહાર મેળવવાનો પણ તેના ઉપર અધિકાર સ્થાપિત નહિ કરવાનો.

સાધુએ આહાર લેવા દ્વારા જીવન ટકાવવાનું...જીવન દ્વારા સાધ્યની સિદ્ધિ પ્રાપ્ત કરવાની....રોજની જરૂરિયાતમાં વ્યક્તિ 'જે મળે તે ચાલે' એ સિદ્ધાંત અપનાવી શકતો નથી. અલ્પને સ્વીકારી શકતો નથી. જીવન જરૂરિયાતની અને તેમાં પ્રતિદિનની આવશ્યક ચીજ મારે તો સુંદર જોઈએ, સ્વચ્છ જોઈએ, શુદ્ધ જોઈએ સાત્વિક જોઈએ, મનપસંદ જોઈએ, પુષ્ટિદાયક જોઈએ, વિપુલ પ્રમાણમાં જોઈએ, ખુદની પ્રકૃતિ

અને જીભ બંનેને બેહકાવે તેવી જોઈએ, જે સમયે જેવી જેટલા પ્રમાણમાં જોઈએ તેવી પ્રાપ્ત થવી જોઈએ.

આજનું સંકુચિત વિશ્વ જ્યાં ખુદના પરિવારની ચિંતા ભૂલી ગયું છે. વ્યવહારમાં સૌને યાદ કરે છે પણ, આહારમાં તો દરવાજા બંધ કરી સ્વને જ મુખ્ય ગણી વ્યવહાર કરે છે તે વિશ્વમાંથી સાધુને જીવનની આવશ્યક ચીજો પ્રાપ્ત કરવાની, સાથે ખુદના મહાનવ્રતોની પ્રતિજ્ઞા પાલન કરવાની. ધર્મલાભ માટે આહાર લેવાનો, ધર્મલાભ માટે આહાર આરોગવાનો, અને આહાર આરોગ્યા બાદ ધર્મલાભની જ સાધના કરવાની. દુનિયાની દરેક વ્યક્તિ કહે છે. "ખાવાની બાબતમાં બોલવું શું ? ખાવાનું શું અમે દેખ્યું નથી ? ખાવાની બાબતમાં ઝઘડો કરીએ તેવા અમે નાદાન નથી. ખાનદાનના નબીરા છીએ."

આ કોઈ એક વ્યક્તિનો સંવાદ નથી પણ, અજ્ઞાન અને અભિમાનથી ઘેરાયેલ પ્રત્યેક વ્યક્તિનો સંવાદ છે. સાચે આ સંવાદ નથી, વિસંવાદ છે, આલાપ નથી પણ પ્રલાપ છે, વાદ નથી પણ વિતંડા છે. ખૂબ શાંત અને સ્વસ્થ બન. મારા એક નાના પ્રશ્નનો જવાબ આપ. આ ધરતી ઉપર તારો જન્મ થયો, હજી તે આંખ ઉઘાડી ન હતી. મુઠ્ઠી ખોલી ન હતી. ત્યાં તો તેં રૂદન કરી મૂક્યું. આ રૂદન શાનાં માટે હતું ? તારું રૂદન કઇ રીતે બંધ થઈ ગયું ? જવાબ આપ. તારી આ થોડા વર્ષો પહેલાંની આ વાત છે.

કદાચ, તારા જીવનની આ મહાન ઘટના તું ભૂલી ગયો હશે પણ, સંસારમાં સૌ સાથે જીવે છે અને જુએ છે. ભલાં ! જન્મ લીધો ત્યારથી આહાર માટે ઝઘડવાનું તેં શરૂ કરી દીધું છે, આહારની ભાવના એ તો અનાદિકાળથી તારી પાછળ લાગેલી છે. આહાર માટે હવાતિયાં મારવા એ તારી જુગ

જુની વૃત્તિ છે. હવે અણાહારી બનવાની નૂતન શક્તિ વિકસિત કર. સાધુ બનીશ તો પણ ક્યારેક આહાર નહિ મળે તો ગુસ્સો કરી દઈશ. તારી આ જુની આદત–જુની ટેવ એમ ભૂલાય તેમ નથી. એટલે જ તને પાઠ ભણાવું છું, નવકાર મંત્રની જેમ રટણ કરી લે. પુનઃ પુનઃ આવૃત્તિ કરી લે.

**'ન સે હેઇ ન કુપ્પિજ્જા'**

સાધુ એટલે કોઈ આહાર ન આપે તો પણ ગુસ્સો ન કરે. સાધુ થયો એટલે તેં કર્મના નાશનો પ્રયત્ન પ્રારંભ્યો છે પણ, કર્મનો નાશ નથી થઇ ગયો ને ? કર્મ ઉદયમાં તો આવે ને ?

યાદ રાખજે. સાધુ જીવનમાં પરમાત્મા ઋષભદેવને પણ એક વર્ષ આહારની પ્રાપ્તિ થઈ ન હતી. ક્ષાયિક સમકિતી શ્રીકૃષ્ણની દ્વારિકા નગરીમાં મહાત્મા ઢંઢણઋષિને છ મહિના આહાર ન મળ્યો. દ્વારિકામાં કોઈ દાનની ભાવનાવાળું ન હતું એટલે ગૌચરી ના મળી કે ઢંઢણઋષિનો અંતરાયકર્મનો ઉદય હતો ? તું ખૂબ ઉતાવળથી જવાબ આપીશ, દ્વારિકામાં દાનવીર હતા તો જ નેમિનાથ પ્રભુ અનેક સાધુ–સાધ્વી સાથે વિચરતાં પણ ઢંઢણઋષિનું અંતરાય કર્મ જોરદાર.
ભલા !

મહાત્માઓને પણ અંતરાયકર્મનો ઉદય આવે અને તને ન આવે ? મારે તને સમજાવવું છે આહાર ન મળે એટલે રડવું–લઢવું એ અનાદિની વૃત્તિ ઉપર તારે વિજય મેળવવાનો છે. કર્મનો ઉદય તારો. પશ્ચાત્તાપ તારે કરવાનો. તારે પ્રાયશ્ચિત્ત કરવાનુ. તારે કરવું જોઈએ કે નહિ ? આ તો કેવી મૂર્ખાઈ ! ભૂલ આપણી અને ગુસ્સો બીજા ઉપર.

'ખૂદની ભૂલે ગુસ્સો બીજા ઉપર કરે તે અજ્ઞાની,

ખુદની ભૂલ વિચારે અને સુધારે તે જ્ઞાની.
મારા સાધક શિષ્ય !

મારા હૈયામાં તારી હિતચિંતા છે, એટલે કહું છું પ્રત્યેક પરિસ્થિતિમાં તું કાર્ય-કારણ વિચારજે. પ્રત્યેક પ્રસંગમાં બાહ્યદૃષ્ટિ અને બાહ્ય પરિસ્થિતિનો દોષ ન કાઢવો.

તું જ્ઞાની...અંતરજ્ઞાની...જ્ઞાનચક્ષુથી શોભતો દિવ્યદૃષ્ટિનો સ્વામી, તારી નિરીક્ષણશક્તિ અનેરી અને તારી પરીક્ષણ-શક્તિ પણ અનેરી.

તું આહાર ન દે, ન આપે તેના ઉપર ગુસ્સો ન કરે. માન-સન્માન ન કરે તેની ઉપર પણ ગુસ્સો ન કરે. બસ, શિષ્ય ! સિદ્ધિમાર્ગે સંચર.

ગુરુદેવ ! ગુરુદેવ ! હું શું કરું ? મારી જાત મને છેતરી રહી છે પણ, આપ મારા સાચા નાડી પરીક્ષક-વૈદ્ય છો. હું તો એક જ વિનવું-આપ મારી પ્રકૃતિ જાણો છો. મારામાં વિકૃતિ પેદા ન થાય, તેવા આશિષ આપો. બાકી આજે મને છાતીફાટ રુદન કરી લેવા દો. હું તો એટલો તુચ્છ છું, આહાર નહિ દેનાર ઉપર તો ગુસ્સો કરું છું પણ, નિષ્કારણ ઉપકારી ગુરુજનો ઉપર પણ ગુસ્સો કરું છું.

મારી કરુણ વ્યથા કોને કહું ? દયા આવે તો દાન કરજો. શક્તિ આપજો- જગત્ સાથે લડાઈ બંધ કરું અને દુર્ગુણ સાથે લડાઈ શરુ કરું.

નાથ ! સ્વીકારો.... મારી હૃદયની વિનંતિ....

卐

## ૧૩ ‘ કાલાણુટ્ઠાઇ ’

જીવને શરીરનો સંબંધ તો અનાદિકાળથી છે. કર્મનો જેટલો જુનો ઈતિહાસ છે, એટલો જ કાયાનો જુનો ઈતિહાસ છે, દેહના રૂપ રંગ ઢંગ બદલાયા છે. પણ દેહ વગરનો આ દેહી રહ્યો નથી. અદેહી જેનો સ્વભાવ છે. પણ દેહમય બનેલ આત્મા ક્યારેક તો ભૂલી જાય છે. “ હું આત્મા છું ” અને દેહમાંજ આત્માની કલ્પના કરી બેસે છે, તેથી દેહી આત્માને ઢંઢોળવા શ્રી આચારંગ સૂત્રનું ૮૯મું સૂત્ર છે, “ કાલાણુટ્ઠાઇ ” કર્તવ્ય પાલન માટે તત્પર થા.

પ્રત્યેક વ્યક્તિને જ્યારે કોઈ હિતશિક્ષા આપે છે, ત્યારે પહેલાં તો થાય છે, તમે કહો હું સાંભળું છું, પણ હું તો મારે યોગ્ય કર્તવ્ય ફરજ બજાવું છું.

ભલા, માનવ ! કર્તવ્ય ધર્મ એ કાયરનું કામ નથી. શૂરા એ ક્ષેત્રે સંચરી શકે છે. તું કીર્તિ ધર્મનું પાલન કરે છે કે કર્તવ્ય ધર્મનું ? શાંત સ્વસ્થ થઈને જવાબ આપ.

જ્યાં કર્તવ્ય કર્યું મેં ફરજ બજાવી, આવી વાતો થાય છે કરે છે, તે કર્તવ્ય પંથનો યોગી નહિ, કીર્તિ પંથનો યોગી.

પૃથ્વીએ ક્યારે કીધું હું બધાને ધારણ કરું છું ? વૃક્ષ એ ક્યારે કીધું હું છાયા આપું છું ? સૂર્ય એ ક્યારે કીધું હું પરોપકાર માટે પ્રકાશ પાથરું છું ? પરમાત્માએ ક્યારે કીધું વિશ્વના ઉપકાર માટે હું તપ કરું છું ભાવના ભાવું છું ?

ના–ના–ના–એ બધાં બોલે જ નહિ બોલે તો એનો માર્ગ રુંધાયો. કારણ–કાર્યની પ્રશસ્તિ ગાવામાં પણ સમય વ્યતીત થાય ને? કર્તવ્ય ધર્મને વરેલા શૂરાને તો આ પણ કર્તવ્યભ્રષ્ટતા લાગે એટલે તેઓ તો મૂંગા મોઢે પોતાની ફરજ પાછળ જ લાગેલાં હોય. ફરજ પાછળ ફના થઈ જતા હોય. કર્તવ્યની વેદી ઉપર સ્વના સમર્પણ કરવા માટે જ એમના જીવન હોય.

મહાત્મા! તમારી વાણીમાં જોમ છે, ગુસ્સો છે. એ જુસ્સો મારી અંદર પણ જાગૃતિ પેદા કરે છે. હું પણ કર્તવ્ય પંથે કદમ બઢાવીશ.

વત્સ! મારે તને દોડાવવો નથી, દોડનાર થાકી જાય છે અને પથભ્રષ્ટ થાય છે. ધ્યેય ભ્રષ્ટ થાય છે. મારે તને ચલાવવો છે. ચાલે છે તે થાકતો નથી. અને કર્તવ્યપંથનો પથિક બને છે, ખુદની મંઝિલ સર કરે છે.

પણ વત્સ! આ આચારાંગ સૂત્ર એટલે પ્રભુના સાધુ-જીવનની બાલમંદિરની બાલપોથી.

આ કોઈ કવિનો કાવ્યવિકાર નથી, આ કોઈ છંદશાસ્ત્ર નથી, જ્યાં ઉપમા અને અલંકાર હોય.

આ તો પરમાત્માએ પ્રરૂપેલ આચારાંગ સૂત્ર.

શ્રી આચારાંગ સૂત્રના અર્ક જેવું અદ્ભૂત સૂત્ર વત્સ! "કાલાણુટ્ઠાઈ" કર્તવ્ય કર, એવી વાત નહિ, કર્તવ્યશીલ તારો–સ્વભાવ બનાવ, પણ આગળ રહેલું વિશેષણ 'કાલ' ખૂબ મજાનું છે, સુંદર છે, આત્માના ઉંડાણને સ્પર્શી જાય તેવું છે. "કાલાણુટ્ઠાઈ"

જે સમયે જે કર્તવ્ય કરવા યોગ્ય છે તે સમયે તે

કર્તવ્ય બજાવવાના સ્વભાવવાળો બન. પ્રકૃતિ ક્યારે પણ સમયની મર્યાદા ચૂકે છે?

વર્ષાના સમયે જ મેઘ ઘટા, ઉનાળાના સમયે જ તડકા અને ઠંડીની ઋતુમાંજ ઠંડી.

પ્રકૃતિના બાલસમા વૃક્ષોએ ક્યારે ય આળસ કરી છે? પુષ્પોએ ક્યારે પ્રમાદ કર્યો છે? સૂર્યોદય થયો પુષ્પો વિકસિત થયા. સૂર્યાસ્ત થયો પુષ્પ બીડાઈ ગયા. પ્રાતઃકાળ થયો પક્ષીના મધુર કલરવ શરૂ થઈ ગયા. દેવમંદિરમાં ઘંટનાદ થયો. પ્રકૃતિ અને પ્રકૃતિજીવી કહે છે અમારે જગત સાથે શું લેવા દેવા?

માનવ મોડો વહેલો ઉઠે–સુએ–માનવ મોડો વહેલો ખાય પણ આ તો સહજ અને નિત્ય નિયમિત.

સાધુ શું પ્રકૃતિજીવી! તું તો પ્રકૃતિ વિજયી! તારી જીવન પ્રણાલી અદ્‌ભૂત....

ધર્મ આચરવાના સમયે તું સ્વાધ્યાયી બનવાની ધૂન ના રાખે. સ્વાધ્યાયના સમયે નિંદ ના લે. ક્ષમાના સમયે આક્રમણ ન કરે. અને મા–બેનની આબરૂ લૂંટાતી હોય ત્યારે "**ક્ષમા વીરસ્ય ભૂષણમ્**"નું ખોટું બખ્તર ના પહેરે.

ગુરૂ ગૌતમસ્વામીના જેવો બન. આજ્ઞા પાલનના સમયે પ્રશ્ન ના કર. પણ પૃચ્છા નામનો સ્વાધ્યાય કરતો હોય ત્યારે શંકાનું સમાધાન કર અને પ્રશ્ન પરંપરાની શ્રેણિ ખડી કર. જ્યાં શ્રદ્ધાથી સ્વીકારવાનું હોય ત્યાં શરણાગતિ સ્વીકાર. દ્વિદળ સમજવા માટે....કઠોળ સમજવા માટે તું ખૂબ નાનો બાળક છે. તીર્થંકર ભગવંત ઉપર શ્રદ્ધા રાખી સ્વીકારી લે. પણ જ્યારે ન્યાયનો અભ્યાસ કરે ત્યારે બુદ્ધિના મેદાનમાં

ઉતરી જાય એટલી તર્ક અને દલીલ કર. પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ સ્થાપિત કર, સમયની મર્યાદા ના ભૂલ.

સમયે કરેલું કર્તવ્ય જ જીવંતદાનનું પ્રેરક બને છે. સમયનો પારખ... સમયનું મૂલ્યાંકન કર.

દશાર્ણભદ્રએ દીક્ષા લીધી તેમાં ઇંદ્રને શું ? પણ દશાર્ણભદ્રની દીક્ષાએ ઇંદ્રને કેમ નમાવ્યા ?

ઇન્દ્રમાં કેમ આદર પેદા કર્યો ? ઈંદ્ર, પ્રભુના સામૈયા આદ કરવાનું અનુષ્ઠાન પ્રભુની આજ્ઞાના પાલનરૂપ પ્રવજ્યા ના સ્વીકારી શક્યા. દશાર્ણભદ્રએ વિચાર્યું, પ્રભુનું સ્વાગત કેવી રીતે થાય ? અને તેને યોગ્ય તત્કાળ ઉચિત કર્તવ્ય શું ? દીક્ષા લેવાની ?

હા, હમણાં જ લેવાની, કાલ ઉપર વાત મૂલતવી નહી રાખવાની. પ્રભુના સામૈયાની સાથે કાલે–સમયે સ્વીકારેલી દીક્ષા એ દશાર્ણભદ્રને જીતાડી દીધાં.

મારે તને આ વાત સમજાવવી છે. પણ તું શાંત થઈશ, સ્થિતપ્રજ્ઞ થઈશ, તો જ સમજી શકીશ. નહિતર હું તને ઓળખું છું. મારો કક્કો જ ખરો એમ કહ્યા કરીશ. ૬૦ વર્ષે અભ્યાસનો પ્રારંભ કરે તે યોગ્ય નહિ, પણ શિશુ જીવનથી વિદ્યાનો વ્યાસંગી બની જા.

યૌવનાવસ્થામાં ઇન્દ્રિય વિજેતા બન. વૃદ્ધાવસ્થામાં કહે મેં ઈંદ્રિયના ભોગો છોડયા. અરે ગાંડા ! તે ભોગો છોડયા નહિ. ઈંદ્રિય માટે ભોગો રોગો બન્યા. છોડયું શું ? રોગો !

ધરાને ધ્રુજાવે તેવી સત્ત્વ અને સંપત્તિ છે ત્યારે નમ્રતા અને દાનવીરતાથી વિશ્વને ધન્ય બનાવી દે, તારી નમ્રતા જોઇ કેટલાયના મોહનીય કર્મ ધ્રુજી જાય. સાચું

કહું છું બની જા અઈમુત્તા મુનિ જેવો, ઇરિયાવાહિયા કરતાં ભવ આલોચનાના મહાયોગી.

જે પાપ લાગ્યું તે જ ઘડી, તે જ પળ, પાપ નિવારણની ધન્ય ઘડી જે સમયે ઇરિયાવહિયા કર્યા, તેજ સમયે "**કેવળજ્ઞાનની પ્રાપ્તિ**"

તું ખૂબ સાધના કરે છે, પણ કાળનું મહત્વ સમજતો નથી, કાળનું મહત્વ સમજાશે ત્યારે તું કાલ વિજેતા બનીશ. કાલ તારા જીવનમાં નહિ આવે.

પ્રભુ ! હું તો આપનો અદનો સેવક, ન સમજું કર્તવ્ય તો કયાંથી સમજું કર્તવ્ય કાળને? હું તો સમજુ આપની શરણાગતિ, શરણમાં આવ્યો છું. ચરણમાં આવ્યો છુ ....

મને વિશ્વાસ છે, શ્રદ્ધા છે, આપના ચરણકમળમાં, એક અદ્વિતીય શક્તિ છે. જે કાલવિજેતા બને તે રાગદ્વેષનો વિજેતા બને છે. બસ, મને આપો આપની આજ્ઞાધીનતા.

આપની આજ્ઞા જ મને સમયે સમયે અવસરે કર્તવ્ય શીલ બનાવી કાલ વિજેતા બનાવશે. હું કાલ વિજેતા બનું એ મારે મન બહુ મહત્વનું નથી. પણ હે પ્રભુ! હું આપના ચરણનો સેવક બનીશ. મારું આપના સેવક બનવાનું સમણું સિદ્ધ કરો.

એજ પુનઃ પ્રાર્થના....

卐

## ૧૪ "અપડિણ્ણે"

પ્રત્યેક વ્યક્તિ મુક્ત-સ્વતંત્ર જીવનની ઝંખના કરે છે. ન જોઈએ કોઈ બંધન....ન જોઈએ કોઈના બંધન....પંખી જેવા ઉડ્ડયન કરવા માનવ ચાહના કરે છે.

સ્વતંત્રતા - સ્વતંત્રતા - સ્વાધીનતા - સ્વાધીનતા-શબ્દ બોલતાં માનવી પોપટ જેવો બની ગયો છે. શબ્દ બરાબર યાદ રહ્યો છે અને અર્થ સાવ વિસ્મરણ થઈ ગયો છે.

સ્વતંત્રતા એટલે આત્માનું તંત્ર. ક્યાંય આદતોની પરાધીનતા નહિ, પરતંત્રતા નહિ, પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, આત્મરાજ્ય મેળવવા જિનરાજના આજ્ઞાતંત્રનો સ્વીકાર કરવો અત્યંત આવશ્યક છે.

સાધુ માત્ર સાચા સ્વતંત્રતાના ચાહક અને સ્વતંત્રતા પ્રાપ્તિનો રાજમાર્ગ જિનાજ્ઞા સ્વીકાર છે.

જિનાજ્ઞાની પ્રતિજ્ઞા સ્વીકારે તે સ્વતંત્ર બને. પણ આજે શ્રી આચારાંગ સૂત્રનું ૮૯બી. મું. સૂત્ર તને કહે છે- 'અપડિણ્ણે' અપ્રતિજ્ઞ બન, પ્રતિજ્ઞા રહિત બન, પ્રતિજ્ઞાનો ત્યાગ કર.

શિષ્ય!

શાસ્ત્રની પંક્તિ સાંભળતાં જ તારી બુદ્ધિ ચકરાવે ચઢી જશે. અને તું બરાડી ઉઠીશ, મેં તો છેદોપસ્થાપનીય ચારિત્ર ગ્રહણ સમયે પ્રતિજ્ઞા કરી છે, "ઇચ્ચેઆઇં પંચ મહવ્વયાઈં...ઉવસંપજ્જિત્તાણં વિહરામિ". શું હું પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઉં? આપ ગુરુ થઈને મને શાસ્ત્રના નામે આવું સમજાવો છો? પ્રતિજ્ઞા રહિત બન. તારો ગુણ પ્રકોપ

પ્રજ્જવલિત બની જશે. પણ તારી હૈયાની પ્રતિજ્ઞા પાલનની ભાવનાથી મને અવશ્ય આનંદ થશે. ચલ, હવે આપણે પ્રસ્તુત વિષય પર આવીએ.

શાસ્ત્રવાંચન–શાસ્ત્રશ્રવણ શાંત ચિત્તે કરવું જોઈએ. શબ્દ કે શબ્દાર્થની આપણી વ્યાખ્યા શાસ્ત્રમાં ન કરવી જોઈએ. જે શ્રી આચારાંગસૂત્ર પાંચ મહાવ્રતનું રક્ષણ કેમ કરવું? સાધુ જીવનનું સંરક્ષણ અને પાલન કેમ કરવું? તેનું મહામૂલું શિક્ષણ આપે છે તે શ્રી આચારાંગ સૂત્ર તારા મહાવ્રતના યોગક્ષેમની વાત ના કરે એ કેવી રીતે બને? પ્રતિજ્ઞા રહિત બનવાના રહસ્યને આપણે સમજવું જ જોઈએ. દરેક પ્રતિજ્ઞાનો ઉદ્દેશ સમજવો જોઈએ.

શાસ્ત્રીય પ્રતિજ્ઞા કોને કહેવાય? અશાસ્ત્રીય પ્રતિજ્ઞા કોને કહેવાય?

સાધક!

સમભાવથી પ્રેરિત બની પ્રતીજ્ઞાનો સ્વીકાર કર.

કષાયથી પ્રેરિત બની કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ કર.

કોઈ પ્રતિજ્ઞા ક્રોધ–માન–માયા–લોભથી પણ કરે છે. કોઈ તપ–ત્યાગ સંયમના ફળ દ્વારા લૌકિક અભિલાષાની પૂર્તિ માટે પણ પ્રતિજ્ઞા કરે છે. કોઈ કદાગ્રહ–હઠાગ્રહમાં આવીને પણ પ્રતિજ્ઞા કરે છે. આ બધી પ્રતિજ્ઞાનો ત્યાગ કરવાનો છે.

જે પ્રતિજ્ઞામાં શરત હોય, હઠ હોય, મિથ્યા ખુમારી હોય, કોઈને ઉતારી પાડવાની ભાવના હોય, આવી પ્રતિજ્ઞાનો ત્યાગ કરવાનો છે. મહાત્મા સ્કંદકાચાર્યે ગુસ્સામાં પ્રતિજ્ઞા કરેલી–મારા શિષ્યોના નાશમાં જે સહાયક છે તે રાજા–મંત્રી નગરશેઠ–સેનાપતિ–પુરોહિત અને સર્વ નગરનો નાશ કરું.

આ પ્રતિજ્ઞા આત્મકલ્યાણકારક નથી, આ પ્રતિજ્ઞા સદ્ગુણની નાશક છે. તેથી આ પ્રતિજ્ઞાનો ત્યાગ પરિણામ આવ્યા પહેલા કરવો જોઇએ. મહાત્મા સ્કંદકે ગુસ્સામાં આવી ભયંકર પ્રતિજ્ઞા કરી એટલે તેના દોષની સૌને ખબર પડી. પણ, આપણે ગુસ્સામાં આવી રોજ કેવી કેવી પ્રતિજ્ઞા કરીએ છીએ તેનો વિચાર કર. આ પ્રતિજ્ઞાથી તને લાભ કે નુકશાન ? જે પ્રતિજ્ઞા આપણા જ્ઞાન–દર્શન–ચારિત્રને હાનિ પહોંચાડે તેવી પ્રતિજ્ઞાનો તું ત્યાગ કર.

એક મહાન જ્ઞાની આચાર્ય ભગવંતને શિષ્યો વારંવાર શાસ્ત્રના પ્રશ્નો પૂછવા આવે છે. નિદ્રામાં વિક્ષેપ થાય છે. મહાત્મા વિચારે–"જો હું જ્ઞાની થયો તો કેવો દુઃખી. સુખે નિદ્રા પણ નહિં. મારો આ ભાઇ અજ્ઞાની છે તો કેવો સુખી ! બસ, હવે હું કોઈને ભણાવીશ નહિ. અધ્યયન–અધ્યાપન નહિ કરાવવાની આજથી પ્રતિજ્ઞા. બોલવાનો જ ત્યાગ.

બોલ, શિષ્ય ! આ પ્રતિજ્ઞા જ્ઞાનથી પ્રેરિત બનીને કરી કે અજ્ઞાનથી પ્રેરિત બનીને કરી ? આ પ્રતિજ્ઞાથી આત્માને શું લાભ ?

સાંભળતાં તારા મનમાં થઈ જાય છે આ તો જ્ઞાનનો વિકાસ કે અજ્ઞાનનો વિકાસ પણ આપણે આપણાં આત્માનું સંશોધન કરવું જોઈએ. મૌનની તેં પ્રતિજ્ઞા લીધી છે. પણ દ્વેષ ભાવથી કે સમજથી ? દ્વેષભાવથી અબોલા રાખવાની જે પ્રતિજ્ઞા લીધી હોય તેનો ત્યાગ કર. સમજ અને આત્મકલ્યાણના શુભ ભાવથી મૌન રહેવાની પ્રતિજ્ઞા લીધી હોય તેનું પાલન કર.

અભિમાન–અહંને વશ થઈ ભોજન નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હોય તે છોડી દે. આ પ્રતિજ્ઞામાં ભોજન ત્યાગની

ભાવના નથી પણ મનામણાની માંગણી છે. મારા માન–સન્માન કરો તો જ ભોજન કરીશ; આ પ્રતિજ્ઞા તારા કર્મને પુષ્ટ કરે છે. તેનો ત્યાગ કર. મારાથી કોઈ અપમાન થશે તો હું ભોજન નહિ કરું આવા પવિત્ર ઉદ્દેશથી પ્રતિજ્ઞા કર.

માન ભૂલાવે છે તેમ માયા પણ માનવને ભ્રમણ કરાવે છે. મલ્લિનાથ સ્વામી તીર્થંકરના આત્મા તેમને પણ ત્રણ ભવ પહેલાં માયા મુંજાવી ગઇ. તપ કરું પણ મારા સાથી સાધુઓને ખ્યાલ ન આવે તેમ કરું. નહિતર અમે બધા સરખા થઈએ. તપના પચ્ચક્ખાણ માયાથી કર્યા. પ્રતિજ્ઞા અવશ્ય થઈ પણ લાભ શું ?

મુનિ વિશ્વની કોઇ વ્યક્તિને છેતરે નહિ, કોઈની સાથે કપટ કરે નહિ, કોઈનો વિશ્વાસ ભંગ ન કરે, તો સહાયક સાથે મુનિ સાથે કપટ કરે ? મુનિને કેટલું નુકશાન ? અપ્રમત્ત ગુણસ્થાનકમાં નિવાસ કરનાર મુનિ સ્ત્રીવેદ બંધાય તેવા પરિણામથી મિથ્યાત્વ સુધી પહોંચી ગયા. "આપણો આત્મા કપટી બને તેવી પ્રતિજ્ઞાનો ત્યાગ કર."

આ બધા મહાત્માઓએ જીવનમાં એકાદવાર કપટથી પ્રતિજ્ઞા કરી, પણ આપણે તો દિવસમાં એકવાર તો પ્રતિજ્ઞા કરતાં જ હશું કે "જોજો, હવે તમને બનાવું નહિ તો મારું નામ નહિ ? હું શું કરું છું એ તમને ખબર જ નહિ પડવા દઉં. માયામાં મસ્ત બની ગુરુજીને પણ ઊંધા પાઠ ભણાવી દઇએ છીએ. દિવસે નિદ્રા લેવી હોય, પણ દિવસે સૂઈએ તો પ્રમાદી કહેવાઈએ એટલે બહાનું શોધી લઈએ– ... થું દુઃખે છે તો સૂઇ જાઉં ? પેટમાં દુઃખે છે તો સૂઈ ઉં ? બસ પછી તો માયામાં કુશળ બની કેટલીય પ્રતિજ્ઞા કરીએ છીએ.

શું આ પ્રતિજ્ઞાથી આપણો આત્મા શુદ્ધ બને ? "જે પ્રતિજ્ઞાથી આત્મા અશુદ્ધ બને તે પ્રતિજ્ઞાનો ત્યાગ કર."

કેટલાંક આત્મા પરિગ્રહનું પરિમાણ કરે છે, પણ મનમાં માને છે–પરિગ્રહનું પરિમાણ કરે તેને ધન મળે. આ પ્રતિજ્ઞાની પાછળ શું છૂપાયેલ છે ? લોભ. લોભથી કરેલી પ્રતિજ્ઞાથી ત્યાગ ભાવની અભિવૃદ્ધિ થઈ કે રાગ ભાવની ? આપણે પણ કયારેક ઇષ્ટ પદાર્થની લાલચથી અનિષ્ટ પદાર્થના ત્યાગની પ્રતિજ્ઞા કરીએ છીએ. તે પ્રતિજ્ઞાથી આસક્તિ ઘટી કે વધી ? આસક્તિની અભિવૃદ્ધિ કરનાર પ્રતિજ્ઞાનો ત્યાગ કર. ક્યારેક મહામૂઢ બની અત્યંત અજ્ઞાની બની આપણા ઉચ્ચ સંયમના ફળની પ્રતિજ્ઞા કરીએ છીએ. જેમ શ્રીકૃષ્ણના પિતા વાસુદેવે ગત જન્મમાં કદરૂપ પણાથી ત્રાસી સંયમ સ્વીકાર્યું હતું. ઉત્કૃષ્ટ સેવા કરે છે, પણ અંતિમ નિયાણું કરે છે–મારા તપ–ત્યાગનું ફળ હોય તો હું બીજા જન્મમાં સ્ત્રીવલ્લભ બનું. આ પ્રતિજ્ઞાથી શું લાભ ? સંયમ વેચાઈ ગયું. આપણે કેટલીવાર આવી ઝંખના કરીએ છીએ.

ગુરુની–સમુદાયની–ગુરુ ભગિનીની સેવા કરી મારી શું ગણત્રી થઈ ? હવે તો હું એવું કરું આ તપ–ત્યાગથી મારો અનાદર દૂર થાય. સંપૂર્ણ કર્મક્ષય કરનાર તપને આદર માટે વેચવાનો.

"અપ્રતિજ્ઞ બન." શ્રી આચારાંગ સૂત્રની હિતશિક્ષા કહે છે સમભાવમાં આવી જિનેશ્વર ભગવંતની આજ્ઞા મુજબની પ્રતિજ્ઞા સ્વીકાર કર. કષાયના ઉદયથી–અજ્ઞાનથી પ્રેરિત બની જે પ્રતિજ્ઞા કરી હોય તેનો ત્યાગ કર. હકીકતમાં તે પ્રતિજ્ઞા નથી. હઠવાદ છે.

પ્રતિજ્ઞા ગુણની પ્રાપ્તિ માટે કરવાની.
પ્રતિજ્ઞા દોષોના નિવારણ માટે કરવાની.

પૂ. શ્રી આચાર્યભગવંત શીલાંકાચાર્ય આ સૂત્રની ટીકામાં કહે છે–"પ્રભુનું શાસન અનેકાંતવાદી છે. પ્રભુના શાસનમાં એકાંતે કોઈ પ્રતિજ્ઞા નથી તો એકાંતે કોઈ અપ્રતિજ્ઞા નથી. પ્રત્યેક વ્રતમાં ઉત્સર્ગ અને અપવાદ છે, એક ચતુર્થ વ્રતને છોડીને, ચતુર્થ વ્રતનું ખંડન રાગ વગર થતું નથી એટલે તેમાં કોઈ અપવાદ નહિ. બાકી રાગ–દ્વેષ વગર આચરણ કરતાં આશ્રવસ્થાન નિર્જરાના સ્થાન બને. રાગ–દ્વેષપૂર્વક નિર્જરાના આલંબનો પણ કર્મબંધનાના નિમિત્ત બને છે. આ બધાં શાસ્ત્રાર્થ વિચારી મારા શિષ્ય ! તને કહું છું–તું પ્રતિજ્ઞાનો ત્યાગ પણ કર અને પ્રતિજ્ઞાનો સ્વીકાર પણ કર." તારા આત્મગુણોમાં સહાયક સંયમ યાત્રામાં વિકાસક પ્રતિજ્ઞા પાલન કર. તારા દુર્ગુણોની અભિવૃદ્ધિ કરાવનાર–સંસાર યાત્રાને સુદીર્ઘ બનાવનાર પ્રતિજ્ઞાનો ત્યાગ કર.
ગુરુદેવ !

હું શું કરું ? શું ના કરું ? તેની મને દ્વિધા રહે છે. છેવટે આજે આપનો ઉપદેશ સાંભળી એક નિર્ણય કરું છું. આપની આજ્ઞા પ્રમાણે જીવન જીવવાની પ્રતિજ્ઞા કરું છું. મારી ઈચ્છા પ્રમાણે ચાલવાની–જીવવાની મારી પ્રતિજ્ઞા હતી તેનો ત્યાગ કરું છું."

મને પ્રતિજ્ઞાપાલનના અને પ્રતિજ્ઞાના ત્યાગ માટે આશીર્વાદ આપો. "આપ કૃપાએ સફળ બનું."

卐



# કાસં કાસે ખલુ અયં પુરીસે

વ્યક્તિના અનેક શક્તિના બીજ હોય છે. અનુકૂળ પરિસ્થિતિ હોય છે છતાં કયારેક જોવા મળે છે ફળશ્રુતિ શૂન્ય.

શક્તિ છતાં શૂન્યતા કેમ ?
જલ હોવા છતાં પિપાસા કેમ ?
આંખ હોવા છતાં અદર્શન કેમ ?

કાન હોવા છતાં અશ્રવણ કેમ ?

**"સાધક આત્મા"**

શ્રી આચારાંગ સૂત્રનું આ ૯૫મું સૂત્ર તારા ચિંતનના દ્વાર ખુલ્લા કરી દે છે. તારા પુરુષાર્થને પ્રેરણા કરે છે. સાથે ખૂબ જ અગત્યની સાવધાની અંગે ધીર–ગંભીર બનવાની તને ચેતવણી આપે છે "કાસં કાસે ખલુ અયં પુરિસે." એટલે શું ?

પ્રારંભ કર્યો આરાધના સાધનાનો,
સ્વીકાર કર્યો સાધુનો વેશ,
પ્રતિજ્ઞા કરી મહાવ્રતની,
ધુણી ધખાવી જ્ઞાન પ્રાપ્તિની.

ગુરુ કૃપાએ થોડું જ્ઞાન પણ મેળવ્યું....પણ સાધક તું સમજવા લાગ્યો, અરે હું તો જ્ઞાનનો સમુદ્ર ! ! !

હવે મારે શું કરવાનું ?
ધ્યાન કરું ? જાપ કરું ? તપ કરું ? સેવા કરું ?
શાસન પ્રભાવના કરું ? મૌન કરું ?
ગુરું બનું ? શિષ્ય બનું ?

સ્થિરવાસ કરું ? વિહાર કરું ?
કવિ બનું ? લેખક બનું ? વ્યાખ્યાનકાર બનું ?
યોગની સિદ્ધિ કરું ? આત્માની સિદ્ધિ કરું ?

તને સાધનાના–આરાધનાનાં અનેક માર્ગો દેખાય છે. કયા માર્ગે જવું ? તેમાં અટવાય છે. મન કહે છે–સીધો, સાદો અને જલ્દી કામ પતે તેવો માર્ગ લેને, કામ ઓછું છે અને નામ અધિક થાય તેવા માર્ગે દોડી જા. વિચાર શું કરે છે ?

ભાઈ વિચાર....મને વિચાર કરતાં આવડે ? અરે, ખરેખર કહું ?

આટલા બધા માર્ગો, આટલી બધી સિદ્ધિ જોઈ હું તો મુંઝાઈ જ જઉં છું. મારી વ્યથા–દર્દ કહું ? સારું જોઈને દોડવા માંડું છું. પણ મારું ગજું માપતો નથી. છેવટે હાંફી જઉં છું. પાંચ–દશ ક્ષણ શાંતિનો શ્વાસ લઉં છું. અને મન કહે છે–તારી પાસે કશું નહિ ! તારૂં કોણ ? તારૂં નામ ક્યાં ? તારા અસ્તિત્વની પ્રતીતિ શું ? ફરી પાછો વિચારમાં ચઢીશ. અને મનથી વ્યાકુલ બનેલો તું જે માર્ગ સામે દેખાયો તે તરફ દોડવા માંડીશ. અને અંતે હારી–થાકી નિરાશ થઈ બિચારો, ગરીબડો બનીને બેસી જઈશ અને આંખમાંથી ટપ–ટપ આંસુ પાડીશ....

હું....હું....કશું જ ના કરી શક્યો....
કશું જ ના બની શક્યો....પણ....
પણ, તારા આ આંસુ લૂછી નાંખ....
કાયરને !સત્ય ના સમજાય.

**"દવા લેવાથી દર્દ મટે કે રોગનું નિદાન કરાવી દવા લેવાથી દર્દ મટે ?**

સાચું કહું ? કડવું કહું ? નાપસંદ કહું ?

સ્વીકારી તેં અધ્યાત્મની પ્રવૃત્તિ, પણ તારા હૈયામાં ભોગની વૃત્તિ, ભોગની અભિલાષા, મોહની ઝાકઝમાલ જરા પણ ઓછી થઈ ન હતી. તેં અધ્યાત્મી બનવા પ્રયત્ન કર્યો ન હતો. અધ્યાત્મી કહેવરાવવા ઢોંગ કર્યો હતો. જ્ઞાન પ્રાપ્ત કરવા તું સ્વાર્થી બન્યો ન હતો. પણ પદ મેળવવા તેં જ્ઞાનીનો સ્વાંગ સજ્યો હતો. તારા જ્ઞાનને-તારી પ્રેરણાને કાવ્ય દ્વારા અમર બનાવવા ઇચ્છતો ન હતો. પણ કવિમાં તારૂં નામ ગણાવવાને મથતો હતો. લેખક બની સરસ્વતી માતાની ઉપાસના એ તારો સિદ્ધાંત ન હતો. પણ સિદ્ધ હસ્ત લેખકના નામમાં તારૂં નામ પણ આંગળીના વેઢે ગણાય તેવી ચાહના હતી. પ્રવચનકાર બનવા તે અનેક પ્રયત્ન કર્યા, એની ના નહી. કેટલીકવાર તેં શ્રોતાની આખમાંથી આંસુની ધારા વહાવી પણ તું પ્રવચનકાર બન્યો કે ભાષણખોર બન્યો ?

પ્રવચન-પ્રકૃષ્ટ વચન-શ્રેષ્ઠ વચન-કેવલજ્ઞાનીનું વચન. આત્માને અજવાળનારૂં વચન-સ્વપરતારક વચન-સ્વપરનું ઉદ્ધારક વચન-આવું પ્રવચન કરનાર તું ના બન્યો. કારણ વ્યાખ્યાન દરમ્યાન તેં પ્રભુના સિદ્ધાંતનો વિચાર ન કર્યો. એકલી સત્તાનો વિચાર કર્યો. તારા શ્રોતાઓએ તાલી પાડી દીધી. એ અવાજ તને ખૂબ ગમ્યો. અંતે તાલીના ગડગડાટમાં તારા આત્માનો અવાજ રૂંધાઈ ગયો. અને છેવટે તને તારી જાત ખાલી લાગવા માંડી. અને તું જાપ અને ધ્યાન માર્ગનો મુસાફર બન્યો. દુનિયામાં પ્રપંચ અને લોકોના સ્વભાવની ફરિયાદ કરતો તું ગુફામાં બેઠો. પણ જ્ઞાન વગર ધ્યાનમાં મજા કેવી ? આત્મદર્શનની ઝંખના વિના ધ્યાનમાં સ્થિરતા કયાંથી ? છેવટે સમાધિના નામે નિદ્રા લેવા લાગ્યો. ધ્યાનના નામે તારા સ્વભાવની વિચિત્રતા ઢાંકવાનો તેં એક ખોટો

પ્રયત્ન પ્રારંભ્યો અને છેવટે પરમાત્મ ધ્યાન ભ્રષ્ટ થયેલો તું ભ્રમને સત્ય માની તેમાં અટવાવવા લાગ્યો અને અનેકને પદભ્રષ્ટ કર્યા.

કોઈ આચાર્ય ભગવંતના દર્શન કર્યા. ગચ્છાધિપતિ ગુરુજનના વંદન કર્યા...તારૂં મન કહેવા લાગ્યું. ગુરુ બનું તો કેવું સારૂં ? ગુરુ બનવું સરળ છે. ગુરુ બનવાની લગનીથી પાંચ–પચાશ ભોળાં ભક્તને શોધી લાવ્યો. બે–પાંચ દિવસ તો આનંદમાં ગયા. પણ પછી તો પાંચ–પચીશ તારાં ઉપર સવાર થઇ ગયાં અમે તમારાં નહિ. તમે અમારાં–

તમારી વાત રહેવા દો. અમારી વાતમાં સાથ સહકાર આપો. અરે, આ શું ? હું ગુરુ બન્યો ? પાંચ–પચીશ મારા કે પાંચ પચીસથી હું ? કશું નહિ–ચૂપ રહો–ટોળામાં સત્ય હોય નહિ, ટોળામાં શિસ્ત હોય નહિ. બસ, પશુવૃત્તિ એ જ ટોળાનો સ્વભાવ. એક વાત ચાલુ રાખો તમે ગુરુ, અમે શિષ્ય. જય તો તમારી બોલાવીએ છીએને ? કામ તો તમારૂં જ કરીએ છીએ ને ? ગુરુ ગભરાઈ ઊઠયા, બરાડી ઉઠયા. મારું નામ કરે છે કે મારાં નામે ચરી ખાય છે. બસ, ચૂપ રહો તમે અને અમે બધા સરખાં જ છીએ. તને થયું. આમ કેમ થયું ? ગુરુ કેમ ના બની શકયો ? પાયા વગરનું મંદિર બને ? શિષ્ય ભાવનો પાયો મજબુત થાય પછી જ ગુરુ ભાવનું મંદિર ચણાય.

અંતે સાધક છેવટે મૃત્યુ કાળે એક નિઃશાસો નાંખે છે. મેં પ્રાપ્ત શું કર્યું ? જમા પાસું જોવા જાય છે ત્યારે તારા હૈયામાં વ્યથા થાય છે, તે વ્યથા વિશ્વના પ્રત્યેક પરમાર્થી–હિતસ્વી અધ્યાત્મીને સ્પર્શી જાય તેવી છે. માટે જ બાલ-પોથી સમા આચારાંગ સૂત્રમાં તારકદેવ ફરમાવે છે. શક્તિ છતાં સિદ્ધિ કેમ નહિ ?

વિકલ્પની જાળમાં ફસાયો. શું કરવા તેમાં વ્યાકુલ બન્યો. તારી જાતે જ તારા મનમાં આવ્યું તેમ દોડયો પણ...

સાધુ થવું એટલે જ્ઞાનના સમુદ્રમાં સ્નાન કરવાનું, નિજાનંદની મસ્તી માણવાની; વિકલ્પમાં ફસાવવાનું નહિ, કર્તવ્યથી પીછેહઠ કરવાની નહિ, કીર્તિના માર્ગે દોડવાનું નહિ, સ્થિરતા ધીરતા-વીરતા વડે લક્ષ્યની સિદ્ધિ કરવાની અને અભિલાષા-ઇચ્છા-આશા-ઝંખના છોડવાની અને સાથે કહું ? મહત્વકાંક્ષા પણ દૂર કરવાની.

પ્રભુ ! ખૂબ અશક્ય, આશા ઈચ્છા નહિ રાખવાની પણ રહે છે તેનું શું ? આપે જ ફરમાવ્યું હતું મોહનીય કર્મ દશમા ગુણસ્થાનક સુધી હોય. મારો સંકલ્પ હું નહિ ભૂલું. પણ વિકલ્પ મને ભૂલાવી દેશે.

શું હું સાધક નહિ રહું ?

સાધક ! તારી નિત્ય નોંધમાં લખ, **જે આશા ઇચ્છા રાખે તેનો મોક્ષ નહિ.** પણ 'કાસં કસે' એટલે ઇચ્છાને વિકલ્પને પોતાના હૃદયમાં રાખે છે તે સંસારને પોતાના તરફ ખેંચે છે, બોલ,

જયાં સંસાર ત્યા મોક્ષ ખરો ?

જયાં રાગ-દ્વેષનો ભાવ ત્યાં વીતરાગિતાનો ભાવ ખરો ?

જયાં જન્મ-મરણ ત્યાં શાશ્વતા ખરી ? વિકલ્પો કરી તું કોને આમંત્રણ આપે છે-તે વિચારી લેજે. વિકલ્પ ત્યાં મોહ...જયાં મોહ ત્યાં પરાજય... સંકલ્પ ત્યાં સાધના જયાં સાધના ત્યાં સિદ્ધિ.

ગુરુદેવ ! સમજયો વિકલ્પ અને સંકલ્પ-વિકલ્પો છોડવા માટે શાનો સંકલ્પ કરૂં ? મારો આત્મા મને કહે છે. **"દેવગુરુની શરણાગતિનો સંકલ્પ સ્વીકારી લે."**

પ્રભુ ! સંકલ્પપૂર્વક શરણે આવું છું-બસ, વિકલ્પ દૂર થાય તેવા શુભાશિષ આપો...એ જ પ્રાર્થના....

卐

## ૧૬ અલં બાલસ્સ સંગેણં



માનવ એકલો રહી શકતો નથી. માનવ એકલો પ્રગતિ કરી શકતો નથી. તેમ વિકાસ સાધી શકતો નથી. હસવા માટે તેને સહારો જોઈએ છીએ. રડવા માટે પણ સહારો જોઇએ છીએ.

વ્યક્તિ વ્યક્તિના સહારાથી જ પ્રગતિના શિખર સર કરે છે, તો વ્યક્તિ વ્યક્તિના સહારે જ પતનની ઊંડી ખીણમાં ડૂબી જાય છે.

અસંગ અસંયોગી આત્મ સ્વભાવ પણ કર્મના કારણે આત્માનો મૂળગુણ હણાઈ ગયો, અને સંયોગોમાં આત્મા એવો અટવાઈ ગયો, કોઈ તેની સાથે ન હોય, કોઈ તેને સહકાર ન આપે તો આત્મા એકલતા દીનતા અનુભવે છે. એકલતા તેને કોરી ખાય છે. અને સંયોગથી પરાધીન બનેલ આત્મા અનુકૂળ સંયોગ મળતાં રતિમોહનીય કર્મ બાંધે છે. પ્રતિકૂળ સંયોગ મળતાં અરતિ મોહનીયકર્મ બાંધે છે.... ઇષ્ટ વિયોગ થતાં આર્તધ્યાન કરે છે. અનિષ્ટ સંયોગ મળતાં પણ આર્તધ્યાન કરે છે, પરંપરાએ રૌદ્રધ્યાન સર્જી મુક્તિનો પથિક ક્યારેક નરકનો મહેમાન બની જાય છે.

આત્માની આ કરૂણકથા આપણને એકાદ ખરાબ અનુભવ બાદ સમજાય છે. ત્યારે જ્ઞાની મહાત્માને પતન અને પુનરૂત્થાન માર્ગ પહેલેથી જ દેખાય છે, એટલે જેમ દરિયામાં જતી સ્ટીમરને લાઈટ પોલ–દીવાદાંડી માર્ગ ચીંધે છે. આ માર્ગ છે આ કુમાર્ગ છે, તેમ અફાટ ભવ સમુદ્રમાં સંયમના સ્ટીમરમાં બેઠેલ યાત્રિકને માટે શ્રી આચારાંગ સૂત્રનું ૯૫મું સૂત્ર દીવાદાંડીની ગરજ સારે છે. **"અલં બાલસ્સ સંગેણં."**

સાધુ–બાલકના સંગને છોડી દો. બાળકને દૂરથી નમસ્કાર કરી દો."

સાધકમાં ઉતાવળ ન હોવી જોઈએ, પણ વર્ષોનો અભિમાનનો સંગ ઉતાવળ કરાવે છે, કોઈની શિખામણ તેને પસંદ આવતી નથી. શિખામણ નહિ સાંભળવાની ઉદ્દામ વૃત્તિ જોર કરે છે. અને વ્યક્તિના મુખમાંથી સહસા શબ્દ સરી પડે છે. બાળક બાળકની સોબત કરે. મારા જેવો કોઈ બાળકની સાથે રમવા બેસવાનો છે ?

બાળકની સાથે રમતા મારી લઘુતા ન થાય ? તમે મને શું ના કહો. મને જ નાના સાથે બેનવું–ઊઠવુ–રમવું ના ગમે. હું તો મોટા માણસો સાથે બેસું ઊઠું તેમની વાત સાંભળું ! બસ તમારી વાત તો મેં તમારા કહ્યા વગર પહેલી જ સ્વીકારી છે ને ! બરાબર છે ને ! ખુશ છો ને ?

"સાધક" હજી તારો દેહાધ્યાસ છૂટયો નથી. આત્માની આરાધના સાધના પ્રારંભ કરી છે, પણ અનાદિના કુસંસ્કારના છંદ એમ સહેલાઈથી છૂટતા નથી. સતત પરિશ્રમ બાદ જ દુર્ગુણ જાય છે. અને સદ્‌ગુણ પ્રગટ થાય છે. મહાન બનવાને ઝંખનાર મહાત્મા મને એક જવાબ આપ. બાલક કોણ ?

બાલક કોણ ? આ તે કંઈ પ્રશ્ન પૂછવા જેવો છે. ઉંમરમાં જે નાનો હોય તે બાળક. બીજો પ્રશ્ન પૂછવાનું તમને કષ્ટ ન પડે એટલે મારી જાતે જ તમારા મનનો બીજો પ્રશ્ન સમજી જવાબ આપી દઉં "ઉંમર જેની વધારે હોય તે મોટો. મહાન"

ધીરો પડ બાપલા...એમ અહીં ઉતાવળ ના ચાલે... મારા પ્રશ્નના જવાબ આપવાની ઉતાવળ કરવા કરતાં તું મારા પ્રશ્નને સમજવાની કોશિષ કર ચલ....તને હું શાંતિથી સમજાવું....ધ્યાનથી સાંભળ....

"ઉંમર વધે એટલે શરીર વધે....પણ ઉંમર વધે એટલે સદ્‌ગુણ વધે. એવું કોણે કહ્યું ? દેહની ઉંચાઈ જાડાઈ. ઉંમર માટે તને સમજાવવી નથી એ બધા સિદ્ધાંત તો ગલીના ગુંડા પણ જાણતા હોય છે. તારે દેહશાસ્ત્રી બનવાનું નથી કે દેહના સિદ્ધાંત રટણ કરે છે ! તારે તો આત્મવાદી અને અધ્યાત્મવાદી બનવાનું છે એટલે પ્રભુએ આચારાંગ સૂત્રમાં પ્રરૂપેલી પરિભાષા સમજાવું છું.

તું પણ બાળક...હું પણ બાળક અને ૧૦૦ વર્ષનો વૃદ્ધ પણ બાળક પણ ક્યારે ? મારામાં અજ્ઞાન હોય તો હું પણ બાળક. તારામાં અજ્ઞાન હોય તો તું પણ બાળક અને ૧૦૦ વર્ષના વૃદ્ધમાં અજ્ઞાન હોય તો તે પણ બાળક.

આજનો જન્મેલો બાળક પણ પંડિત હોય, જો જ્ઞાન હોય તો તીર્થંકર પ્રભુ માતાના ગર્ભમાં આવ્યા ત્યારથી ઉન્મુક્ત બાલભાવ કારણ ત્રણ જ્ઞાન સહિત, ૯ વર્ષના અઈમુત્તાજી બાળક નહિ કારણ કેવલજ્ઞાનના સ્વામી.

અજ્ઞાનીનો પરિચય–સહવાસ–વાદ–સંવાદ – આલાપ – સંલાપ આપણામાં અજ્ઞાનની જ અભિવૃદ્ધિ કરે. તેથી તને કહું છું. જો તારે અનંતજ્ઞાનના સ્વામી બનવું હોય ! કેવલજ્ઞાનનું સ્વાગત કરવું હોય ! તો અજ્ઞાન અને અજ્ઞાનીની સોબત સ્વપ્નમાં પણ કરીશ નહિ.

બાળકમાં દીર્ઘદષ્ટિ હોતી નથી–વિવેક હોતો નથી પૂર્વાપરની વિચાર કરવાની શક્તિ હોતી નથી. તેમ અજ્ઞાનીમાં પણ ફક્ત વર્તમાન દૃષ્ટિ હોય છે, અવિવેક જ તેનો મિત્ર હોય છે. જ્યાં વિચાર દૃષ્ટિનો જ અભાવ હોય ત્યાં લાભ–નુકશાન–આરાધના–વિરાધના–આશાતના-અપભ્રાજના પ્રભાવના-વિગેરે તેને ક્યાંથી સમજાય. એટલા માટે જ આચારાંગ સૂત્ર ફરમાવે છે. અજ્ઞાની તે બાળક....અજ્ઞાન તે બાલ્યાવસ્થા

-અજ્ઞાન અને અજ્ઞાનીનો સંગ તું છોડ, આ અજ્ઞાન કોઈ જાતિ-વ્યક્તિ કોઈ અવસ્થામાં રહે છે તેમ માનીશ નહિ- અજ્ઞાન પ્રત્યેક પુદ્ગલ પ્રેમીમાં રહે છે. જડની આસક્તિ-પુદ્ગલનું મમત્વ જ અજ્ઞાન ઉત્પન્ન કરે છે.

આચાર્ય મંગુસૂરી અસમર્થ ન હતા, સમર્થ હતા. અનેક શિષ્યોથી શોભતાં સુગુણી ગુરુ હતા. પણ તેમને ય પુદ્ગલનું મમત્વ જાગ્યું. તો આકારમાં સરસતા અને વિરસતા પ્રગટ થઈ. ઈંદ્રિય પોષણની ભાવના જાગી. સંયમ સાધના જ્ઞાન ગૌણ બન્યા. જ્ઞાની હતા પણ સંગ કર્યો અજ્ઞાનનો. સંગ કર્યો આસક્તિનો....સંગ કર્યો પુદ્ગલની મમતાનો પક્ષ કર્યો જીહ્વાનો અને ઉપેક્ષા કરી ધર્મલાભની, અજ્ઞાનનો સંગ, બાલકનો સંગ મહાનને પણ તુચ્છ બનાવે....બાળક સાથે વાદ કરતાં મોટાની લઘુતા થાય તો....

બાળકનો સંગ કરતાં જે મંગુ આચાર્યના જ્ઞાનના સહારાથી મોક્ષમાં સ્વર્ગમાં સ્વાગત થવાના હતા, તે મંગુ આચાર્ય કાળ કરી ગંદી ગટરના અધિષ્ઠાયક દેવ બન્યા. આત્માની આનાથી કઇ અધિક વિટંબના હોય, માટે જ અંતરના શુભભાવથી પ્રેરાઈને હિતશિક્ષા આપું છું. આચારાંગ સૂત્રનો મહામંત્ર યાદ રાખ. “અલં બાલસ્સ સંગેણ” તું જેને યુનિવર્સલ રુલ કહે છે વિશ્વ સિદ્ધાંત પણ કોઈ પરિસ્થિતિને આધીન બની કોઈ અપૂર્ણ જ્ઞાનીએ નિશ્ચિત કરેલ કાયદો છે. ત્યારે આ તો સર્વજ્ઞ ભગવંતે ફરમાવેલ વિશ્વના સમસ્ત જીવોની મંગલકારી મહા આજ્ઞા છે. અજ્ઞાનીના સંગથી દૂર જા....તેને મહત્ત્વ ના આપ. હટી જા. ભાગી જા.

જ્યાં અજ્ઞાન અને અજ્ઞાની હોય તે દિશા તરફ જોતો પણ નહિ. અજ્ઞાન ખૂબ લોભામણું અને બિહામણું છે, એ વાત ક્યારેય ભૂલતો નહિ. અજ્ઞાન એકલું નથી આવતું પણ

તેની સેના અને સેનાનાયકો સાથે આવે છે. સાધકને હસાવ-વાના અનેક વ્યૂહ યોજના લઈને આવે છે.

યુદ્ધ વિદ્યા પારંગત દ્રોણાચાર્ય પાસે પણ ૧૮ વ્યૂહ હતા. આ અજ્ઞાન પાસે અનંત વ્યૂહ છે, મિથ્યાત્વ–અવિરતિ પ્રમાદ–કષાય–યોગ તેના મુખ્ય સેનાપતિ છે. માતા–પિતા, ભાઈ–બેન, સ્નેહી–સ્વજન, શત્રુ–મિત્ર વિગેરે અનેક સંબંધો તેની કેળવાયેલી સેના છે. રૂપ–રસ–ગંધ–શબ્દ–સ્પર્શ–અનુકૂળતા–પ્રતિકૂળતા– સ્વમાન–કીર્તિ–લાગણી–સંબંધ–આ બધાં તેના શસ્ત્ર છે. એક શસ્ત્ર લાગ્યું તો પણ ઘાયલ–તેથી જ પુનઃ પુનઃ કહું છું. "**અલં બાલસ્સ સંગેણ**" અજ્ઞાન બાળકે તારા આત્મામાં પણ પ્રવેશ કર્યો હોય છે, અને તારા આજુબાજુના વર્તુલમાં પણ હોય છે.

જેમ આંખમાં એક કચરાનું તણખલું ખટકે.... ન રખાય....તણખલું રહે તો પણ આંખ મિંચાઈ જાય. આંખમાં પડેલા તણખલાને દૂર કરવા જે પ્રયત્ન કરે, તેનાથી અધિક અજ્ઞાન અને અજ્ઞાનીના સંગને છોડવા પ્રયત્ન કરવો જરૂરી છે.

હે પ્રભુ ! હે ગુરુ !

હું શું કરૂં ? આપની વાત સાચી છે, હિતકારક છે. પણ હું થોડો કાચો છું, ઝવેરી બનવું છે, પણ હજી તો કાચ અને હીરાના ભેદ સમજી શકતો નથી. પણ રોજ રાત દિવસ ઝવેરીની પાસે બેસે. ઊઠે, ઝવેરીની રીતરસમ જુએ તો એક દિવસ હીરા પારખું બનાય. તેમ હું પણ જ્ઞાનનો પ્રેમી છું. કેવલજ્ઞાનનો વિદ્યાર્થી છું. પણ જ્ઞાન અજ્ઞાનના સ્પષ્ટ ભેદ સમજી શકતો નથી, જ્ઞાની અજ્ઞાનીની ભેદ–રેખા સમજતો નથી. પુદ્ગલ અને ચૈતન્યના ભેદ–વિજ્ઞાનનો પારંગત થયો નથી. ત્યાં સુધી પ્રતિજ્ઞા કરૂં છું. હે જ્ઞાનમૂર્તિ ! આપની છાયામાં જ રહીશ. આપની પ્રતિછાયા બનીને જ

રહીશ. આપના સાંનિધ્યથી અજ્ઞાન–અજ્ઞાની મારી પાસે આવશે નહિ. આપની કૃપા મને જરૂર એક દિવસ જ્ઞાનાનંદી બનાવે તેવા શુભાશિષ આપો....

આપે તો અજ્ઞાનીનો સંગ દૂર કરવાના બહાને મને કર્મબંધનમાંથી મુક્ત થવાની ચાવી બતાવી, ભવભવ ઋણી છું, આપના ઉપકારનો.....

**"સ્વીકારો આપના સાંનિધ્યમાં એ જ મંગલ યાચના."**



 

# વીરા સુસ્મતહંસિણો



વીર કોણ ? બહાદુર કોણ ? સાહસિક કોણ ? —આ પ્રશ્ન પરંપરા શરૂ થાય અને આપણે રૂઢિથી ટેવાયેલ રૂઢિના જ જવાબ આપીએ ?

શું એકાદ બંદુક–પિસ્તોલનો વિના ખચકાયે ઉપયોગ કરી શકે તે વીર ? ભલભલાને ડરાવી દે. પણ કોઈથી ડરે નહિ તે બહાદુર ? શું ગમે તેવી મુશ્કેલીમાં ગભરાય નહિ–અકળાય નહિ પણ આગળ વધે તે વીર?.......

માનવ ગમે તેટલો પોતાને સુધારાવાદી–પ્રગતીશીલ નવી વિચારણાવાળો સુધારક કહે પણ તે વિચારની ભેદરેખા ઓળંગી ક્યારે ય મુક્તભાવે સ્વતંત્ર રીતે વિચારી શકતો નથી.

આચારની એકાદ પવિત્ર મર્યાદા–પ્રણાલી ઓળંગી પોતાની જાતને સુધારક મનાવનારનો દુનિયામાં ક્યારેય તોટો હોતો નથી.

પરમાત્મા વીરના શાસનમાં મહાત્મા ! તમારે આવા વીર બનવાનું નથી. આવા વીરની પૂજા કરવાની નથી. આવા વીરના ઉપાસક બનવાનું નથી.

સદ્ગુણી શિષ્ય !

તું આચારાંગ સૂત્રનો અનુપમ અર્ક મેળવી રહ્યો છે. પરમાત્મા શ્રીમુખે ફરમાવે છે–વીર કોને કહેવાય ? આગમ-સૂત્રની પરિભાષા અનોખી છે–અદ્વિતીય છે–અલૌકિક છે. પરમાત્માની દૃષ્ટિ શસ્ત્ર ચલાવનારને વીર કહેતી નથી, પરમાત્માની દૃષ્ટિ શસ્ત્ર વિદ્યાના નિષ્ણાતને વીર કહેતી નથી. સામાન્ય વ્યક્તિ સામાન્ય વાત કરે. અસામાન્ય વ્યક્તિની વાત પણ અસામાન્ય–અસાધારણ હોય.

અલૌકિક જ્ઞાનીની દૃષ્ટિ પણ અલૌકિક. તેમના ઉપદેશો પણ અલૌકિક.

પ્રભુ ફરમાવે છે "વીરા સમ્મત્ત દંસિણો."

રાગ-દ્વેષથી દૂર હોય તે વીર.
સમ્યગ્ દૃષ્ટિ હોય તે વીર....
તત્ત્વ દૃષ્ટિ હોય તે વીર....
પરમાર્થ દૃષ્ટિ હોય તે વીર...

હું વીર, મારી માતા વીર, મારા પિતા વીર, મારો પુત્ર વીર-પોતાની સાત પેઢીને વીર કહેવડાવનાર આપણે પ્રભુના પ્રશ્નના જવાબ આપવાના છે ભલા! તું વીર....ઘણું સારું.... તારી વીરતાને લાખો કરોડો નહિ અનંત અભિનંદન.... પણ, જરા જવાબ આપ.

તારી ઉપર કોઇ ગુસ્સો કરે તો તારા મનમાં શું થાય છે? તારો કોઇ તિરસ્કાર કરે તો તારા મનમાં શું થાય છે?

તારું કોઈ અપમાન કરે તો તારા મનમાં શું થાય છે? એમાં શું પૂછવાનું? મને ગુસ્સો આવે જ ને.

હું કઈ મન વગરનો છું? વિચાર વગરનો છું? કંઈ પાગલ ઓછો છું? મેં કંઈ ભૂલ કરી છે? તે એમ ગુન્હેગારની જેમ સાંભળ્યા કરું? સાચેસાચ એવું સમજાવી દઉં કે ભાઈ સા'બ, આપણું નામ લેવાનું જ ભૂલી જાય. સ્વાભિમાનનો સવાલ હોય ત્યા શરમ શાની રાખવાની. તે વખતે જ બરાબરનો પાઠ ભણાવી દેવાનો. તે મુરબ્બીવરની મારે કંઇ જરૂર નથી. ભલા, સાધક!!....આ સ્વભાવ, એક સંસારીનો....

આ રીત એક સદ્ગૃહસ્થની. આ સ્વભાવ-આ પદ્ધતિ સજ્જનની પણ નહિ, સદ્ગૃહસ્થની પણ નહિ. તો સાધુની કેવી રીતે? પ્રભુ સાધકને-સાધુને-યતિને-મુનિને વીર કહે

છે અને વીરની પરિભાષા કહે છે–"રાગ–દ્વેષ રહિત બને તે વીર."

કાયર કહેવરાવવું ગમતું નથી ને વીર બનાતું નથી. શું કરૂં ? આમ તો ઘણોય શાંત રહું–પ્રશાંત રહું–વીતરાગનો જ વારસદાર છું. પણ પ્રસંગ આવે ત્યારે મારા રૌદ્રરૂપ પ્રગટ થાય. મારી દશા મયૂર જેવી છે. આગળથી ખૂબ સોહામણો પણ પાછળથી જુઓ તો નગ્ન સ્વરૂપ. બસ મારૂં પણ કર્મનું રૂપ ભયંકર રૌદ્ર છે–બિહામણું છે.

એક દિવસમાં કેટલીવાર કાયર બનું છું–હારૂં છું. મારી પરાજયની કથા મારા મુખે ન બોલાવો. અનુકૂળ પરિસ્થિતિ આવતાં મનમાં ગલગલિયા થાય છે. પ્રતિકૂળ પરિસ્થિતિ પેદા થતાં મારૂં–મરૂંની ભાવના પ્રગટિત થઇ જાય છે. રાગ–દ્વેષ સહિત છું,

હું વીર કેવો ? ના....ના....કાયર છું. મારી કાયરતા છૂટે તેવી નથી. બસ, કંઇ નહિ જવા દો..મને મારી રીતે જીવવા દો....હું વીર નથી. વીર બની શકવાનો નથી. આપ, તકલીફ ના લ્યો....મારો સ્વભાવ ના બદલાય....સ્વભાવ આગળ લાચાર છું. માફ કરો આપના સમયનો મારી પાછળ દુરૂપયોગ ન કરો.

સાધક ! આ જ વક્રતા અને જડતા છે. આટલું લાંબું વર્ણન કરી તું સરળતાના માર્ગે નથી આવતો. તું જીવનથી ભાગવા માંગે છે.

પ્રભુના ઉપદેશથી તું શું દૂર જવા માંગે છે ? કાયરતાનું કવચ શું તું ભેદવા માંગતો નથી ? પહેલાં મારા એક પ્રશ્નનો જવાબ આપ.

પ્રભુ અશકય કહે છે કે શકય ? પ્રભુ કયારેય અશકય ન ફરમાવે, જે સાહજિક તારામાં યોગ્યતા છે. તારી સહજ શક્તિ છે તેના જ વિકાસની વાત કરે છે.

તીર્થંકરો–મહાત્માઓ–અનંત સિદ્ધાત્માઓ બધાને જ કર્મ હેરાન કરતા હતા. તેમણે લક્ષ્ય નિશ્ચિત કર્યું તો વીર બન્યા. પ્રભુએ જીવનમાં જેનો વિજય કર્યો તેનો જ વિજય કરવા કહે છે. ગભરા નહિ, અકળા નહિ, તું વીર બની શકે અવશ્ય મહાવીર બની શકે, તારી દૃષ્ટિને સમ્યગ બનાવ દૃષ્ટિ સમ્યગ્ બનતા સૃષ્ટિ અંગે તારી કોઇ ફરિયાદ નહિ રહે. તું ગુન્હેગાર બનીશ નહિ. તું કોઈને ગુન્હેગાર બનાવીશ નહિ અને તું કોઇને ગુન્હેગાર માનીશ નહિ.

બાળક હોય તે અગ્નિ સાથે ચેડા કરવા જાય અને દાઝે, જે અગ્નિની શકિત જાણતો હોય તે અગ્નિથી કેમ કાર્ય કરી લેવું તે વિચારી લે. બહેનો કેવી સુંદર કળા જાણે છે. હાથ બળે નહિ–રોટલી બળે નહિ અને અગ્નિ દ્વારા રોટલીને પકાવી દે.

કોઈ ગુસ્સો કરે–અપમાન કરે ત્યારે આવી કળા સિદ્ધ કરી લે... પરિસ્થિતિને પારખી લે. જો આ વ્યકિતનો ગુસ્સો કરવાનો સ્વભાવ જ છે મારા ગુસ્સાથી એ કંઈ ગુસ્સો છોડવાના છે ?ના તો પછી હું શા માટે ગુસ્સો કરું ?

કોઇ વ્યક્તિ મારા ઉપર ગુસ્સો કરે છે ત્યારે તેના હૈયામાં મારા પ્રત્યે અસમજ–ગેરસમજ થઈ છે તો ગુસ્સો કરે. પણ એ વ્યકિતએ ગેરસમજ ઊભી કરી તો મારે શું ? તેની સામે ગેરસમજ કરી ગુસ્સો કરવો ? કોઈ વ્યકિતએ મારા ઉપર ગુસ્સો કરી તેનું લોહી ગરમ કર્યું, તો શું મારે તેનું જોઇ H B P ના પેશન્ટ બનવું ? શું મને આમ રોગી બનવું પાલવે ? કોઇ વ્યકિતએ મારા ઉપર ગુસ્સો કરી ભયંકર કર્મ બંધ કર્યો, તો શું મારે તેના ઉપર ગુસ્સો કરી ભયંકર કર્મબંધ કરવો ? દેખાદેખી તો તે કરે જેનામાં બુદ્ધિ ન હોય, મારામાં બુદ્ધિ છે, હું શું કામ વિચાર ન

કરું ? કોઈ વ્યક્તિએ મારાં ઉપર ગુસ્સો કર્યો તો તેનામાં-આવેગ પેદા થયો છે. આવેગના કારણે તેના વિવેક ચક્ષુ નષ્ટ થયા તો શું મારે મારા હૈયામાં આવેગ પેદા થયો નથી પણ તેના શબ્દોથી આવેગ પેદા કરી વિવેકપથથી ભ્રષ્ટ થવું ? કોઇ વ્યક્તિના ગુસ્સાને જોઈને સામે તું તેના ઉપર ગુસ્સો કરીશ તો જાણે અજાણે તું ગુસ્સાની મહત્તા વધારી નથી દેતો ? તારી ક્ષમાની મહત્તા વધારવાની જવાબદારી નથી ?

કોઈ વ્યક્તિ રસ્તા ઉપર પડી જાય તો તું બચાવવા દોડી જાય અને કોઇ સમતાના મંદિરમાંથી પડી જાય તો તું પણ તેને બચાવવાના બદલે સમતા મંદિરમાંથી જાણી જોઈને પડતું મૂકે."

જે વ્યક્તિ ગુસ્સો કરે છે તે તત્ત્વજ્ઞાની નથી, પણ તું તો તત્ત્વજ્ઞાની છે. તને ગુસ્સો શોભે ? તું આગળ પ્રશ્ન કરીશ. તત્ત્વજ્ઞાની ગુસ્સો કરે ત્યારે તો હું ગુસ્સો કરી શકું ને ? ના...ભાઈ ના.... તું એમ કેમ કહે છે....તત્ત્વજ્ઞાનીએ ગુસ્સો કર્યો. તું એમ કેમ નથી વિચારતો આ વ્યક્તિમાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે. પણ મોહનીય કર્મ થોડું સતાવી ગયું. તત્ત્વજ્ઞાનીના ગુસ્સાને જોઈને તો આપણે સાવધ થઇ જવું જોઈએ. આ જ્ઞાની મહાત્માને ગુસ્સાએ હેરાન કર્યા તો મને ગુસ્સો કેટલો હેરાન કરશે ?

એક વિચાર બીજો પણ કર...કોઈ પ્રધાન સત્તા ઉપર હોય તો પણ તું તેને ભૂતપૂર્વ પ્રધાન કહી માન–સન્માન આપે છે તો શું તારે જ્ઞાની ના માન–સન્માન–પૂજા નહીં કરવાના ? ગુસ્સો જ્ઞાની ઉપર ન કરાય...અજ્ઞાની ઉપર પણ ન કરાય...ગુસ્સો ગરીબ ઉપર પણ ન કરાય....

ગુસ્સો શ્રીમંત ઉપર પણ ન કરાય....
ગુસ્સો મોટા ઉપર પણ ન કરાય....
ગુસ્સો નાના ઉપર પણ ન કરાય....
તારી ઉપર પણ ગુસ્સો ન કરાય....
કોઈનો ઉપર પણ ગુસ્સો ન કરાય....

**ગુસ્સો કરાય કર્મ ઉપર, ગુસ્સો કરાય કર્મ-બંધના હેતુ ઉપર...**

હજી તને એક વાત સમજાવવાની છે. તું ગુસ્સો કરે છે. તેની પાછળનું તું પણ કારણ સમજતો નથી. તારા હૈયામાં રાગ છે–મમત્વ છે એટલે જ તને ગુસ્સો આવે છે. હું તને પરિસ્થિતિનો ઘટસ્ફોટ કરી સમજાવું છું.

તારા હૈયાનો રાગ એ જ દ્વેષનો જનક છે–માટે કહું છું "રાગ અને દ્વેષથી દૂર થઇશ તો જ વીર બની શકીશ."

સમદૃષ્ટિ પેદા થશે... તત્ત્વદૃષ્ટિ પેદા થશે... પછી પદાર્થ પદાર્થની દૃષ્ટિએ જોઈ શબ્દજયી બન... પરિસ્થિતિ પર કાબૂ લઈ લે... વીર બનવાની કળા તને હસ્તગત થશે...

પ્રભુ ! ! ! મારે વીર બનવું છે, મહાવીર બનવું છે, તમારા જીવન ચરિત્ર ઉપર ચિંતન–મનન કરીશ. તમારા તત્ત્વજ્ઞાનનો અભ્યાસી બનીશ... તત્ત્વજ્ઞાનમાં નિષ્ણાત બનીશ. મારી ભાવના અને આપના આશિષનું સુભગ મિલન થશે તો મારૂં વીર બનવાનું સ્વપ્ન અવશ્ય સાકાર થશે. આપે મને વીર 'બનવાનું' સ્વપ્ન સેવતા શીખવાડ્યું...હવે... "સ્વપ્નસિદ્ધ કરવાની કલા આપો" એજ,...વિનંતિ.

卐

## ૧૮ નિવ્વિંદ નંદિં ઈહ જીવિયસ્સ

જ્ઞાની અને અજ્ઞાનીની વાત કરવાની પદ્ધતિ જ અલગ. જ્ઞાનીની વાત, જ્ઞાનીનો પરિચય પણ હિતકારક–કલ્યાણકારક અને મંગલકારક હોય. અજ્ઞાનીની વાતમાં જ નહિ પણ વર્તનમાંય વ્યવસ્થિતતા ન હોય. આશીર્વાદમાં પણ શ્રાપ જેવી પરિસ્થિતિ હોય. જ્ઞાનીનું એક જ વાક્ય કેમ ન હોય? પણ તેમાં તેને જીંદગીમાં જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેનો નીચોડ હોય. જ્ઞાનીના વચન કિંમતી... તો મહાજ્ઞાની સર્વજ્ઞ ભગવંતના વચન–આગમની તો વાત જ શી કરવી?

પરમાત્માના તો એક–એક વચન ઉપર જીવન ન્યોચ્છાવર કરવું જોઈએ.

પરમાત્માનું વચન એટલે જ વિશ્વ મંગળનું જનક–પાલક અને રક્ષક.

કદાચ પિતાના હાથે પુત્રનું અપમંગલ–અહિત થાય પણ વિશ્વપિતા પરમાત્માના વચનનું અનુસરણ સ્વ–પર સૌનું હિત સાધક બને. આ શ્રદ્ધા–આ વિશ્વાસથી પ્રભુના આગમનું અધ્યયન કરવું જોઈએ. આગમ અભ્યાસમાં તલ્લીન બનવું જોઈએ.

વત્સ !

શ્રી આચારાંગ સૂત્ર અંગે તને ઘણીવાર કહું છું. આ સૂત્ર સાધુ જીવનના મંગલ માટે હિત સમુદ્ર સમાન છે. પણ રત્નો કિનારે ઊભા રહી સમુદ્ર નિહાળનારને ના મળે. ના પ્રાપ્ત થાય. પણ સમુદ્રમાં મરજીવા બની ડુબકી મારનાર મહાનુભાવને પ્રાપ્ત થાય શ્રી આચારાંગ સૂત્રનો વારંવાર સ્વાધ્યાય કર. પુનઃ પુનઃ અર્થનું ચિંતન મનન કર. અદ્‌ભુત

રહસ્ય રૂપ રત્નની પ્રાપ્તિ થશે. અને તે દ્વારા સંયમ જીવનની સાર્થકતા થશે. શ્રી આચારાંગ સૂત્રના ૧૦૦ A માં સૂત્રનું એક પદ એક નાનું વાક્ય છે. '**નિવ્વિંદ નંદિં ઈહ જીવિમસ્સ**' '**આ જીવનના આનંદની જુગુપ્સા કર.... તિરસ્કાર કર...**'

સાધુ જેમ કોઇના માન-સન્માન ન કરે તેમ તે કોઇનોય પણ તિરસ્કાર ન કરે. સાધુની મસ્તી તો સમભાવમાં છે. કોઇપણ પદાર્થ પ્રત્યેનો આદર-પ્રેમ તે અંતરના રાગની ચાડી ખાય છે. કોઇપણ પદાર્થ પ્રત્યેનો તિરસ્કાર અંતરના દ્વેષભાવની ચાડી ખાય છે.

સાધુ-મુનિના શબ્દકોષમાં પ્રેમ-સ્નેહ-લાગણી-આદર જેવા સુંવાળા શબ્દો શોભતા નથી તો અપમાન-તિરસ્કાર-ગુસ્સા જેવા કઠોર શબ્દ પણ શોભતા નથી.

સાધુનું જીવન અલૌકિક હોય...
મુનિની મહત્તા અલૌકિક હોય.

રાગ અને દ્વેષજનક વિચાર, વાત અને વર્તન મુનિ જીવનની મજા બગાડી નાંખે. મુનિ જીવનની સુંદરતા સમભાવ -મધ્યસ્થ ભાવમાં નિખરી ઊઠે. ખીલી ઊઠે. આવા સાધુને હિતશિક્ષામાં શ્રી આચારાંગસૂત્રનું મંગલ વચન '**નિવ્વિંદ નંદિ ઇહ જીવિયસ્સ**' શું કહે છે ? સાધુને કયા ધન્યમાર્ગનો પથિક બનાવવા ચાહે છે તે આપણે વિચારવું રહ્યું જ.

જુગુપ્સા એટલે તિરસ્કાર -અપમાન-અનાદર-તુચ્છકાર કોઇપણ વ્યક્તિનો, પરિસ્થિતિ કે પદાર્થનો તિરસ્કાર થાય ક્યારે ? હૈયામાં અરૂચિ-અણગમા વગર તિરસ્કાર ન થાય.

આપણું મન ઘણીવાર આપણને ઠગી જાય છે. મારા મનમાં કોઈ દુર્ભાવ ન હતો પણ તમને દુઃખ થાય તેવું

ઓસાઈ ગયું. ભલા–કુવામાં મીઠું જળ હોય તો હવાડામાં મીઠું જળ જ આવે. બગડી ગયેલાં ફળની જ બદબુ આવે ને ? સારા ફળની તો સુગંધ આવે.' હૈયામાં અસદ્ભાવ ન હોય તો વચનમાં તિરસ્કાર આવે કયાંથી ?'

સાધકની જીવન પદ્ધતિ સહજ સમભાવથી સભર છે તેણે તિરસ્કાર કરવો એટલે શું સ્વભાવથી વિરુદ્ધ કરવાનું ને ? હા...ભાઈ...હા... તારી વાત સાચી વિરુદ્ધ કરવાનું વિરોધ કરવાનો પણ સાધના માર્ગના વિરોધી તત્વનો... અનુરોધ કરવાનો સાધના માર્ગના સહાયક તત્વનો. મુનિ સમભાવના સમર્થક...મુનિ વિષમ ભાવના વિરોધક.....

જેનાથી મુનિ સમતાની સાધનામાં મહાલી શકે તે બધી વૃત્તિ–પ્રવૃત્તિના મુનિ અનુરોધક પ્રવર્તક... સમર્થક...

પણ જે વૃત્તિ–પ્રવૃત્તિથી સમભાવ જોખમાય તે દરેક વૃત્તિ–પ્રવૃત્તિ માટે મુનિ હંમેશા વિરોધક.

શ્રી આચારાંગસૂત્રનું "નિવ્વિંદ નંદિં ઈહ જીવિયસ્સ" સૂત્ર પણ આવું જ ઉદ્બોધક અને હિતકારક છે. સાધુ જીવનમાં જીવનની અભિલાષા કરાય નહિ–હું ખૂબ દીર્ઘાયુષી બનું..' કારણ દીર્ઘાયુષ એ પણ આયુષ્ય કર્મનું આત્માને બંધન છે. સાધુ તો મુક્ત ગગનનો મુક્ત વિહારી....

દીર્ઘ જીવનની ચાહનામાં જેમ કર્મના પક્ષનું સમર્થન છે. તેમ મૃત્યુની ચાહનામાં પણ કર્મના પક્ષની પુષ્ટિ છે. આવી જીંદગી જીવવાથી શું ? આમ મૃત્યુની વાંછા–ઇચ્છા એ પણ કરાય નહિ.

**મરણની ઈચ્છા દુઃખ કંટાળામાંથી જન્મે છે;**

દુઃખ માનવું, કંટાળો લાવવો એ મોહનીય કર્મનો ઉદય છે. સાધુ મહાત્મા કોઈપણ કર્મના સમર્થન કરનાર જ નહિ. "સમસુહ દુઃખે સમજીવિયમરણે – સમસત્તુ મિત્તે"ની

મંગલ ભાવનાવાળા મુનિ આ જીવન ઉપર કંટાળો કેવી રીતે કરે? જીવનના આનંદ ઉપર કંટાળો કેવી રીતે કરે?

સાધક!

સમસ્યા તારી છે તો સમાધાન તારે જ કરવું જોઈએ. પ્રત્યેક સમસ્યાના સમાધાન હોય છે જ. સાચી સમસ્યાના સમાધાન થાય પણ ખોટા પૂર્વગ્રહથી પ્રેરિત પ્રશ્નના જવાબ ન મળે. આ જીવનના આનંદ ઉપર કંટાળો કર....' આ જીવનના આનંદ ઉપર તિરસ્કાર કર એટલે શું? આનંદ શબ્દનો અર્થ વૈભવ-ઐશ્વર્ય કરવાનો. આ વૈભવનો તિરસ્કાર એટલે રાગ ઉત્પન્ન થાય તેવી તારી અવસ્થાની ઉપેક્ષા કર. ભૂતકાળમાં વૈભવની અનુમોદના કરી હોય તેનો 'મિચ્છામિ દુક્કડં' આપ.... વર્તમાનમાં વૈભવ પ્રત્યે અરૂચિ ઉત્પન્ન કર. ભવિષ્ય માટે વૈભવની ઝંખનાનો ત્યાગ કર.... એટલે આ જીવનના આનંદનો તિરસ્કાર....

સંસારની દ્રષ્ટિએ જીવન વૈભવ એટલે શરીરનું સૌંદર્ય.

સંસારની દ્દષ્ટિએ જીવન વૈભવ એટલે શરીરને સુખકારી તત્ત્વો. સંસારની દ્રષ્ટિએ જીવન વૈભવ એટલે શરીરના પક્ષકારની સેના....

જીવનના આનંદનો તિરસ્કાર એટલે શરીરના મમત્વનો ત્યાગ. શરીરનું મહત્ત્વ-દેહના જતનની ભાવના જ આત્માને કઠોર માર્ગ પરથી કોમળ માર્ગ પર સરકાવી દે છે.

દેહની આસક્તિ જ પ્રમાદને પ્રોત્સાહન આપે ને!

કાયાનું મમત્વ જ કષાયોને નિમંત્રણ આપે ને!

કાયાનું મમત્વ જ રોગ નિવારણની અભિલાષા કરાવે ને! મુનિ જીવનમાં ગુરુ આજ્ઞાથી રોગ નિવારણ માટે ઔષધિ લેવાની, પણ દેહની પુષ્ટિ માટે કંઈ પણ કરવાની' સખત મનાઈ. મહાત્માઓ તો રોગમાં, દર્દમાં પણ આત્માની મસ્તી

માણે.... બિમાર સાધુ મહાત્માને જોઈ કોઈ સજ્જન ઔષધ પથ્ય માટે પ્રાર્થના કરે ત્યારે જાગૃત સાધુ મહાત્મા ફરમાવે "ભાઈ! આ ઘર બિમાર થયું છે; હું નહિ... મારો આત્મા નહિ.... શરીરમાં વ્યાધિ છે પણ મારો આત્મા નિરામય છે- નિરોગી છે. મારી ચિત્તની પ્રસન્નતા ચિત્તની સ્વસ્થતા ઘટી નથી. આ રોગ-દર્દની અચાનક સવારી જોઈ ગભરાયો નથી પણ સાવધ બન્યો છું. શાસ્ત્ર સ્વાધ્યાયના અમીરસ ઘૂંટવા માંડયો છું. આ અશાતા વેદનીય કર્મને જ નહિ પણ સર્વ કર્મને ભોગવું પડે. મારા આત્મા ઉપરથી કર્મ અધિકાર છોડે તેવી સાધના કરવી છે. આ જીવનના આનંદ ઉપર તિરસ્કાર એટલે શું ? નંદિ-તુષ્ટિ-પ્રમોદ જીવનમાં આનંદ એટલે ઈષ્ટ પ્રાપ્તિની ખુશી... ઈષ્ટ પ્રાપ્તિની ખુશી એટલે મારું બળ કેટલું સુંદર... મારું રૂપ કેવું મનોહર... મારું લાવણ્ય કેવું અદ્વિતીય.... મારા શરીરનું સૌંદર્ય કેટલું આકર્ષક...આ ખુશી. આ આનંદ એ રાગનો પક્ષ છે.

મુનિ! તું રાગનો સમર્થક નહિ, વિરોધક, શાસ્ત્ર તો તને એક કાંકરે બે પક્ષી ઉડાડવાની અનોખી રીત દર્શાવે છે કે જો રાગનો તિરસ્કાર કરીશ તો દ્વેષનો તિરસ્કાર થઈ જ જશે.

દ્વેષ કહે છે કે હું તો રાગનો પડછાયો-પ્રતિબિંબ છું. રાગની પાછળ છૂપાઈને રહેલ જ છું. મારું રૂપ રૌદ્ર છે એટલે જ્યાં હું પ્રત્યક્ષ રૂપે રહું ત્યાં સહુ ત્રાસી ઊઠે. પણ આ મારો બંધુ રાગ-સ્નેહ-મમત્વ ભયંકર ઠંડો ખૂની છે. ખૂન થાય પણ કોઈ કલ્પનાય ન આવે.

રાગ રહે ત્યાં સંયમનું ખૂન થાય....
રાગ રહે ત્યાં સમકિતનું પણ ખૂન થાય...

રાગ મનોજ્ઞ મનપસંદ પદાર્થમાં થાય છે એટલે જીવનમાં ચાહના થાય. ઝંખના થાય તેવા ગૌરવાત્મક પદાર્થનો ત્યાગ કર...

મહાત્મા સનત્ કુમારના શરીરમાં ભયંકર રોગ થયેલ. સાધના કરતાં રોગ દૂર થાય તેવી અદ્‌ભુત લબ્ધિ પેદા થઈ. પોતાનું થૂંક લગાડે તો પણ શરીરનું સૌંદર્ય સોળે કળાએ ખીલી ઊઠે. પણ મુનિ કહે "સૌંદર્ય એ શરીરનો વૈભવ.... કર્મનો વૈભવ.

હું તો કર્મનો તિરસ્કાર કરનાર, શરીરના સૌંદર્ય માટે લબ્ધિનો ઉપયોગ કરું ? બને નહિ...

રોગને નિમંત્રણ અપાય, રોગની દોસ્તી થાય... રોગ સાથે રહેવાય... પણ રાગ સાથે ના રહેવાય...

આ જીવનના આનંદ વૈભવનો તિરસ્કાર એટલે રાગની ઉપેક્ષા.

ગુરુદેવ !

આપની હિતશિક્ષા સુંદર, સમજુ છું જ્ઞાની સંગળ કરે; પણ અનાદિથી અજ્ઞાન અને અજ્ઞાનીની દોસ્તી થઇ ગઇ છે. મને આશિષ આપો, સદા જ્ઞાનીનો સંગ કરવા મળે, જ્ઞાનીનો સંગ જરૂર એક દિવસ મને અસંગ બનાવશે. બાકી સાચું કહું, જીવન યાત્રામાં ગભરાઈ જાઉં છું... શું કરવું ? શું ના કરવું ? કોની સાથે મિત્રતા કરવી ? કોની સાથે દુશ્મનાવટ કરવી ? ખૂબ માથાકૂટ છે, એટલે જ ફરી ફરી કહું છું...

મારી જીવનયાત્રા સદ્‌ગુરુની નિશ્રામાં પૂર્ણ થાય તેવા શુભાશિષ આપો.

સદ્‌ગુરુના ચિંધ્યા માર્ગે સિદ્ધિનો સાધક બનું એજ ચાહના.

卐

# ૧૯ મુણી મોણં સમાયાય ધુણે કમ્મ સરીરગં



ૐ કાર કરી દેવા માત્રથી બ્રાહ્મણ ન થવાય. ૐ કાર તો દિવાલ ઉપર પણ થાય, જો જ્ઞાનમય બની જાય–ધ્યાનમય બની જાય તો બ્રાહ્મણ બનાય. મસ્તક ઉપર વાળ ન રાખવાથી સાધુતા કહેવાતી હોય તો જગતના બધા ટાલિયા સાધુ જ કહેવાય પણ સમતા વડે જ સાધુ બનાય.

ક્ષમા જીવનનો મુદ્રાલેખ બને તો જ સાધુ શોભે. જંગલવાસ–અરણ્યવાસ કરવાથી મુનિ ન કહેવાય. એકલા શરીર સૂકવવાથી તપસ્વી ન કહેવાય. પણ કર્મને તપાવે, કર્મને બાળે તો જ તપસ્વી કહેવાય. હે સાધક ! આ આચારાંગ સૂત્ર તને પૂછે છે શું તું મુનિ છે ? સાધુ છે ? યતિ છે ? તો મને જવાબ આપ. મુનિ કોને કહેવાય ?

મહાત્મા ! !....મૌન રાખે તે મુનિ....બોલે નહિ તે મુનિ....'વત્સ'....તું આવા જવાબ ક્યાં સુધી આપ્યા કરીશ ? શું તારે ભાષાશાસ્ત્રી બનવું છે ?

શબ્દને પકડીને આગમની પરિભાષા ન સમજાય. શબ્દાર્થને વલોવીએ તો જ તેનો પરમાર્થ પ્રાપ્ત થાય. "મૌન રાખે તે મુનિ....બોલે નહિ તે મુનિ"....

મૌન તો એકેન્દ્રિય પણ રાખે છે. પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–વનસ્પતિ ક્યાં બોલે છે ? શું તે મુનિ ? જેની પાસે જીહ્વા ઇન્દ્રિય ન હોય તે મુનિ ? અથવા જે બોલે નહિ–મૌન રાખે તે મુનિ.

મુંગો ક્યાં બોલે છે ? શું જે મુંગો છે તે મુનિ ?

ગુસ્સામાં–રીસામણા, મનામણામાં અબોલા લઈ લે તે મુનિ ?
ગુસ્સામાં તો માણસ વીશ, ત્રીશ, ચાલીશ, પચાશ વર્ષ અને ક્યારેક જીંદગી વીતાવી દે છે. શું તેને મુનિ કહેવાય ? ના...ભાઈ...ના...મુનિ નહિ પણ કેટલાક વચનયોગને નહિ પ્રાપ્ત કરેલ, કેટલાક વચન યોગનું મૂલ્ય નહિ સમજેલ. કેટલાક અભિમાનથી પ્રેરિત થઈ ને જીભને દબાવનાર ! ! !

મુનિ એ તો કોઈ અદ્ભુત વ્યક્તિ અને દિવ્ય શક્તિનો સ્વામી છે. તેમાંય પરમાત્માના શાસનમાં મુનિની વ્યાખ્યા તો અત્યંત સુંદર હોય. સાધક ! યાદ રાખી લે. "મૌન રાખે છતાં મુનિ નહિ અને બોલે છતાં મુનિ." આ સાંભળીશ એટલે તું બોલી ઊઠીશ, કેવી વિચિત્ર વાત. "મૌનધારી તે મુનિ નહિ અને વાતો કરનાર મુનિ."

તારા પ્રશ્નોની પરંપરા તારા હૈયામાં થતાં ભયંકર તોફાન કંઈક તો જાણી જાઉં છું. સમજી લઉં છું. એટલે જ તને સમજાવું છું કહું છું. આચારાંગ સૂત્ર ફરમાવે છે. મુણિ મોણં સમાયાય ધુણે કમ્મ સરીરગં."

મુનિ મૌન સ્વીકારી કર્મનો નાશ કરે છે મહાત્માના મૌનની શક્તિ સમજ. મૌનનું તું મહત્વ સમજતો નથી એટલે અકળાય છે. શાસ્ત્ર કહે છે–" કર્મ નાશની શક્તિ પેદા કરે તે મૌન.

–કર્મબંધ કરાવે તે માન નહિ.

–વાણીનો ઉપયોગ ન કરવો તે મૌન નહિ પણ વાણીનો સંયમ રાખવો તે મૌન.

–વાણીનો સદુપયોગ કરવો તે મૌન.

–ભાષા સમિતિ પૂર્વક વચન યોગનો વ્યવહાર કરવો તે મૌન.

—સૌના મંગલ અને કલ્યાણ માટે વાણીનો વ્યવહાર કરવો તે પણ મૌન.

વાણીને રોકવી તે મૌન નહિ, પણ વાણીનું સંયમન કરવું. વાણીનો કાબુ રાખવો. દુઃખકારક ન બોલવું. મર્મભેદક ન બોલવું તે મૌન. વચનનો ઉપયોગ કરવાનો પણ તેની સદ્‌શક્તિને વિકસિત કરીને તેની અસદ્‌ શક્તિને રોકીને....

ભલા! તેં કડવા કારેલાનું શાક જોયું છે ને? બહેનો કેવી કળા સિદ્ધ કરે છે. કારેલાનો ત્યાગ કરતી નથી પણ કારેલાની કડવાશ દૂર કરી તેની રોગ નિવારણ શક્તિનો લાભ લઈ લે છે. કડવા કારેલાને પણ મીઠા બનાવી દે છે. તેમ તું પણ વાણી શક્તિની કળા સમજી લે.

વાણીમાં તો તીર્થંકર નામકર્મ સાર્થક કરવાની શક્તિ છે. વાણીના પ્રભાવે જ તીર્થંકર પરમાત્મા શાસન સ્થાપી શકયા. તારા રોજના વ્યવહારમાં જોતો નથી. વાણીના પ્રભાવે મહાત્માઓ ઉદ્ધારક અને તારક બન્યા.

ફક્ત વાણી—વચન ઉદ્ધારક ન બનાવે પણ વાણીનો સંયમ વચનનો સંયમ ઉદ્ધારક બનાવે. પરમાત્મા ફરમાવે છે "તું મુનિ કયારે? વચનને જ સંયમ રાખે ત્યારે...ના...ના.

મન—વચન અને કાયાને સંયમમાં રાખે ત્યારે મુનિ, શાસ્ત્રમાં મુનિનો ભાવ તે મૌન કહ્યું છે. શાસ્ત્રમાં મૌનને સંયમ કહ્યું છે. એટલે મન—વચન અને કાયા ત્રણ દ્વારા અશુભ આશ્રવ, અશુભ કર્મબંધન કરે તે મુનિ નહિં તે મૌન કરતો હોય પણ તેને મૌન હોય નહિ.

* મન—વચન—કાયાના સાધન દ્વારા વિશ્વનો ઉપકાર કરે તે મૌની. મન—વચન—કાયાને મોક્ષના સાધન બનાવે તે મૌની.

* "મૌન એટલે વાણીનો જ નિરોધ નહિ, પણ કર્મનો નિરોધ એટલે મૌન."

* "જ્યાં આશ્રવનું આગમન ત્યાં મૌન નહિ, પણ જ્યાં સંવર ભાવની સાધના ત્યાં મૌન."

* "સર્વ સંવરભાવ તે જ સાચું મૌન"

"યથાખ્યાત ચારિત્ર તે જ સાચું મૌન"

શૈલેશી અવસ્થા સિવાય સર્વ સંવર ભાવ પ્રગટ થાય નહિ. અને સર્વ સંવર ભાવની સિદ્ધિ વગર મૌનની સાધના અપૂર્ણ...મૌન સિદ્ધ થાય એટલે દેહ જુદો થાય. દેહ ભાવ નષ્ટ થાય. મુનિ! તારે મૌન દ્વારા કર્મ નાશની સિદ્ધિ પ્રાપ્ત કરવાની છે. આ છે આચારાંગ સૂત્રની હિતશિક્ષા...

મુનિ મૌન સ્વીકાર કરી શરીરને અલગ કરે. "દેહ **છોડાવી આત્મભાવની સિદ્ધિ સાધી આપે તે મૌન."**

મુનિ જગતની કોઈ પણ ચીજનો નાશ કરે નહિ તો શરીરનો નાશ કેમ કરે ?

ભલા ! શરીરનો નાશ નહિ શરીર પેદા કરાવે તે કર્મનો નાશ. ઔદારિક શરીરનો નાશ એવી સ્થૂલ વ્યાખ્યા નહિ, પણ શરીર ઉત્પન્ન થાય તેવા કર્મનો નાશ....મમત્વનો નાશ. જ્યાં મમત્વ ત્યાં કર્મ–જ્યાં નિર્મમ ભાવ ત્યાં કર્મ ક્ષય.

મુનિ ! મૌન દ્વારા તારે નિર્મમ ભાવની સિદ્ધિ કરવાની છે. મુનિ ! મૌન દ્વારા તારે કર્મક્ષયની પ્રક્રિયા સિદ્ધ કરવાની છે. મૌની એટલે મહાસંયમી....મૌની એટલે નિસ્પૃહી....નિષ્કાંક્ષી... અધિક શું કહું મૌની એટલે મહાજ્ઞાની... વચન શક્તિને સંયમમાં રાખે તો જ તીર્થંકર બની શકાય. મૌન એટલે તીર્થંકર બનવાની પ્રક્રિયા, મૌની એટલે સિદ્ધત્વનો સાધક.

સાધક ! તું એક મૌનને સિદ્ધ કરે તો સર્વ સિદ્ધિ વશીભૂત થઈ તારાં ચરણ ચૂમશે.

ગુરુદેવ ! આપનો ચરણ સ્પર્શ કરી મારા હૃદયના અરમાન કહું છું. મસ્તકનું મુંડન અવશ્ય કરાવ્યું છે. મનનું મુંડન કરવાની

જ ભાવના–ચાહના છે. આપે મને મન–મુંડનનો મહાન માર્ગ દેખાડયો. મૌનની સાધના આજ સુધી સમજતો ન હતો. મૌન કરવું એમાં શું ? પણ, આપે સમજાવ્યું. મૌન એ મહાસાધના છે. મૌન દ્વારા પ્રાપ્ત થતી સિદ્ધિ પણ અલૌકિક છે. મૌનની સાધના સિદ્ધ થાય તો બીજી કોઈ સાધના-આરાધના કરવી ના પડે.

પ્રભુ ! ગુરુ !

આપ સિદ્ધ સાધક છો. સિદ્ધ સાધકના ચરણમાં રહેવાથી જ સાધના સિદ્ધ થાય. આજથી કઠીન વ્રત સ્વીકારું છું. ના...ના... સ્વીકારેલ વ્રતની–મહાવ્રતની મહત્તા સમજાઈ એટલે સાધનાની ઘેલછા અને સર્વ સિદ્ધિઓની ઘેલછા છોડી, લાગી જાઉં છું મૌનની સાધનામાં.

તત્પર બનું છું, કટિબદ્ધ બનું છું. મૌનને સિદ્ધ કરવાને સિદ્ધ સાધક મહાત્માના શુભાશિષ મને સિદ્ધ બનાવશે.

**મારી સાધના, આપના આશિષ, મંગલ ઘડી નજદીક.**

卐

# ૨૦ જહા પુણ્ણસ્સ કત્થઈ તહા તુચ્છસ્સ કત્થઈ



ચિકિત્સકની દૃષ્ટિમાં કાળા-ધોળાના ભેદ ના હોય. સૌંદર્યવાન કે કદરૂપતાના ભેદ ના હોય. ચિકિત્સકને ચામડી નહિ જોવાની પણ દર્દ જોવાનું. દર્દ ઓછું તો ઉપેક્ષા કરાય, પણ દર્દ ભયંકર તો દવા તેની જ પહેલાં કરવાની.

એક દેહ ચિકિત્સકનો પણ આ ધર્મ....આ નિયમ.... આ સિદ્ધાંત હોય તો એક આત્મ ચિકિત્સકનો ધર્મ કેટલો ભવ્ય અને ઉદાત્ત હોય ?

**સાધક**! આ આચારાંગ સૂત્ર ફરમાવે છે તારી દૃષ્ટિમાં કર્મથી પેદા થયેલ ભેદ ન આવવો જોઈએ. તારી દૃષ્ટિ વર્તમાન-કાળ પૂરતી મર્યાદિત ન રહેવી જોઈએ. દેહ અને કર્મના પડલને ભેદી આત્માની યોગ્યતાના નિરીક્ષણ અને પરિક્ષણ તારે કરવાના છે. જો ઉતાવળ કરીશ-બધા કરે છે તેમ કરીશ તો વીતરાગ પરમાત્માની મહાન વૈજ્ઞાનિક પદ્ધતિથી તું ખૂબ દૂર થઇ જઇશ.

યાદ રાખ...'વીતરાગ પરમાત્માનું ભેદ વિજ્ઞાન.'

ગરીબ-શ્રીમંત, સુખી-દુઃખી, રોગી-નિરોગી. શેઠ-નોકર, રાજા-ભિખારી આ બધાનો તારી દૃષ્ટિમાં ક્યારેય ભેદ ના હોવો જોઇએ. આવા તુચ્છ વર્ગીકરણ તારા જેવા સાધુપુત્રને ક્યારેય ના શોભે. તો તારી દૃષ્ટિમાં એ જ ભેદ સિદ્ધાત્મા અને સંસારી આત્મા, સદ્‌ગુણી આત્મા અને દુર્ગુણી આત્મા, રાગી આત્મા અને વિરાગી આત્મા, કર્મા-ધીન આત્મા અને કર્મમુક્ત આત્મા, દેહના સૌંદર્યને અને

કર્મના ઉદયને તું ક્યારેય મહત્ત્વ ન આપતો. જેમ તું શ્રીમંતને ઉપદેશ આપે તેમ તું ગરીબને પણ ઉપદેશ આપજે. જેમ તું રાજાને ઉપદેશ આપે તેમ તું રંકને પણ ઉપદેશ આપજે.

જ્યારે ચંદ્ર જ્યોત્સના પ્રસારિત કરે ત્યારે તે ગરીબ શ્રીમંતનો વિભાગ કરે ? ચંદ્ર કિરણ દ્વારા સૌને સમાન જ ઠંડક આપે. વૃક્ષ સહુને સરખી જ છાયા આપે. તેમાં ગરીબ–શ્રીમંતના ભેદ ના હોય તો સાધુને મન કર્મજાનત ભેદ ના હોય. જેવી રીતે પુણ્યશાળીને ધર્મોપદેશ આપે તેવી રીતે જ ગરીબને ધર્મોપદેશ આપે. જેમ ગરીબને આશ્વાસનની બુદ્ધિએ ધર્મોપદેશ આપે તેમ શ્રીમંતને પણ આશ્વાસનની બુદ્ધિએ ધર્મોપદેશ આપે. ગરીબને ઉપદેશ આપ્યાથી કોઇ હીનપતની ભાવના નહિ શ્રીમંતથી કોઈ પ્રત્યુપકારની ઝંખના નહિ, હૈયામાં એક જ શુભભાવ મહાપુણ્યે પ્રભુના આગમના રહસ્ય મને મળ્યાં છે સૌ જીવને આ મહાન તત્ત્વજ્ઞાનના રહસ્ય પ્રાપ્ત કરાવું એ જ ભાવના...એ જ ચાહના.... સૌ આત્મા પ્રત્યે સાધુનો સાચો સ્નેહભાવ. ક્યાંય નાની એવી ભેદરેખા નહિ રાખવાની. ભેદરેખા તને ગુરુ રહેવા નહિ દે પણ ભાટ–ચારણ બનાવી દે.

ભાટ–ચારણ જે દાન આપે–સન્માન આપે તેના ગુણ ગાય. ભાટ–ચારણ જે દાન કે ઇનામ ન આપે તેની નિંદા કરે. સાધુ મહાત્મા આવું ન કરે. 'શત્રુ–મિત્ર સમ ગણે, સમગણે રંક રાય....' તું કર્મના ભેદને ગૌણ ગણે અને આત્મતત્વને સન્મુખ કરી પ્રભુનો માર્ગ ચીંધે તો તું સાચો સાધુ....

ચક્રવર્તી–સમ્રાટને તું સંસારના–કર્મ બંધના હેતુ સમજાવે, તેઓ પણ સંસારથી તરે તે ભાવનાથી કહે. તેવી જ

રીતે ગરીબને પણ આ જ ભાવનાથી કહે. તારામાં જરા જેટલી પણ ભેદ ભાવના આવવી ન જોઈએ. ભેદ ભાવના આવે તો તું પ્રભુનો તત્ત્વદષ્ટિ સાધુ મહાત્મન્ કહેવાય ?

**ગુરુદેવ !** સારું, આપની હિતશિક્ષા શિરસાવંદ્ય. સૌને એક રીતે એક જ પદ્ધતિએ ધર્મોપદેશ આપીશ. ક્યાંય ભેદભાવ નહિ રાખું. બસ, ગુરુદેવ ! પ્રસન્ન થાઓ.

**વત્સ !** મને લાગે છે અધ્યાત્મની દુનિયાએ તું બાળક છે. અધ્યાત્મનો એકડો હજી તારે ઘૂંટવો પડશે, ગુરુની વાત પકડીને બેસી જાય છે, પણ ગુરુની વાતનું તું રહસ્ય સમજતો નથી. ગુરુદેવ ! આપ આ શું કહો છો ? આપની આજ્ઞા શિરસાવંદ્ય કરું, છતાં મારા પર આપ નારાજ ! અરે ! અવકૃપા !

**શિષ્ય !** તું મારી વાત સ્વીકારે છે, પણ મારી વાતના રહસ્યને સમજ, મારા ભાવને ગ્રહણ કર. મેં તને સૌને હૃદયના સમભાવે એક સરખો ઉપદેશ આપવા કહ્યું અને તું એક જ પદ્ધતિએ ઉપદેશ આપવા માંડે તો ભયંકર અનર્થ થઈ જાય.

ભાવ અને પદ્ધતિમાં બહુ ફરક છે. ભાવ અને પદ્ધતિ બેને એક કરી દે તો ભયંકર ગોટાળો થઈ જાય. ભાવ એ હૃદયમાં રાખવાનો આત્મિક પરિણામ છે. તેમાં ક્યારેય કોઈ વ્યક્તિ પ્રત્યે જરાય અધિક અલ્પ ભાવ ન થવા દેવાય. સૌના હિત અને મંગળની જ ભાવના રાખવાની હોય.

ઉપદેશ–દાનની પદ્ધતિ વ્યક્તિ વ્યક્તિએ અલગ અલગ હોય, સમયે સમયે અલગ હોય. પરમાત્મા મહાવીર પ્રભુની પણ ઉપદેશ દાનની પદ્ધતિ વિવિધતા સભર છે. ગૌતમસ્વામી સમવસરણમાં આવ્યા અને પ્રભુ વદ્યા–'હે ઇન્દ્રભૂતિ ગૌતમ ! કિં સુખેન સમાગતઃ ?' પણ બધાજ આવે અને એમ ન કહે. એમ નામપૂર્વક ના બોલાવે. અભયકુમારને સમજાવવાની

પદ્ધતિ અલગ હોય અને અર્જુનમાળીને સમજાવવાની પદ્ધતિ અલગ હોય. પદ્ધતિ અલગ રાખવામાં તે આત્માની યોગ્યતાનો વિચાર કરવામાં આવે છે. ભાવ સમાન રાખવામાં ઉપદેશકના આત્મ પરિણામનો વિચાર કરવામાં આવે છે. તત્ત્વના ચાહકને વાર્તાથી ન સમજાવાય. કથા પ્રેમીની સામે તત્ત્વજ્ઞાનની સૂક્ષ્મ ચર્ચા ન કરાય.

શ્રોતાની પાત્રતા–યોગ્યતા શ્રોતાની રુચિ—શ્રોતાની બૌદ્ધિક કક્ષા—શ્રોતાની માનસિક પરિસ્થિતિ—શ્રોતાની વર્તમાન કાલીન પરિસ્થિતિ આ બધાનો વિચાર કરી શ્રોતાના આત્મ કલ્યાણ માટે પદ્ધતિ અલગ અપનાવવી જરૂરી છે.

સર્વ સ્થળે લાકડીનો ઉપયોગ કરે તે ભરવાડ.

સર્વ સમયે મીઠાઈ વેચવાનો આગ્રહ કરે તે કંદોઈ.

તારે સૌના હિત માટે ઉપદેશ દાન કરવાના છે. એટલે હૈયામાં ભાવ સમાન રાખીને પણ શ્રોતાની સ્થિતિ અનુમાન કરવું રહ્યું.

સ્વધર્મીને ઉપદેશ આપે ત્યારે આગમના પ્રમાણ અપાય. પરધર્મીને ઉપદેશ આપે ત્યારે તેને માન્ય શાસ્ત્રના પ્રમાણથી ઉપદેશ અપાય. પરમાત્માએ પણ વેદશાસ્ત્ર નિષ્ણાત ગૌતમ સ્વામીને વેદ પરથી સમજાવ્યું. રાજાને ઉપદેશ આપતાં તેના અભિપ્રાયનો ખ્યાલ કરવો જોઈએ. કદાગ્રહીને ઉપદેશ આપતા તેના અંતર્ગત અભિપ્રાયનો ખ્યાલ રાખવો જોઈએ. મિથ્યામતિને ઉપદેશ આપતા તેના અંતરનું નિરીક્ષણ કરવું જોઈએ. પ્રશ્નકાર આવે અને પ્રશ્ન પૂછે તો વિચારવું જોઈએ જિજ્ઞાસુની દૃષ્ટિએ આવ્યો છે કે આગ્રહી બનીને આવ્યો છે તે ખ્યાલમાં આવવું જોઈએ. ભદ્રિક પરિણામી અને કુટિલ આત્માનો તફાવત સમજવો જોઈએ.

શ્રોતાના અનેક પ્રકાર છે. તો ઉપદેશ દાનની પદ્ધતિ પણ અનેક પ્રકારની સ્વીકારવી જોઈએ. આ બાબતમાં વૃદ્ધવાદિ સૂરીશ્વરજી મ.સા. અને મુકુંદ પંડિત (સિદ્ધસેન દિવાકરજી)નો પ્રસંગ સદા સ્મૃતિમાં રાખજે. મુકુંદ પંડિત પર્ષદાનો ભેદ સમજ્યા નહિ ને ભરવાડો સામે સંસ્કૃતભાષામાં ન્યાયની પરિભાષામાં સમજાવતાં પરિહાસને પાત્ર બન્યા. એ જ ભરવાડી શ્રોતાને વૃદ્ધવાદિ સૂરીશ્વરજી મહારાજે તેમની ભાષામાં તેઓ સમજી શકે તેવા તત્ત્વને સમજાવ્યું. ભરવાડો કહે-ડોસાજી જીતી ગયા. ઘરડા ગુરુ જ્ઞાની. જુવાન શિષ્ય ઘમંડી-પાગલ. જ્ઞાન બનેમાં હતું પણ સભા શ્રોતાને યોગ્ય જેને રજુઆત કરતાં આવડી તે વિજયી બન્યા.

સાધક! તારે ગરીબ-શ્રીમંતના ભેદભાવ વિના ઉપદેશ આપવાનો, પણ જે વ્યક્તિ જે રીતે સમજે તેવી રીતે સમજાવવાનું. ઉપદેશ આપતા શ્રોતાના કલ્યાણ અને મંગલની ભાવના રાખવાની. આત્માની ઉન્નતિની ચાહના કરવાની. સન્માન કરવાનું સૌના આત્માનું. કર્મથી ભેદ પડેલ અવસ્થાને ગૌણ રાખવાની પદ્ધતિ તને જે અનુકૂળ લાગે તે તું અપનાવી શકે, પણ સૌ આત્માના કલ્યાણની ભાવના સમાન જ જોઈએ. જેમ મેઘ વરસે તેમ મુક્ત મને વરસ. નદી હશે, તળાવ હશે ત્યાં પાણીનો સંગ્રહ થશે. પહાડ હશે-ટેકરી હશે તો ભીંજાઈને સૂકાઈ જશે. મુનિ! તારું ઉપદેશ દાનનું વ્રત પણ મેઘ સમાન બનાવ.

ભવ્યાત્મા-લઘુકર્મી આત્મા સદ્‌ઉપદેશથી-સત્પ્રેરણાથી મોક્ષમાર્ગનો મંગળ મુસાફર બનશે. અભવ્યાત્મા અયોગ્ય આત્માને તીર્થંકર પણ તારી શકયા નહિ. છતાં પ્રભુએ તે આત્માની ઉપેક્ષા ન કરી. કરુણા વિચારી. તેમ તીર્થંકર પરમાત્માનો પરમ અનુયાયી બની સૌ પ્રત્યે વાત્સલ્ય ભાવે

ઉપદેશ દાન આપ. ક્યાંય સ્વ–પરના, પાપી–પુણ્યશાળીના ભેદ ન કરતો. આ જ તને વારંવારની હિતશિક્ષા છે.

પ્રભુ! પ્રભુ! મારે યોગ્ય બનવું છે. યોગ્ય સ્વભાવે ઉપદેશના દાન કરવા છે. પ્રથમ માંગણી કરું ?

હું આપના ઉપદેશદાનને યોગ્ય બનું, બીજી માંગણી કરું ?

પ્રભુ માર્ગનો સાચો–સુયોગ્ય કલ્યાણકર ઉપદેશક બનું. મારા હૈયામાં સૌના આત્મકલ્યાણના અરમાન જાગે તેવી જ શુભેચ્છા પ્રેરજો. એજ.

**નત મસ્તકે પુનઃ વિજ્ઞપ્તિ ! ! !**



# ૨૧ એસ વીરે પસંસિએ જે બદ્ધે પડિમોયએ



વીર પદવી સૌને પ્રિય લાગે. વીર શબ્દ જ એવો ચેતનવંત છે કે એકવાર તો કાયરનું લોહી પણ ગરમ થઈ જાય. વીર એટલે સાહસિક બહાદુર–પરોપકારી–પરાર્થે ઝઝૂમનાર... આ આપણી વ્યાખ્યા છે. અને મનમાં રૂપરેખા છે વીરના હંમેશા વધામણાં થાય છે. વીરને સૌ બિરદાવે છે. વીરની કીર્તિ સૌ સંસાર ગાય છે એટલે ક્યારેક કાયરને પણ વીર બનવાનું મન થઈ જાય. વીર કહેવરાવવું તો કોને પસંદ ન આવે ?

વત્સ ! મને પણ સહુ વીર નહિ....મહાવીર કહે તો ખુશી થાય. તને પણ ખુશી થાય. જ્યાં સુધી માન મોહનીય કર્મનો ઉદય છે ત્યાં સુધી પ્રશંસા અને કીર્તિની ભૂખ રહેવાની. કીર્તિની ભૂખ પ્રાયઃ ઉન્માર્ગે આપણને લઈ જાય છે. વીરની કર્તવ્યભૂમિ આપણી મનોભૂમિકામાં છે. આ મનોભૂમિકા શ્રી આચારાંગસૂત્ર કહે છે....તારી મનોભૂમિકાને સ્પષ્ટ કર....આલેખ એક સુરેખ મનોરમ્ય ચિત્ર.

'એસ વીરે પસંસિએ જે બદ્ધે પડિમોયએ'

તે વીર કીર્તિને યોગ્ય છે જે બંધનમાંથી અનેકને મુક્ત કરાવે છે.

સ્વયં બદ્ધ–સ્વયં બંધનમાં રહેલ બીજાને બંધનમાંથી મુક્ત કેમ કરી શકે ? એટલે સત્ય હકીકત એ છે કે જે ખુદ બંધનરહિત હોય તે બીજાને બંધનથી મુક્તિ અપાવે છે. વીર વલયને ધારણ કરનાર....વીરની બિરૂદાવલી પ્રાપ્ત

કરનાર....સમશેરને ચલાવનાર....અનેક યુદ્ધોમાં વિજયની વરમાળા પહેરનાર વીર નહિ....વીર તો તે જે ખુદના કર્મનો નાશ કરે અને બીજાનાં કર્મનાશમાં સહાયક થાય.

કર્મના–ક્ષય–નાશ વગર મળેલી વીર પદવી અશાશ્વત હોય છે. જયને પરાજયમાં પલટાવનારી હોય છે. ક્ષણિક આવેશ અને ઉન્માદ પેદા કરનારી હોય છે. સત્તા આવતા શાણપણ ખોનારનો વિશ્વમાં તોટો રહેતો નથી. વિશ્વમાં સર્વત્ર આવી વ્યક્તિ મળે છે.

શ્રી આચારાંગસૂત્ર તને અનોખા વીરના માર્ગે પ્રેરે છે. ક્ષત્રિયાણીની પ્રેરણાથી જ ક્ષત્રિય યુદ્ધ કરવા ઉત્સુક બને છે. તેમ શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષા પણ તને વીર બનવા પ્રેરણા કરી રહેલ છે. જેમ શ્રી આચારાંગસૂત્રની વિશિષ્ટતા અનોખી તેમ તેની વીરની વ્યાખ્યા પણ અનોખી; અપૂવ. બેડી કોઈની તોડી શકાય પણ કર્મ કોઈના કેવી રીતે તોડી શકાય ? બીજી બાજુ થાય 'ખુદના કર્મના બંધન તોડે અને બીજાના કર્મ બંધન તોડાવે તે વીર' આ વ્યાખ્યા શ્રી આચારાંગસૂત્રની 'હું શાસ્ત્રનો વીર બનું કે લૌકિક વીર બનું' !

વત્સ ! તારી રીત રસમ હું જાણું છું. તું સહેલો રસ્તો જ પસંદ કરી લઈશ. પણ સહેલો રસ્તો ભૂલ–ભૂલામણો અને પરિણામે અમાર્ગ જ બની જાય છે. તારી પુરુષાર્થની પ્રક્રિયાને નિષ્ફળ બનાવે છે. એટલે કહું છું–કઠીન અઘરા પણ શ્રી આચારાંગસૂત્રના માર્ગને મારે અને તારે બંનેએ અનુસરવું જોઈએ.

"ખુદ કર્મ બંધનમાંથી મુક્ત બને અને બીજાને કર્મ બંધનમાંથી મુક્ત કરાવે તે વીર...."

એટલે કર્મના નાશ દ્વારા સ્વના કર્મને ક્ષય કરેલ

ધન્યાત્મા અથવા આગમ દ્વારા જેણે કર્મ ક્ષયના નાશના ઉપાયને જાણ્યા છે તે ખુદના કર્મના ક્ષય કરવા માટે વીર....

પણ, બીજાના કર્મનો નાશ કેવી રીતે ?

સમજવાની મજા તો ત્યાં જ છે. પ્રત્યેક વિકસ્વર પદાર્થ સૂર્યના કિરણ દ્વારા વિકસિત બને છે, અને સૂર્યને જીવન જગદાધાર કહે છે. વિકસિત થવાની શક્તિ જેને પ્રેરી તે જ વિકાસક. તેમ વીર થવાની શક્તિ–જેને વિકસિત કરવાની પ્રેરણા આપી તે વીર. વીર એટલે ધર્મોપદેશક.

ધર્મોપદેશક તીર્થંકર ભગવંત પણ હોઈ શકે ગણધર ભગવંત પણ હોઇ શકે અને આચાર્ય ભગવંત આદિમાંથી પણ કોઈ હોઈ શકે.

ઉપદેશ વડે–પ્રેરણા વડે સમજાવવા વડે–પ્રાણીઓને સ્નેહની કર્મની બેડીમાંથી મુક્ત કરાવે તે વીર.

સમજવું જેટલા અંશમાં સહેલું છે તેટલા અંશમાં સમજાવવું ખૂબ જ કઠીન છે. સ્વનું ઘડતર આસાન હોય પણ પરનું ઘડતર કરવું ખૂબ દુષ્કર છે.

ખુદમાં કોઠા સુઝ પ્રગટયા વિના બીજાના કોઠે ઉતારવાની સમજ શક્તિ પેદા ન થાય વક્તા અને શ્રોતા વચ્ચે અસાધારણ ફર્ક હોય છે, એક જ્ઞાનના હિમાલયને શિખરે રહેલ છે તો એક જ્ઞાનરૂપ હિમાલયની તળેટીએ રહેલ છે. શિખરે રહેલાએ તળેટીવાળાને સાદ પાડવો. સાદ જ પાડવો નહિ. શિખર ઉપર બેસીને તેને શિખર ઉપર બોલાવવો, તે ખૂબ કઠીન સાધના માર્ગ છે.

વક્તાની ઉપકારની ભાવના ન હોય, કરુણા ન હોય તો શ્રોતાના હૃદયને વક્તાનો ઉપદેશ અસર ના કરે. જેનું જ્ઞાનનું સમાન ધોરણ હોય તે ચર્ચા–વિચારણા કરે તો જલ્દીથી સત્વના નિષ્કર્ષ ઉપર આવી શકે. પણ અસમાન જ્ઞાનના

ધોરણવાળા શ્રોતાને વક્તાએ ખુદના હૈયાની વાતો સમજાવવી એટલે નિમ્નગામી જલને ઉર્ધ્વગામી બનાવવા જેટલું કઠીન. નીચે વહી જતાં જલને ઊંચે ચઢાવવા ઇલેકટ્રિક મશીનની જરૂર તેમ અધ્યાત્મન નિમ્નસ્તરમાં રહેલ શ્રોતાને ઉચ્ચ અધ્યાત્મ શિખરનો આરોહક બનાવવો એટલે મહાકઠીન સાધના.

સત્ય–સમર્પણ–અહિંસા–સ્યાદ્‌વાદના મૂલ્યાંકન જેના મનમાં નથી તેને તે માર્ગનો ઉપાસક બનાવવો. એટલે ઉખરભૂમિમાં ધ્યાનની ઝંખના. રણને હરિયાળા બનાવવા સમાન. પણ એક દિવસમાં હરિયાળા ન બને. વર્ષોની મહેનત બાદ હરિયાળા બને.

જે મનમાં કષાયો ઘર કરીને બેઠા હોય, સદ્‌તત્ત્વ પ્રત્યે ઘૃણા હોય–સદ્‌તત્ત્વ પ્રત્યે તિરસ્કાર હોય તેને શાંત–સંત બનાવવા એ કોઈ સામાન્ય પ્રક્રિયા નથી. શ્રોતાના મનમાં થતા દરેક સંવેદનો સમજી તેના આઘાત–પ્રત્યાઘાત આ બધું વિચારી ઉપદેશનું દાન કરવા કેટલું વિશાળ જ્ઞાન જોઈએ ? હૃદયની કેટલી ઉદાત્ત ભાવના જોઈએ.

જ્ઞાની અનેક બની શકે પણ ઉપદેશક વિરલ જ બની શકે. શાસન સ્થાપક ઉપદેશક તો એક ઉત્સર્પિણી કે એક અવસર્પિણીમાં ૨૪ જ બની શકે. કાળચક્રમાં શાસન સ્થાપક ૪૮ જ બની શકે.

સિદ્ધાત્મા અનંતા પણ તીર્થંકરના આત્મા તો સંખ્યાતા હોઈ શકે. ઉપદેશક પાસે જ્ઞાન હોવું જેટલું જરૂરી છે તેટલો જ જરૂરી છે સમભાવ. ઉપદેશકના મનમાં શ્રીમંત–ગરીબ–જ્ઞાની–અજ્ઞાનીના પક્ષપાત રહે તો તે કદાચ ભાષણ કરનાર બની શકે, પણ ઉપદેશ દ્વારા ઉદ્ધારક ના બની શકે. ઉપદેશકની

ભૂમિકા ખૂબ કઠીન છે. શ્રીમંત–ગરીબ–જ્ઞાની અજ્ઞાનીનો તેને વિવેક રાખવો જ પડે. નહિતર તે પુણ્ય–પાપ–જ્ઞાન–અજ્ઞાનનું વિવેચન કેમ કરી શકે. ઉપદેશકને ગુણનો પક્ષપાત કરવો જ પડે. ઉપદેશકને દોષને દેશવટો આપવો પડે. વ્યક્તિના મૂલ્યાંકન કરતા તેના દુર્ગુણના મૂલ્યાંકન ન થઈ જાય તેનો ખ્યાલ રાખવાનો. મિથ્યાત્વી કદાગ્રહી ભારે કર્મી હંમેશા સૌથી અધિક વિરોધ કરે તો કોનો કરે ? સન્માર્ગ પ્રવર્તકનો... ઉપદેશકનો....

પણ ઉપદેશકે સૌથી અધિક કરૂણા મમતા કોના ઉપર રાખવાની ? જે ઉપદેશકને નિષ્ફળ બનાવી રહ્યો તેના ઉપર એટલે જ શ્રી આચારાંગસૂત્ર કહે છે.

"ધર્મોપદેશની પ્રેરણા દ્વારા સૌને સન્માર્ગે સ્થાપે તે વીર."

વૈદ્યને પૂછજો સૌથી ભયંકર અસાધ્ય રોગ કયો ? વૈદ્ય કહેશે "વાયુનો રોગ" વાયુનો રોગ અસાધ્ય તો દુર્વિચારના વાયુનો રોગ કેટલો અસાધ્ય ? ઉપદેશકને શાસ્ત્રના સદ્બોધ દ્વારા શ્રોતાના દુર્વિચાર વાયુનો અસાધ્ય રોગ હટાવવો પડે છે. એ રોગ હટાવે નહિ તો કર્મનો નાશ કેવી રીતે થાય ?

"ઉપદેશ સ્વીકારવાની પ્રક્રિયા સહેલી છે પણ ઉપદેશ દાનની પ્રક્રિયા વ્યક્તિ પાસે અનેક યોગ્યતા માંગી લે છે."

તેથી જ ઉપદેશકને શાસ્ત્ર વીર કહે છે અને વીર બિરુદથી તેને નવાજે છે.

શિષ્ય! તારે પણ વીર બનવાનું છે અને મારે પણ વીર બનવાનું છે. મારા ઉપર પણ ઋણ છે અને તારા ઉપર પણ ઋણ છે તીર્થંકર ભગવંતનું.... ગણધર ભગવંતનું... આચાર્ય ભગવંતનું....શાસનની પરંપરા વાહક અનેક મહાત્માઓનું. કટિબદ્ધ થઈ જા. તૈયાર થઈ જા. જલ્દીથી અનૃણી બન...

ગુરુદેવ ! આજે એક વાત કરતાં મને હર્ષ થાય છે. આપ તો અનૃણી બની ગયા. આપના શિર પર તીર્થંકર ગણધર ગુરુનું દેવું ના રહ્યું, કારણ, મારા જેવા અબુધને સન્માર્ગે સ્થાપ્યો એટલે આપ તો વીર... એ નિઃશંક હકીકત.

હવે રહી મારી અનૃણી બનવાની વાત... પણ મને વિશ્વાસ છે આપ જેવા અનૃણીના શુભાશિષ મને પણ અનૃણી વીર બનાવશે.

કૃપા કરો. મારા મસ્તક પર હાથ મૂકો. એજ વિનંતિ.



## ૨૨ સે જં ચ આરભે જં ચ નારભે

જગત્ એ તો વિવિધ વિચાર ધરાવતા વિવિધ પ્રવૃત્તિ કરતાં લોકોનો મેળો છે. જ્યાં ઘણાં ભેગાં થયા હોય ત્યાં ઉદ્દેશ પૂછાય નહિ. પ્રાયઃ જ્યાં વ્યક્તિ વધે ત્યાં ઉદ્દેશ લક્ષ્ય ગૌણ બને અને પ્રવૃત્તિ અધિક થાય, પણ લક્ષ્ય વગરની પ્રવૃત્તિનું પરિણામ કશું આવતું નથી.

ક્યારેક વિહાર કરતાં એક ગામમાં આવેલ. ચૂંટણીનો પ્રચાર ચાલતો હતો. નાના-નાના બાળકો શેરીમાં નાચતાં-કૂદતાં બોલી રહ્યા હતા. 'જનતા પાર્ટી જિંદાબાદ' થોડીવાર થઈ એક મોટર આવી. કંઇક બાળકોને આપ્યું. બાળકો બોલવા લાગ્યા. "ઈંદિરા ગાંધી જિંદાબાદ" "કોંગ્રેસ જિંદાબાદ." પા-કલાક, અડધો કલાક ગગન ભેદી અવાજ સાથે સૂત્રો પોકાર્યા. મોટર ગઇ. જ્યાં મોટર નજરથી દૂર ગઈ ત્યાં પાછો પેલો અવાજ આવ્યો. 'જનતા પાર્ટી જિંદાબાદ.'

મારી આવશ્યક પ્રવૃત્તિ ચાલતી હતી તે ઘડીભર માટે વિચારના કારણે થંભી ગઇ. શું આ બાળકો કોંગ્રેસ અને જનતા પાર્ટીમાં સમજે છે? શું આ બાળકોનો પણ પોતાનો આગવો અવાજ છે? આ બાળકો પણ કમાલ છે. બાળકો ખૂબ હોંશિયાર લાગે છે. થોડીવાર બાદ મારે નીચે જવાનું થયું. મારા મનની વાત મેં બાળકોને પૂછવા પ્રયત્ન કર્યો. "બાળકો! અહીં આવો, તમે બધા ખૂબ હોંશિયાર છો.– એક જવાબ આપો. તમને કોંગ્રેસ ગમે કે જનતા? મારો પ્રશ્ન સાંભળી બાળકો ખૂબ મોટે-મોટેથી હસવા લાગ્યા અને અંદરોઅંદર પ્રશ્ન કરવા લાગ્યા. કોંગ્રેસ ગમે કે જનતા? એક નેતા જેવો બાળક આગળ આવ્યો. "મહારાજજી!

અમને કોંગ્રેસ પાર્ટીએ ના ગમે અને જનતા પાર્ટીએ ના ગમે!” અરે બાળકો! આ તમે શું કહો છો? હમણાં તો સૂત્રો બોલતા હતા. એક છોકરો કહે મા....જી... અમે સૂત્રો બોલતા હતા. સૂત્ર સાથે મનની પસંદગી આવે? સાચું કહી દઈએ. અમને આ બે પાર્ટીમાં શું છે તે ખબર જ નથી, પણ જે પાર્ટી અમને ગમતી, મનગમતી ચોકલેટ આપે છે તેની જય બોલીએ છીએ. એટલીવારમાં તો બીજી ગાડી આવી. હું તો વિચાર કરતી જ ઊભી છું. ત્યાં તો બાળકો ગાડી પાછળ દોડી ગયા.

શું આ બાળકો જેવી આ જગતના જીવોની દશા નથી. કોઈ વ્યક્તિ, કોઈ પરિસ્થિતિના અધિક મૂલ્યાંકન તેને નથી. ફક્ત ટોળું કહે છે–અમે તમારી સાથે પ્રવૃત્તિમાં સાથ આપીશું. પણ અમારા ઉદ્દેશ અલગ છે અમે પ્રવૃત્તિમાં સાથ આપીએ તો અમને મનપસંદ પદાર્થ મળે. માટે જ તમારી સાથે રહીએ છીએ. બાકી તમારી સાથે શું લેવા દેવા?

પ્રાયઃ પ્રત્યેક વ્યક્તિની વૃત્તિ અને પ્રવૃત્તિ વચ્ચે સમાનતા હોતી નથી. ધ્યેય–લક્ષ્ય અંગે ક્યારેય માનવ શાંત અને સ્વસ્થ બની વિચારવાની શક્તિ વિકસિત કરતો નથી. દોડતા જગત સાથે માનવ પણ દોડે છે. મૂઠીવાળીને દોડે છે પણ ક્યારેય માનવ ખુદની જાતને પૂછતો નથી. કર્તવ્ય શું? અકર્તવ્ય શું? યોગ્ય શું? અયોગ્ય શું? ત્યાગ કરવા લાયક શું? શું? સ્વીકારવા યોગ્ય શું? આરાધ્ય તત્ત્વ શું? અનારાધ્ય તત્ત્વ શું? ક્ષુદ્ર માનવ વિશ્વના માંધાતા સાથે વાત કરતા ડરે નહિ, ભય પામે નહિ તે બને છે, પણ ખુદની જાત સાથે વાત કરતાં–વિચાર કરતાં ડરે છે. દુનિયાના કોઈ ન્યાયાધીશના ન્યાયથી નહિ ડરનાર–ભય પામનાર માનવ અંતરના દેવથી થરથર ધ્રૂજે છે. અંતરનો દેવ ક્યારેય અયોગ્ય-ન્યાય આપતો

નથી. બધા ચૂકાદા, બધા અભિપ્રાયની અવગણના કરવી સહેલી છે. પણ હૃદયના દેવનો અપલાપ કરવો, તેના અભિપ્રાયની ઉપેક્ષા થઈ શકતી નથી એટલે માનવ ક્યારેય ખુદના મન સાથે વાત કરતો નથી.

સાધક! શ્રી આચારાંગ સૂત્ર તને કહે છે–મારું કામ બહારનો અવાજ શાંત કરવાનું અને તારા અંતર સાથે વાત કરાવવાનું.

સાધક એટલે વિશ્વ સાથે મૈત્રી.

સાધક એટલે સદા અંતરાત્મા સાથે સંભાષણ કરનાર.

જે જગત સાથે મૌન રાખે તે આત્મા સાથે વાત કરી શકે, જે વિશ્વ સાથે સંબંધ તોડી શકે તે જ આત્મા સાથે સંબંધ જોડી શકે.

'આત્મા સાથે સંબંધ જોડાય એટલે કર્તવ્ય અકર્તવ્યનો ભેદ તુરત સમજાય.' સમજનું સુખ પ્રગટ થાય એટલે અસમજનું દુઃખ દૂર થાય જ.

'સમજુ જ્યાં જાય ત્યાં સુખી, અણસમજુ જ્યાં જાય ત્યાં દુઃખી.' 'અજ્ઞાનીને ક્યાંય સુખ મળે નહિ, અજ્ઞાનીને ક્યાંય દુઃખ હોય નહિ.' 'અજ્ઞાનીને દુનિયા ગુન્હેગાર–અપરાધી લાગે...જ્ઞાનીને પોતાની જાત અપરાધી–ગુન્હેગાર લાગે.' 'અજ્ઞાની સૌની ફરિયાદ કરે...જ્ઞાની કોઈનીય ફરિયાદ ના કરે; ફરિયાદ કરે તો પોતાની.'

જ્ઞાની સમજે છે–"હું સાચું સમજાવી શકતો નથી. મારી શક્તિ સત્ય સમજાવવા વિકાસ પામે તો દુઃખ જગતમાં છે જ ક્યાં ?

સાધક ! તારી આ મનોદશા હોવી જોઈએ. તું આવી વિશિષ્ટ મનઃસંપત્તિનો એકચ્છત્રીય અધિકારી–સ્વામી માલિક. એટલે જ શ્રી આચારાંગસૂત્ર કહે છે. તારી પ્રવૃત્તિ કે નિવૃત્તિ પાછળ ઉદ્દેશ્ય હોય, કર્તવ્ય કે અકર્તવ્ય પાછળ લક્ષ્ય હોય.

તું કંઈ પણ કરે તો તારો નિયત ઉદ્દેશ હોવો જોઈએ, કંઈ ન પણ કરે તો તેની પાછળ પણ ભવ્ય લક્ષ્ય હોવું જરૂરી છે.

સાધુ એટલે વિશ્વનું નિયામક બળ. વિશ્વના નિયામક બળમાં ફેરફાર થાય તો વિશ્વની શાંતિ સુખ ભયમાં મૂકાય. વિશ્વનાં કોઇપણ વ્યક્તિની ભૂલ માફ કરાય. પછી ભલે તે રાજા હોય કે રંક હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય. તે બધા ક્ષમાને પાત્ર. તેઓની ભૂલથી નુકશાન તેમના ક્ષેત્રના લોકોને, પણ....સાધુ ભૂલ કરે તો ? ગુન્હો કરે તો ? અપરાધ કરે તો ? વિશ્વમાં અંધાધુંધી ફેલાઈ જાય. વિશ્વના પ્રાણી માત્રની શાંતિ હરાઈ જાય. સૂર્ય પાંચ મિનિટ મોડો ઉગે તો ? પૃથ્વી પાંચ મિનિટ માટે હાલવા માડે તો ? સમુદ્ર પાંચ મિનિટ માટે મર્યાદાનો ત્યાગ કરે તો ? વિશ્વ ભયમાં મૂકાઇ જાય. કલ્પના કરતાં પણ ધ્રૂજી જવાય શું પરિસ્થિતિ થાય ? વિશ્વના નિયામક તત્ત્વો ક્યારે પણ અવ્યવસ્થિત ન હોય. સદા વ્યવસ્થિત જ હોય.

સાધક ! તું ચૌદરાજલોકનો નિયામક. ચૌદરાજલોકના અનંત જીવોના યોગક્ષેમની જવાબદારી તારી. કર્તવ્ય માર્ગથી જરાપણ પીછેહઠ થઈ તો ? અનંતજીવોના ભાવપ્રાણ ભયમાં. એટલે જ શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે. સાધુનો મુદ્રાલેખ.

**'સે જં ચ આરભે જં ચ નારભે'**

**'કર્તવ્ય જ કરે....અકર્તવ્ય ના કરે.'**

સ્વીકાર અને ત્યાગ પાછળ સાધુના ઉદ્દેશ મજબૂત છે. ધુ-સાધકને કાર્ય કર્યા બાદ પશ્ચાત્તાપ કરવો પડતો નથી. ર્ય બાદ દુઃખ-નિઃસાસો કોને નાંખવો પડે જેને ઉતાવળથી અધીરાઈથી સમજ વગર-વિચાર્યા વગર કાર્ય કર્યું હોય તેને. કેટલાક સંસારી સેવા કર્યા પછી ચોધાર આંસુએ રડે

છે. અમે આટલી સેવા કરી અને સમાજે શું અમને આવો બદલો આપ્યો? અમારી સેવાને નહિ પણ અમારી સેવા ભાવનાને ય ના સ્વીકારી? ત્યારે સાધક મહાત્મા કર્તવ્ય બાદ આનંદની અનુભૂતિ કરે છે." મેં કોઈના માટે કર્યું ન હતું, સેવા કર્તવ્ય મારા આત્માને આનંદ આપે છે માટે કરું છું. મારા આત્માને આનંદ થઈ ગયો. હું શું કામ કોઈની સાથે પ્રશ્નોત્તરી કરવા જઉં? સાધક!

તું પંડિત છે....તું બુદ્ધિમાન છે....તું કુશળ છે. તેં જે ચારિત્ર ગ્રહણ કર્યું છે તે વિચારીને જ ગ્રહણ કર્યું છે. એટલે તારા ત્યાગમાં દિવ્યતા છે. તારા સ્વીકારમાંય દિવ્યતા છે. તું જે કાર્ય કરે—અનુષ્ઠાન કરે—જે આરાધના કરે તે મોક્ષનો માર્ગ હોય... કર્મક્ષયનો ઉપાય હોય.... કર્મ નિર્જરામાં સહાયક હોય.... સંયમનું મંગલ અનુષ્ઠાન હોય... જ્યાં તારી પ્રવૃત્તિ ન હોય... પીછેહઠ હોય તે મિથ્યાત્વ હોય, નિરર્થક હોય, નિરૂપયોગી હોય, કર્મબંધનું કારણ આશ્રવ હોય, તારી પ્રવૃત્તિમાં નિર્જરાનો નિવાસ હોય... તારી નિવૃત્તિમાં આશ્રવ ત્યાગની ઉન્નત ભાવના હોય.

**સાધક! મોક્ષ માટે તારી પ્રવૃત્તિ....સંસાર માટે તારી નિવૃત્તિ... આરાધના સાથે તારી મિત્રતા... વિરાધના સાથે તારી શત્રુતા... સદ્ગુણ સાથે આત્મીયતા.... દુર્ગુણ સાથે અનાત્મીયતા....**

સાધક શિષ્ય!

તારી કર્તવ્ય પરાયણતા તને લક્ષ્યની સિદ્ધ આપે એજ મારી સદાની ભાવના છે.

**ગુરુદેવ!** હું ભૂલ કેમ કરું? કર્તવ્ય માર્ગે શિથિલ કેમ બનું? અકર્તવ્યમાર્ગે ઉદ્યત કેમ બનું? જો આપનો

તું કંઈ પણ કરે તો તારો નિયત ઉદ્દેશ હોવો જોઈએ, કંઈ ન પણ કરે તો તેની પાછળ પણ ભવ્ય લક્ષ્ય હોવું જરૂરી છે.

સાધુ એટલે વિશ્વનું નિયામક બળ. વિશ્વના નિયામક બળમાં ફેરફાર થાય તો વિશ્વની શાંતિ સુખ ભયમાં મૂકાય. વિશ્વનાં કોઈપણ વ્યક્તિની ભૂલ માફ કરાય. પછી ભલે તે રાજા હોય કે રંક હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય. તે બધા ક્ષમાને પાત્ર. તેઓની ભૂલથી નુકશાન તેમના ક્ષેત્રના લોકોને, પણ....સાધુ ભૂલ કરે તો ? ગુન્હો કરે તો ? અપરાધ કરે તો ? વિશ્વમાં અંધાધુંધી ફેલાઈ જાય. વિશ્વના પ્રાણી માત્રની શાંતિ હરાઈ જાય. સૂર્ય પાંચ મિનિટ મોડો ઉગે તો ? પૃથ્વી પાંચ મિનિટ માટે હાલવા માંડે તો ? સમુદ્ર પાંચ મિનિટ માટે મર્યાદાનો ત્યાગ કરે તો ? વિશ્વ ભયમાં મૂકાઇ જાય. કલ્પના કરતાં પણ ધ્રૂજી જવાય શું પરિસ્થિતિ થાય ? વિશ્વના નિયામક તત્ત્વો ક્યારે પણ અવ્યવસ્થિત ન હોય. સદા વ્યવસ્થિત જ હોય.

સાધક ! તું ચૌદરાજલોકનો નિયામક. ચૌદરાજલોકના અનંત જીવોના યોગક્ષેમની જવાબદારી તારી. કર્તવ્ય માર્ગથી જરાપણ પીછેહઠ થઈ તો ? અનંતજીવોના ભાવપ્રાણ ભયમાં. એટલે જ શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે. સાધુનો મુદ્રાલેખ.

**'સે જં ચ આરભે જં ચ નારભે'**

**'કર્તવ્ય જ કરે....અકર્તવ્ય ના કરે.'**

'ાર અને ત્યાગ પાછળ સાધુના ઉદ્દેશ મજબૂત છે. ાધકને કાર્ય કર્યા બાદ પશ્ચાત્તાપ કરવો પડતો નથી. બાદ દુઃખ-નિઃસાસો કોને નાંખવો પડે જેને ઉતાવળથી .રાઈથી સમજ વગર-વિચાર્યા વગર કાર્ય કર્યું હોય ને. કેટલાક સંસારી સેવા કર્યા પછી ચોધાર આંસુએ રડે

છે. અમે આટલી સેવા કરી અને સમાજે શું અમને આવો બદલો આપ્યો? અમારી સેવાને નહિ પણ અમારી સેવા ભાવનાને ય ના સ્વીકારી? ત્યારે સાધક મહાત્મા કર્તવ્ય બાદ આનંદની અનુભૂતિ કરે છે." મેં કોઈના માટે કર્યું ન હતું, સેવા કર્તવ્ય મારા આત્માને આનંદ આપે છે માટે કરું છું. મારા આત્માને આનંદ થઈ ગયો. હું શું કામ કોઈની સાથે પ્રશ્નોત્તરી કરવા જઉં? સાધક!

તું પંડિત છે....તું બુદ્ધિમાન છે....તું કુશળ છે. તેં જે ચારિત્ર ગ્રહણ કર્યું છે તે વિચારીને જ ગ્રહણ કર્યું છે. એટલે તારા ત્યાગમાં દિવ્યતા છે. તારા સ્વીકારમાંય દિવ્યતા છે. તું જે કાર્ય કરે—અનુષ્ઠાન કરે—જે આરાધના કરે તે મોક્ષનો માર્ગ હોય.... કર્મક્ષયનો ઉપાય હોય.... કર્મ નિર્જરામાં સહાયક હોય.... સંયમનું મંગલ અનુષ્ઠાન હોય... જ્યાં તારી પ્રવૃત્તિ ન હોય... પીછેહઠ હોય તે મિથ્યાત્વ હોય, નિરર્થક હોય, નિરૂપયોગી હોય, કર્મબંધનું કારણ આશ્રવ હોય, તારી પ્રવૃત્તિમાં નિર્જરાનો નિવાસ હોય... તારી નિવૃત્તિમાં આશ્રવ ત્યાગની ઉન્નત ભાવના હોય.

સાધક! **મોક્ષ માટે તારી પ્રવૃત્તિ....સંસાર માટે તારી નિવૃત્તિ... આરાધના સાથે તારી મિત્રતા... વિરાધના સાથે તારી શત્રુતા... સદ્‌ગુણ સાથે આત્મીયતા.... દુર્ગુણ સાથે અનાત્મીયતા....**

સાધક શિષ્ય!

તારી કર્તવ્ય પરાયણતા તને લક્ષ્યની સિદ્ધ આપે એજ મારી સદાની ભાવના છે.

**ગુરુદેવ!** હું ભૂલ કેમ કરું? કર્તવ્ય માર્ગે શિથિલ કેમ બનું? અકર્તવ્યમાર્ગે ઉદ્યત કેમ બનું? જો આપનો

શિષ્ય ન હોત તો બધું જ ઉલટું કરત પણ, આપનો શિષ્ય બન્યો. આપના જ્ઞાન દીપકે મને પ્રકાશિત કર્યો છે. આપના ઉપદેશના સહારે હું સજાગ બન્યો છું...સાવધ બન્યો છું ધ્યેયલક્ષી બન્યો છું....

આપે ફરમાવેલ હિતમાર્ગ અનુસરવાની....અને અકર્તવ્યમાર્ગે ડગ પણ ન ભરાઈ જાય તેના મંગળની....

ભાવ મારો, પ્રભાવ તમારો,

બસ, ધન્ય બનાવો આપના શિષ્યને...



## ૨૩ સુત્તા અમુણી સયા મુણિણો જાગરંતિ



આરોગ્ય શાસ્ત્રી કહે છે–"નિદ્રા આરામ આપે, સ્ફૂર્તિ આપે." શરીર નિદ્રા બાદ સ્ફૂર્તિ અનુભવે પણ જો મન શાંત હોય તો. મનમાં અનેક વિચારો–તાણ–આવેશના આવેગો હોય તો નિદ્રા પણ રીસામણા લે. સુખનિદ્રા પણ આજના યુગમાં દુર્લભ બની છે.

કષાય અને વિષયના આવેગે માનવ જીવનની શાંતિ હણી લીધી છે. નથી તેને જાગતાં ય સુખ, નથી તેને નિંદમાંય સુખ.

મુનિ! આચારાંગ સૂત્ર તને એક નવો પાઠ ભણાવે છે.

સદા જાગરૂક કોણ? મુનિ....સંયમી....સદા નિદ્રાધીન કોણ? અમુનિ...સંસારી..,સમજી લે નિદ્રાની વિચિત્રતા અને વિવિધતા. નિદ્રા બે પ્રકારની છે. દ્રવ્ય નિદ્રા અને ભાવ નિદ્રા જાગૃતિ પણ બે પ્રકારની છે. દ્રવ્ય જાગરણ અને ભાવ જાગરણ. મુનિ તું સર્વજ્ઞના કુળનો વારસદાર! તને ભાવ નિદ્રા ન હોય, તને દ્રવ્ય નિદ્રા ન હોય. તારા જાગરણ ભાવ જાગરણ હોય, તારું લક્ષ્ય દ્રવ્ય જાગરણ ન હોય.

આંખ મીંચાયેલી હોય તે દ્રવ્ય નિદ્રા. આ નિદ્રા કર્મ-બંધ કરાવે પણ ખરી અને ન પણ કરાવે. દ્રવ્ય નિદ્રા મહાત્માને આરાધના–સાધનામાં સહાયક બને છે. પાપાત્માને દ્રવ્ય જાગરણ પણ વિરાધનાનું કારણ બને છે તેથી જ સમજી લે દ્રવ્ય અને ભાવ નિદ્રાના ભેદ. તારે નિંદ લેવાની નથી. તારે સદાનું જાગરણ કરવાનું છે. શબ્દ સાંભળીને અનુસરવાનો પ્રયત્ન ના કરતો, ભાવ સમજીને "શુભે યથાશક્યં યતનીયં".

ગુરુદેવ! યાદ રાખજો, ડાહ્યો, ગાંડો, શાણો, પાગલ, મૂર્ખ, જ્ઞાની, આરાધક વિરાધક પણ શિષ્ય તો આપનો જ.

"ત્વમેવ શરણું મે" – આ મારી મંત્ર દીક્ષા છે. મારી નિંદા થશે કે પ્રશંસા થશે. એમાં હવે બહુ હર્ષ–શોક થતો નથી. પણ એક વિચાર અવશ્ય આવે છે કહું? ના...ના... ના...નહિ કહું...

આપ, તો મારાં અંતર્યામી છો. મનમાં ન થવું જોઈએ પણ કોઈવાર થઈ જાય છે. "શું હું આપને અળખામણો છું? શું આપની કૃપાને યોગ્ય નથી?" અને આ વિચાર આવતા કયારેક ખૂણામાં બેસીને આંસું પણ સારી લઉં છું. ગુરુજી! માફ કરો. મેં તો આપના પ્રશ્નનો જવાબ આપવાના બદલે એક મોટું ભાષણ કર્યું.

સુશિષ્ય! મેં તને પહેલાં કહ્યું. "બોલવાની આદત ઓછી કર અને વિચારવાની અધિક આદત પાડ. તર્ક–વિતર્ક ઓછા કર અને આજ્ઞાને અનુસર. શિષ્ય કયારે ય ગુરુને અપ્રિય ન હોય. શિષ્ય સદા ગુરુના વાત્સલ્યનો અધિકારી હોય."

અને તું પણ મારા વાત્સલ્યનો અધિકારી છે. મારે મારી ફરજ બજાવવાની છે ગમે તે પરિસ્થિતિમાં તારા યોગ–ક્ષેમ કરવાની. તારે તારી ફરજ બજાવવાની છે. સર્વ સમયે આજ્ઞાનુકૂળ વૃત્તિ અને પ્રવૃત્તિ કરવાની.

ચલો, હવે પાછા આપણે મૂળ વિષય પર આવીએ.

મે તને કહ્યું–"સાધુને રોજ સંવત્સરી" અને તું છંછેડાઈ ગયો. સંવત્સરી એટલે શું? વર્ષમાં એકવાર તો પાપથી પાછાં હઠવું. પોતાનો પાપનો એકરાર કરવો અને સૌને ક્ષમાના દાન કરવા. બરાબરને? હવે, આગળ રોજ સંવત્સરી એટલે પ્રતિદિન પાપથી પાછા હઠવું. પ્રતિદિન

પાપનો એકરાર કરવો. પ્રતિદિન સૌને ક્ષમાના દાન કરવાના સમજ્યોને ?

પ્રતિદિન સંવત્સરીની આરાધના કરનાર સદા જાગૃત રહે. પ્રતિદિન સંવત્સરીની આરાધના નહિ કરનાર સદા સૂતેલ રહે. મુનિ ! નિંદ તને ના હોય. મુનિ ! તું તો સદા આત્મ સ્વભાવમાં સ્થિર એટલે સદા જાગૃત.

ભાવ જાગૃતિ બંધ આંખે પણ આવે. લગ્નના મંડપમાં પણ આવે અને સ્મશાનમાં પણ આવે અને ખંધક મુનિના શિષ્યોની જેમ ઘાણીએ પીલાતાં ય આવે.

પાપી પાલક એક નહિ, બે નહિ, ત્રણ નહિ. સો નહિ, બસો નહિ, પાંચસો પાંચસો મુનિને પીલીને પણ થાક્યો નહિ. આઠ વર્ષના સુકોમળ બાલમુનિને પણ ઘાણીમાં પીલ્યા.

મુનિને ન આવે રોષ—ન આવે દીનતા, ન કરે રુદન. મુનિ ન કરે તિરસ્કાર, ન આપે ઉપાલંભ—ન આપે ઠપકો—ન આપે શ્રાપ.

મુનિનો દેહ બાળકનો હતો પણ મન મહાત્માનું હતું. આત્મા તો આસન્નસિદ્ધ હતો. એટલે મુનિ સદા જાગૃત રહ્યા. મુનિએ શુકલધ્યાનના જાગરણ પ્રારંભ કર્યા. મુનિને આર્ત્ત—રૌદ્રધ્યાનના ઘોરણ ના ચઢયા.

ભાવનિદ્રાની પરિસ્થિતિમાં પણ મુનિએ ભાવ જાગૃતિ સિદ્ધ કરી અને આચારાંગ સૂત્રની પંક્તિઓને જીવનમાં સજીવન કરી.

“ સુત્તા અમુણી સયા મુણિણો જાગરંતી ”

ગુરુદેવ ! ગુરુદેવ ! કોઈ તો મિથ્યાત્વની રાત્રિમાં પ્રમાદની, વિષય—કષાયની નિંદ લે છે ત્યારે હું તો સંયમજીવન સમા પ્રાતઃકાળે પ્રમાદની—કષાયની નિંદ લઉં છું. જાગવાના સમયે

ભાવ નિદ્રા :– મિથ્યાત્વ, અજ્ઞાન, ભય, પ્રમાદ, કર્તવ્ય, શૂન્યતા, સદ્જ્ઞાન ન થવા દે તે ભાવ નિદ્રા. વારંવાર ડર, ભય પેદા થાય તે ભાવ નિદ્રા, ખુદનું કર્તવ્ય યથાયોગ્ય ન કરે તે ભાવ નિદ્રા. નિરર્થક જીવન વ્યતીત કરી દે, પણ ખુદના સત્કર્તવ્ય માટે પ્રયત્ન ન કરે તે ભાવ નિદ્રા.

શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે–" સુત્તા અમુણી સયા મુણિણો જાગરંતિ." મુનિ સદા જાગૃત હોય–સાવધ હોય.

સંસારી–અમુનિ સદા સુષુપ્તાવસ્થામાં હોય–નિદ્રામાં હોય.

**ભાવ જાગૃતાવસ્થા** :– શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર–કર્તવ્ય-પરાયણ અને નિષ્પ્રમાદ જીવન.

સાધક ! પરમાત્મા મુનિને જાગૃત કરે. કેવી સુંદર જીંદગી જ્યાં સદા જાગૃતિ. પણ, તું જવાબ આપ. શું તું જાગૃતિમાં છે ? કાયરનો–નમાલાનો જવાબ ન આપતો. નહિતર ક્યારેક સારી વાત કરીશું. ત્યારે તું શું કહેવાનો. કહું ? " હું શું કરું ? પ્રયત્નો તો ઘણાં કરું છું, પણ, પાછો પડું છું અને છેવટે હારી જાઉં છું–થાકી જાઉં છું. આ જ જવાબ આપવાનો ને ?

હિતશિખામણ આપનારે શાંતિથી વાત કરવી જોઈએ. વાત્સલ્ય ભાવે સમજાવવું જોઈએ. કડક બનીને ન કહેવું જોઈએ, પણ તારી વેવલી વાતો સાંભળી વિચાર આવે છે કે એકવાર તો સણસણતો જવાબ આપવો જોઈએ. સાચું કહે– કર્તવ્ય માટે તું વાતો અધિક કરે છે અને પ્રયત્ન ખૂબ ઓછો કરે છે, દર્દ ભયંકર હોય તો દવા અકસીર લેવી જોઈએ. સમયસર લેવી જોઈએ. પ્રમાણ પુરસ્સર લેવી જોઈએ. નિષ્ણાત ડૉક્ટર કહે તે જ લેવી જોઈએ.

બોલ ! જાગૃતિ માટે તારો કેટલો પુરુષાર્થ ? કેવો પુરુષાર્થ ? કેટલો વખત પુરુષાર્થ ? કેટલા વરસ પુરુષાર્થ ?

કેટલા પ્રમાણમાં પુરુષાર્થ ? જ્ઞાનીની આજ્ઞા મુજબનો કેટલો પુરુષાર્થ ?

જીવન યોગ્ય પ્રવૃત્તિ કરતાં જેમ કંટાળતો નથી, થાકતો નથી, તેમ થાક્યા વગર સતત જાગૃતિ અંગે પુરુષાર્થ કરવો જોઈએ.

તું દેવાધિદેવનો મુનિ ! તારી વેશભૂષા શુભ્ર–શુદ્ધ અને સાદાઈ પૂર્ણ. તેમ તારૂં હૃદય પણ નિર્મળ–ઉજ્જવળ–પવિત્ર અને સરળ.

તારા વસ્ત્ર મેલાં થાય, ગંદાં થાય, ફાટી જાય, કધોણીયાં થાય, પણ તારૂં હૃદય ક્યારેય મેલું ન થાય, ગંદુ ના થાય, કધોણીયું ન થાય.

મનમાં કષાય આવે તો હૃદય મેલું થાય, મનમાં વિષયની ભાવના જાગે તો હૃદય ગંદું થાય, મનમાં મિથ્યાત્વ ભાવ આવે તો હૃદય ફાટી જાય. મનમાં ધીઠાઈ–નિષ્ઠુરતા આવે તો હૃદય કધોણીયું થઈ જાય.

જાગૃતિ ચાહતા મહાત્મા !! ક્ષમા વડે તારા હૃદયનો મેલ હટાવી લે. નિર્મળ બનાવી દે. સંયમ વડે તારા હૃદયની ગંદકી દૂર કરી દે. હૃદયને નિર્મળ બનાવી દે. સમ્યક્ત્વની શુદ્ધિ વડે તારા હૃદયની કાળાશ દૂર કરી લે. હૃદયને ઉજ્જવળ બનાવી દે. કરૂણા અને કોમળતા વડે ધનની ધીઠાઈ દૂર કરી દે. હૃદયને સુંદર અને સુશોભિત બનાવી દે.

શાસ્ત્ર ફરમાવે–મુનિ સદા જાગૃત. શ્રાવક તો વર્ષમાં એકવાર ખમાવવાનું આવે એમ સમજે એટલે તે એકવાર પાપની આલોચના કરે. એકવાર મિચ્છામિ દુક્કડં આપે.

સાધુ ! તારે રોજ સંવત્સરી–પ્રતિદિન સંવત્સરી. તારે પ્રતિદિન સંવત્સરીની આરાધના કરવાની.

ગુરુદેવ! યાદ રાખજો, ડાહ્યો, ગાંડો, શાણો, પાગલ, મૂર્ખ, જ્ઞાની, આરાધક વિરાધક પણ શિષ્ય તો આપનો જ.

"ત્વમેવ શરણં મે" – આ મારી મંત્ર દીક્ષા છે. મારી નિંદા થશે કે પ્રશંસા થશે. એમાં હવે બહુ હર્ષ–શોક થતો નથી. પણ એક વિચાર અવશ્ય આવે છે કહું? ના...ના... ના...નહિ કહું...

આપ, તો મારાં અંતર્યામી છો. મનમાં ન થવું જોઈએ પણ કોઈવાર થઈ જાય છે. "શું હું આપને અળખામણો છું? શું આપની કૃપાને યોગ્ય નથી?" અને આ વિચાર આવતા ક્યારેક ખૂણામાં બેસીને આંસું પણ સારી લઉં છું. ગુરુજી! માફ કરો. મેં તો આપના પ્રશ્નનો જવાબ આપવાના બદલે એક મોટું ભાષણ કર્યું.

સુશિષ્ય! મેં તને પહેલાં કહ્યું. "બોલવાની આદત ઓછી કર અને વિચારવાની અધિક આદત પાડ. તર્ક–વિતર્ક ઓછા કર અને આજ્ઞાને અનુસર. શિષ્ય ક્યારે ય ગુરુને અપ્રિય ન હોય. શિષ્ય સદા ગુરુના વાત્સલ્યનો અધિકારી હોય."

અને તું પણ મારા વાત્સલ્યનો અધિકારી છે. મારે મારી ફરજ બજાવવાની છે ગમે તે પરિસ્થિતિમાં તારા યોગ–ક્ષેમ કરવાની. તારે તારી ફરજ બજાવવાની છે. સર્વ સમયે આજ્ઞાનુકૂળ વૃત્તિ અને પ્રવૃત્તિ કરવાની.

ચલો, હવે પાછા આપણે મૂળ વિષય પર આવીએ.

મે તને કહ્યું–"સાધુને રોજ સંવત્સરી" અને તું છંછેડાઈ ગયો. સંવત્સરી એટલે શું? વર્ષમાં એકવાર તો પાપથી પાછા હઠવું. પોતાના પાપનો એકરાર કરવો અને સૌને ક્ષમાના દાન કરવા. બરાબરને? હવે, આગળ રોજ સંવત્સરી એટલે પ્રતિદિન પાપથી પાછા હઠવું. પ્રતિદિન

પાપનો એકરાર કરવો. પ્રતિદિન સૌને ક્ષમાના દાન કરવાના સમજ્યોને?

પ્રતિદિન સંવત્સરીની આરાધના કરનાર સદા જાગૃત રહે. પ્રતિદિન સંવત્સરીની આરાધના નહિ કરનાર સદા સૂતેલ રહે. મુનિ! નિંદ તને ના હોય. મુનિ! તું તો સદા આત્મ સ્વભાવમાં સ્થિર એટલે સદા જાગૃત.

ભાવ જાગૃતિ બંધ આંખે પણ આવે. લગ્નના મંડપમાં પણ આવે અને સ્મશાનમાં પણ આવે અને ખંધક મુનિના શિષ્યોની જેમ ઘાણીએ પીલાતાં ય આવે.

પાપી પાલક એક નહિ, બે નહિ, ત્રણ નહિ. સો નહિ, બસો નહિ, પાંચસો પાંચસો મુનિને પીલીને પણ થાક્યો નહિ. આઠ વર્ષના સુકોમળ બાલમુનિને પણ ઘાણીમાં પીલ્યા.

મુનિને ન આવે રોષ—ન આવે દીનતા, ન કરે રુદન. મુનિ ન કરે તિરસ્કાર, ન આપે ઉપાલંભ—ન આપે ઠપકો—ન આપે શ્રાપ.

મુનિનો દેહ બાળકનો હતો પણ મન મહાત્માનું હતું. આત્મા તો આસન્નસિદ્ધ હતો. એટલે મુનિ સદા જાગૃત રહ્યા. મુનિએ શુક્લધ્યાનના જાગરણ પ્રારંભ કર્યા. મુનિને આર્ત્ત—રૌદ્રધ્યાનના ઘોરણ ના ચઢ્યા.

ભાવનિદ્રાની પરિસ્થતિમાં પણ મુનિએ ભાવ જાગૃતિ સિદ્ધ કરી અને આચારાંગ સૂત્રની પંક્તિઓને જીવનમાં સજીવન કરી.

" સુત્તા અમુણી સયા મુણિણો જાગરંતી "

ગુરુદેવ! ગુરુદેવ! કોઈ તો મિથ્યાત્વની રાત્રિમાં પ્રમાદની, વિષય—કષાયની નિંદ લે છે ત્યારે હું તો સંયમજીવન સમા પ્રાતઃકાળે પ્રમાદની—કષાયની નિંદ લઉં છું. જાગવાના સમયે

જાગવાના સ્થળે નિંદ લઉં છું અને નિંદ લેવાના સમયે–નિંદ લેવાના સ્થળે જાગું છું–આ છે મારા પરિણામની અવળચંડાઇ—શું કરું ?

કોની પાસે મારી દર્દ અને વ્યથાભરી કથા રજુ કરું ? પણ યાદ આવે છે આપની હિતશિક્ષા કે સંયમ સ્વીકાર્યાં બાદ રૂદન ન કરાય, હાસ્ય પણ ન કરાય. સંયમ સ્વીકાર્યા બાદ કર્તવ્ય પંથે મક્કમ ડગ ભરવા જોઇએ.

ગુરુદેવ ! આજે બાલમુનિના રૂપકે મારી નિંદ ઉડાડી છે અને હું પણ પેલાં સદા જાગૃત અનંત સિદ્ધોના મિલન માટે સિદ્ધિ મંદિરમાં પ્રવેશ કરીશ. મારો વિશ્વાસ અને આપની પ્રેરણા, અશકય પણ શકય બને, નિશ્ચલ રહેવાનું બળ આપો. એજ પ્રતિદિનની–પ્રતિક્ષણની પ્રાર્થના.

卐

# ૨૪ જાગર વેરોવરએ



કર્તવ્યના કઠોર ધર્મને સ્વીકારેલ મહાત્મા સદા શાશ્વત અહેલક જગાવે છે. નિંદમાંથી ઢંઢોળે છે અને પછી તેના કર્તવ્ય તરફ આંગળી ચીંધી ઈશારો કરે છે, પણ વિશ્વનું એક સનાતન સત્ય છે. નિંદમાં સૂતા હોય એને જગાડાય, પણ જે નિંદનો ઢોંગ કરતો હોય તેને ન જગાડી શકાય. તેમ જે જાગવાનો ઢોંગ કરતો હોય-સમજુ હોવાનો ખોટો દાવો કરતો હોય તેને કર્તવ્યની કેડી પર ન ચઢાવી શકાય.

મહાત્માઓ આપણને ફરી ફરી કહે છે-"તું નિંદનો ઢોંગ ન કર-જાગૃતિનો પણ ઢોંગ ન કર." પ્રાયઃ દરેક વ્યક્તિનો એક પ્રશ્નનો જવાબ "ના" માં આવે છે. માણસ બેઠાં બેઠાં નિંદ લેતો હોય-ઝોકાં ખાતો હોય અને કોઈ તેને પૂછે-ઊંઘે છે? ના...ના...જાગું છું. પણ હકીકતમાં તે વ્યક્તિ નિંદમાં જ હોય છે. શ્રી આચારાંગ સૂત્રમાં પ્રભુ શ્રીમુખે ફરમાવે છે-"જાગર વેરોવરએ." સમવસરણમાં બેઠેલાં શ્રોતામાં મારી તુલના કરી જવાબ આપું છું પ્રભુ! શું હું સૂતો છું? સૂતો હોઉં તો સમવસરણમાં ક્યાંથી હોઉં? આપ, મને હિતોપદેશ આપો છો. ફરમાવો છો તે જ સાબિત નથી કરતું કે હું નિંદમાં નથી. મારી આંખ ખુલ્લી છે. શય્યામાં નહિ, સમવસરણમાં છું."

આપના વાક્યને, પૂર્વાપર બોલાયેલ વાક્યને પણ બરાબર સમજી શકું છું. "પ્રભુ! હું નિંદમાં નથી-જાગૃતિમાં છું. સ્ફૂર્તિમાં છું-ફરમાવો મારા નાથ!"

સાધક! હજી તું તારી રીતે જ અધ્યાત્મ શાસ્ત્રના પણ અર્થ કરે છે. અધ્યાત્મ શાસ્ત્રના અને ભૌતિક શાસ્ત્રના બંનેના

શબ્દો એક હોઈ શકે પણ અર્થ અલગ છે. તું 'જાગવું' અર્થ તેનો કરે છે જેમાં આંખ ખુલ્લી હોય. અમારૂં અધ્યાત્મ શાસ્ત્ર કહે છે-જાગૃતિ એટલે આંખ ખુલ્લી હોય પણ ખરી અને ન પણ હોય, પરંતુ હૃદય જેનું ખુલ્લું હોય તેનું નામ જાગૃતિ."

બોલ, તારું હૃદય ખુલ્લું છે ? તારા હૃદયમાં મિત્રનું જેવું સ્થાન છે તેવું શત્રુનું સ્થાન છે ? દુર્ગુણોને દૂર કરવા તું તત્પર છે ?

"સદ્‌ગુણને સન્માનવા તૈયાર હોય તો જાગૃતિ અન્યથા નિંદ" વિશ્વના સમસ્ત જીવો કર્મની ભયંકર નિંદમાં પોઢી રહેલા છે. પ્રમાદ કુંભકર્ણની નિંદ સૌને લાગી છે. કુંભકર્ણની નિંદ જનવાયકા પ્રમાણે ૬ મહિને પૂર્ણ થાય, પણ વિષય-કષાય અને પ્રમાદની નિંદ સાગરોપમ શું ? કાલચક્રો વીતી જાય તો પણ ઊડતી નથી. પ્રભુનો પરમ ઉપદેશ આપણને ઢંઢોળે છે, "ઊઠ ઊભો થા. હવે નિંદ ઘેરાતી આંખો ના શોભે !" ખુદના આત્માને ઢંઢોળ.

થાકતી આવતી નિંદ ૬-૮ કલાકે પૂરી થાય. દર્શનાવરણીય કર્મના ઉદયે આવતી નિંદ આમ પૂરી થાય જ્યારે મોહનીય કર્મના ઉદયે આવતી નિંદ સિત્તેર કોડાકોડી સાગરોપમ સુધીની દીર્ઘ હોય અને પછી કર્મ બંધ વણ થંભ્યો ચાલે તેની મુદત કહી જ ના શકાય. અભવ્યને માટે મોહનીય કર્મની નિંદ અનાદિ અનંત. શરૂઆત પણ નહિ અને અંત પણ નહિ.

પણ, તું ભવ્યાત્મા ! તારી મોહની નિંદના ઘેન પૂરા કેમ ન થાય ? જાગૃત થા...મોહની નિંદ તારી પાસે આવશે.

"જ્યાં દુર્ગુણોની પુષ્ટિ અને સદ્‌ગુણનું શોષણ તેનું નામ મોહ નિંદ" બધા માટે તેં વિક્રમ નોંધાવ્યો હોય

કે નહિ પણ આ મોહ નિંદમાં તો વિક્રમ નોંધાવ્યો છે. હવે તને નિંદ ઉડાડ એમ કહેતો નથી પણ "જાગૃત થા" કહું છું.

"જાગૃત કાર્ય પ્રતિ ગતિ કરાવે છે." કાર્ય વગર તું મુંઝાઇ પાછો ઊંઘી ન જાય એટલે કહું છું- "ભલા જાગ અને ભાગ."

તારી જાતે જ તેં એક ભૂલ-ભુલામણી ઊભી કરી છે એ છે- "વેરની પરંપરા."

તને લાગે છે મારી સત્તા કેવી જોરદાર મારો રૂઆબ કેવો ભારી. મારા બે શબ્દની કેટલી તાકાત. સૌને સમજાવી દીધા. પણ, તને ખબર નથી કોઈએ ડર્યું કે નહિ, પણ તારો આત્મ સ્વભાવ ડરી ગયો. પેલી બિચારી સમતા તો તારા આત્મઘરમાંથી વિદાય થઈ ગઈ. સમતાની સહચરી શાંતિ અને સમાધિ કહે—"અમે પણ ચાલ્યા." સમતા-શાંતિ અને સમાધિ દ્વારા જ્યાં સંસારના આધિ-વ્યાધિ-ઉપાધિના ત્રણ તાપ શમી જતા હતા ત્યાં હવે ક્રોધ-અધૈર્ય અને અસમાધિ ભાવના અડ્ડા જામી ગયા. કરુણાપૂર્ણ તારી આંખો વિદાય થઈ ગઈ. પ્રસન્નતાથી સભર તારો ફુલ ગુલાબી ચહેરો વિદાય થઇ ગયો.

સાધુના સ્વાંગમાં પણ તારી મુખાકૃતિ કોઇ કડક અમલદાર જેવી થઈ ગઈ. સોહામણો તું હવે બિહામણો થઈ ગયો. કદાચ તારી મુખાકૃતિ તું ન જૂએ તો પણ છળી ઊઠે—"અરે! આ મારૂં મુખ!!!"...

હા, ભાઇ! વેરની વિષમતા એ જ છે. આ જન્મમાં શાંતિ હણે છે-બીજા જન્મમાં સુગતિને હણે છે. વૈર ભાવ તીવ્ર બને છે ત્યારે નિષ્કારણ બીજાનો અપકાર કરવાનું, બીજાને દુઃખી કરવાનું અને હેરાન કરવાનું દિલ થાય છે.

યાદ રાખ...વિચાર કર...કાદંબરી અટવીમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા પાર્શ્વ પ્રભુ કમઠને શું નુકશાન કરતા હતા? કમઠ મેઘમાળી થયો પણ પ્રભુ પ્રત્યેનું વૈર ના ભૂલ્યો...પ્રભુ ઉપર ધૂળની વૃષ્ટિ કરી. જલની વૃષ્ટિ કરી. મેઘમાળીને શું લાભ? કશું નહિ, પરમાત્માને ઉપસર્ગ કર્યાનું પાપ. છતાં ય આત્માની કલુષિત વૃત્તિ દૂર થઈ?

આમ, વેરભાવથી ગુસ્સો જાગે છે. તો અભિમાનથી મત્સર–ઈર્ષ્યા પેદા થાય છે. એટલે હું તને કહું છું "વેરો વરએ" પણ, આ કષાયની જાત જ ખૂબ ભયંકર છે. પછી એ એકલા ક્રોધ–માન–માયા કે લોભનું રૂપ લઈને ના આવે. પણ એક આવે તો ચારના અડ્ડા લાગી જાય. શાસ્ત્રનું વાક્ય છે "જાગર વેરોવરએ." "જાગ અને વેરથી વિરમી જા" "ઉપરત થા." તારી પાસે કષાયના કોઈ સ્વરૂપને ન આવવા દેતો. તારી સાધનાના મંદિર માટે આ ચારે જ્વાળામુખી છે. જ્વાળામુખી ફાટે અને ધરતીકંપ થાય, તેમ **"કષાયનો જ્વાળામુખી ફાટે તો સાધના મંદિરમાં ધરતીકંપ થાય."**

સાધક! તને ચેતવું છું, સાવધ કરું છું, ઉઠાડું છું. બસ, ફરી ફરી એક જ વાત, જાગ અને ભાગ.

વિષય–કષાયથી જાગ, વિષય–કષાયથી ભાગ.

ગુરુદેવ! આપના ઉપદેશે જાગ્યો તો છું, પણ ભાગવાનું બળ આપો. દોટ મૂકું છું ક્ષમાના રાજમહેલમાં પ્રવેશ કરવા. મારું ધૈર્ય ના ખૂટે, મારું પ્રેરક બળ ના તૂટે અને ક્ષમાના દ્વારે પહોંચી જાઉં–તેવી મારા માટે મંગળ કામના કરજો. મારી વિનંતિને ઠુકરાવો એ કેમ ચાલે? મારી માંગણી ન સ્વીકારો તે ચાલે? પણ શું મારી આજીજીને ઠુકરાવશો? કરગરું છું – મને ક્ષમાના દ્વારે પહોંચાડો. આપની રક્ષા મારો પ્રયત્ન, ક્ષમાની સિદ્ધિ, એજ મારું જીવનવ્રત.

卐

## ૨૫ ઉવેહમાણો સદ્દરુવેસુ ઉજ્જૂ

પ્રત્યેક વ્યક્તિની પ્રત્યેક અવસ્થા એ પ્રત્યેક પદાર્થની વ્યાખ્યા જુદી હોય છે. નાના બાળકને માતાની વ્યાખ્યા એટલી જ "મારી જરૂરિયાત પૂરી પાડે તે માતા"

એટલે જ બાળકને બાલ્યાવસ્થામાં માતા અને ધાવ-માતાનો ભેદ સમજાતો નથી. તેથી રાજકુમાર જેવો તેજસ્વી બાળક પણ માતાને છોડી ધાવમાતાને વળગી પડે છે. સત્ય હકીકત સમજાય તો વ્યક્તિ સત્યનો સ્વીકાર કરે છે અને અસત્યનો પરિહાર કરે. અસત્યના પરિહાર માટે સત્યનું જ્ઞાન જરૂરી છે. સાધક ! આ આચારાંગ સૂત્ર તને એક અદ્ભુત જ્ઞાન આપે છે—ઉવેહમાણો સદ્દરુવેસુ ઉજ્જૂ."

શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શની ઉપેક્ષા કરે તે તે સાધુ–યતિ–ઋજુ." તારા મનનો પ્રશ્નો સમજુ છું–હવે તું શું પ્રશ્ન કરવાનો ? જીવન વ્યતીત કરવાનું અને જીવન જરૂરિયાતના પદાર્થની ઉપેક્ષા કરવાની." આ શું કહ્યું ? જીવવાનું કે મરવાનું ? આનો અર્થ તો એ જ થાય. સાધુ થવાનું એટલે મરી જવાનું. તારી આ માનસિક પરિસ્થિતિ હું સમજું છું. તેથી જ મારે તને એક પાઠ વારંવાર ભણાવવો પડે છે. તું ક્યાં સુધી ઉતાવળ કરીશ ? તું ક્યાં સુધી શબ્દો તરફ ખેંચાયા કરીશ ?

બાળક શબ્દને પકડે, વિચારક રહસ્યને પકડે.

મૂર્ખ કાચના ટુકડાનો સંગ્રહ કરે, બુદ્ધિમાન રત્નનો સંગ્રહ કરે, પુંઠાનો વેપારી બોકસ જોઈને પણ ખુશ થઈ જાય. ઝવેરી માલ જૂએ, પરીક્ષા કરે અને હીરા સાચા લાગે તો જ ખુશ થાય. ઝવેરીને હીરા પરખવાના છે તેમ તારે ય શું પરીક્ષણ કરવાના છે ? તે તને ખબર છે ?

સાધક! તારે આત્મ ઝવેરાતના નિરીક્ષણ અને પરીક્ષણ કરવાના છે. સાધુ એટલે બાળક નહિ.

**" વિશાળ જ્ઞાન જેનામાં હોય તે મહાન "**

**" અજ્ઞાન જેનામાં હોય તે બાળક."**

મારો શિષ્ય અજ્ઞાની કદાપિ ન હોય. મારો શિષ્ય અજ્ઞાની રહે તો મારી ગુરુતા શા કામની?

વત્સ! વક્ર ન બન, સરળ બન, સીધો બન, સરળતા વગર સાધુતા દુર્લભ. જ્યાં સરળતા ત્યાં સાધુતા આ વચન સદા સ્મૃતિમાં રાખજે.

શ્રી આચારાંગ સૂત્ર તને શબ્દ-રૂપ-ગંધ-રસ-સ્પર્શની ઉપેક્ષા કરવાનું કહે છે. જીવનની ઉપેક્ષા કરવાનું નથી કહેતા.

મહાત્મા ક્યારે ય સંશયજનક વાક્ય ન બોલે. મહાત્મા ક્યારેય મર્મકારી વચન ન બોલે. પણ **મહાત્મા ગંભીર અને ચિંતનાત્મક વચન બોલે.**

મહાત્માની વાણી પણ હિતકારક હોય, ઉપકારક હોય તો પરમાત્માની વાણી કેટલી હિતસાધક હોય!!! શ્રી આચારાંગ સૂત્ર પરમાત્માની વાણી છે. સાધક માટે હિતની સરવાણી છે. સમજવાની-વિચારવાની કોશિશ કર. પ્રભુએ પદાર્થની ઉપેક્ષા નહિ કહી, પણ શબ્દ-રૂપ આદિની ઉપેક્ષા કહી. પદાર્થ તો સહાયક છે અને સહાયક બનશે અને પદાર્થનો તું સહાયક તરીકે જરૂર આવશ્યક ઉપયોગ કર...પણ જવાબ આપ. પદાર્થ સહાયક કે શબ્દ-રૂપાદિ સહાયક? **પદાર્થમાં આસક્તિ પેદા થતી નથી, પણ રૂપાદિમાં આસક્તિ પેદા થાય છે.** એટલે જ પ્રભુ તને રૂપાદિ પ્રત્યે ઉપેક્ષા કરવાનું ફરમાવે છે. રૂપ-રંગ-સ્પર્શ વિગેરે વિષય, પદાર્થ વિષય નહિ, પણ સાધુએ વિષયની ઉપેક્ષા કરવી જ જોઈએ. આ વિશ્વના ભયંકર સંગ્રામો શું પદાર્થ મેળવવા થયા છે?

આ વિશ્વમાં ભાઈ–ભાઈ વચ્ચે, પિતા–પુત્ર વચ્ચે, માતા–પુત્ર વચ્ચે, જાતિ અને દેશ માટે જે ઝઘડા થયા છે તે શું પદાર્થ માટે થાય છે?

ના...ના...આસક્તિ જ મહાયુદ્ધને આમંત્રણ આપે છે. રાવણે યુદ્ધ કર્યું. ભયંકર સંગ્રામ સર્જ્યો, શું સ્ત્રી માટે? ના... સ્ત્રીઓ તો એના અંતઃપુરમાં એક નહિ એક લાખથી પણ અધિક હતી. પણ સીતા જેવી નહિ... રાવણના જીવનમાં સીતાની જરૂરિયાત હતી કે આસક્તિ હતી?

"જરૂરિયાત પ્રયત્ન કરાવે, વિવેક રખાવે, માંગણી કરાવે, વિનંતિ કરાવે."

"આસક્તિ ખૂંચવી લેવરાવે, બળાત્કાર કરાવે, લડાઈ–ઝઘડા કરાવે."

વિશ્વના ઇતિહાસના એક નહિ અનેક પૃષ્ઠો ફેરવી લે ક્યાંય જરૂરિયાત માટે ઝઘડા થયા તેવું વાંચવામાં નહિ આવે આસક્તિ માટે લડાઈ થઈ તે જ આવશે. ચાહે રામાયણ કે મહાભારત હોય કે વિશ્વ યુદ્ધ હોય કે ગૃહ કલેશ હોય. ત્યાં ક્યાંય પણ જરૂરિયાત માટે ઝઘડા નથી, આસક્તિ માટે જ ઝઘડા છે.

પ્રભુએ તને શબ્દ–રૂપની ઉપેક્ષા કરવાનું ફરમાવ્યું પણ ને દ્વારા તને શાંતિદૂત બનાવ્યો. શાંતિદૂત ખુદના જીવનમાં શાંતિ અનુભવે. સૌને શાંતિ કરાવે.

"પરમાત્માનો સાધુ–મુનિ આસક્તિ રહિત–અનાસક્ત મહાત્મા. અનાસક્ત મહાત્મામાં રાગદ્વેષના દ્વંદ્વ ન હોય. અનાસક્ત મહાત્મા તે અદ્વિતીય શાંતિના પ્રતિનિધિ હોય અને જ્યાં જાય ત્યાં પણ શાંતિના સામ્રાજ્યની સ્થાપના કરે."

બોલ સાધક! હવે સમજાય છે ને પરમાત્માના વચનનું રહસ્ય.... ગુરુદેવ! સાચું કહું? પરમાત્મા ગમે છે. પરમાત્માના

વચનના રહસ્યને સમજવાની સદા કોશિષ કરું છું. પણ મને સમજાતું નથી. પદાર્થનો ઉપયોગ થાય અને આસક્તિ ન આવે?

સાધક! એ જ અદ્ભુત કળા છે. આ કળા સામાન્ય વ્યક્તિને સિદ્ધ થતી નથી. મહાત્માઓ જ આ ભવ્ય કળાના સ્વામી બને છે. મહાજ્ઞાની શાસ્ત્રરત અનેક ગ્રંથના સર્જન દ્વારા વિશ્વના સનાતન ગુરુ સમા આચાર્ય બપ્પભટ્ટ સૂરીશ્વરજી મ. આમરાજાની સભામાં પ્રતિબોધ કરવા પધારેલ છે. રાજ્ય સભામાં આજે નગરીની પ્રસિદ્ધ નર્તકીનું નૃત્ય પ્રથમ હતું. બાદ ધર્મ સભા હતી. સૌ બેઠા છે. આચાર્ય બપ્પભટ્ટસૂરીશ્વરજી મ. પણ બિરાજ્યા છે. આમરાજાના બાલમિત્ર આચાર્યશ્રી છે, પણ સાથે આમરાજા આચાર્યશ્રીની સરસ્વતીની ઉપાસના, નિર્મળ સંયમ સાધનાનો ભક્ત બની ગયેલ છે. ગુરુચરણનો ઉપાસક અને આરાધક બનેલ નર્તકીના અદ્ભુત નૃત્ય વચ્ચે પણ આમરાજાની દૃષ્ટિ આચાર્યશ્રીના મુખદર્શન માટે તલસતી હતી. રાજાની દૃષ્ટિ આચાર્યશ્રી ઉપર ગઈ અને રાજા વિસ્મય પામી ગયો. "**આ શું ચંદ્રની જ્યોત્સનામાંથી આગની જ્વાળા?**"

મહાત્મા બપ્પભટ્ટ સૂરીશ્વરજી મ. અનિમેષ નયને શહેરની રાજનર્તકી વારાંગનાને નિહાળે? વારાંગનાને જ નિહાળતાં નથી. પણ આચાર્યશ્રી એકીટસે જોઈ રહ્યા છે લીલા કંચુકી બંધ ને... સાધુ સ્ત્રી સામે ન જુએ તો સ્ત્રીના વિકાર પ્રેરક અંગ તરફ નિર્નિમેષ નયને નિહાળે? સરસ્વતી પુત્ર સમા આચાર્ય શ્રી બપ્પભટ્ટ સૂરીશ્વરજી મ. ની વિકાર દૃષ્ટિ? જો આ સાચું હોય તો વિશ્વની સંત શક્તિ રસાતળમાં ગઈ.

રાજાની જેમ મંત્રી–સામંતો–પુરોહિતો રાજ્યના અધિકારી વર્ગની આંખોએ આ નોંધ લઈ લીધી છે. કોઈ કશું

બોલતાં નથી પણ સૌની આંખો જ વાતો કરી રહી છે. જેણે આજે સભામાં જે દૃશ્ય જોયું તે સમુદ્રની મર્યાદા ઉલ્લંઘનનું હતું. ખલાસ..... ખલાસ....

"લેખાશ સરસ્વતી પુત્રનો પણ આચાર્યશ્રીએ કાવ્યના બહાને સાધના કરી કામશાસ્ત્રની."

આંખની વાત જીહ્વા પર આવી. આમરાજાને આચાર્યશ્રી ને માપવાની ભાવના થઇ. વારાંગનાને બોલાવી કહે–"આજે રાત્રે આચાર્યશ્રી પાસે જા. તેમના ચરણકમલની સેવા કર." આંખે દેખ્યો અહેવાલ બનશે તો હું પણ ક્ષત્રિયપુત્ર જ છું ને ? પછી જોઈ લઇશ. રાજા ગુપ્ત રીતે ઉપાશ્રયમાં સંતાયો આચાર્યશ્રી સ્વાધ્યાય ધ્યાન કરી પોઢયા. વારાંગના વેશ પરિવર્તન કરી ઉપાશ્રયમાં આવી. ધીમે ધીમે ચરણ સેવા કરવા લાગી. સ્પર્શ થતાં જ આચાય શ્રી સાવધ બન્યા. હાથમાં માળા લીધી અને મુનિ બોલ્યા – મેં વિશ્વનું દર્શન કર્યું છે, પદાર્થ વિજ્ઞાનનો અભ્યાસી છું. પદાર્થની જીવનમાં જરૂર પડે છે, પણ રૂપના ઘેન મને નહિ ચઢે. સુકોમલતા મારી સાધના નહિ ચૂકાવે. જ્યાંથી આવ્યા હોય, ત્યાં સીધાવી જાવ."

આચાર્યશ્રી ધ્યાનમાં લીન બન્યા. રાજા પ્રગટ થઇને કહે છે – "ગુરુવર ! મને સમજાવો, મારો ભ્રમ દૂર કરો. રાજ સભાના બપ્પભટ્ટસૂરીશ્વરજી મ. કયાં ગયા ? અને એ શું હતું ? અને આ શું ? એકાંત રાત્રિ, સુકોમલ સ્પર્શ તમને આકર્ષી ના શકયો ?"

તમે મહાત્મા નહિ, સિદ્ધ યોગી ! પણ મારી શંકાનું સમાધાન કરો. રાજસભામાં શાની આરાધના–સાધના કરી હતી ? પ્રભુ ! હું વિષયની ગટરનો ક્ષુદ્ર જંતુ. મેં પણ આપને મારા જેવા તુચ્છ માન્યા. વામન વિરાટને સમજી શકે ? જ્ઞાનીના સેવક બનવાનું હોય પણ હું પરીક્ષક બની ગયો.

હવે સમજાયું, આપ તો મહાત્મા—શુદ્ધાત્મા, પણ કૃપા કરો. મને ભૂલ સુધારવાની તક આપો. શાંત સમુદ્રમાં તરંગ આવે અને ઘૂઘવાટ થાય તેમ રાજાની વાત સાંભળી શાંત—મહાશાંત આચાર્ય શ્રી મુક્ત મને હસ્યા.

અરે! રાજા! બપોરની રાજસભાની વાત? હા, જોને સવારથી વાંચન અને લેખનમાં લાગી ગયેલ તાડપત્રીય પત્ર વાંચતાં અને લખતાં આંખો થાકી ગયેલ. આંખને દવાની જરૂરત હતી, આંખને આરામની જરૂર હતી. રાજસભામાં આવ્યો, સમય હતો. બેન પ્રભાશ્રી નૃત્ય કરતી હતી. તે વખતે તેના ઉપરના લીલા વસ્ત્ર પર દૃષ્ટિ સ્થાયી રહેલ. લીલો રંગ આંખની દવા છે. આંખને આરામદાયક છે. તેથી આંખની ઔષધિ મળી ગઈ તો ઉપયોગ કર્યો.

રાજા આમના શબ્દકોશમાં અનેક શબ્દ હતા પણ મુખમાંથી શબ્દો રિસાઇ ગયા.

બાળકની જેમ રાજા આચાર્યશ્રીના ચરણમાં આળોટતાં કહે છે– આપ, સાચા સાધુ, સાચા જ્ઞાની, સાચા બ્રાહ્મણ, પદાર્થ દ્વારા જરૂરિયાતને પૂર્ણ કરી પણ આસક્તિની ઉપેક્ષા કરી...

વ્હાલા મુનિ! વિશ્વમાં અનેક લોભામણાં અને સોહામણાં રૂપ આવશે. રોજ–રોજ તારે પરીક્ષામાંથી પસાર થવું પડશે. એટલે જ આચારાંગ સૂત્ર ફરમાવે છે—" **ઉવેહમાણો સદ્દ રુવેસુ ઉજ્જૂ** "

પદાર્થને ઉપયોગી બનાવવાનો – આસક્તિની ઉપેક્ષા કરવાની... સાધનની અપેક્ષા સાધનામાં આસક્તિનો ત્યાગ તો સાધુ. ભલા! સાધક! તને વિષયની ઉપેક્ષા દ્વારા પ્રભુ ફરમાવે છે—" તને રાગ–દ્વેષની ઉપેક્ષા કરવાની કળા સિદ્ધ થઇ જશે.

સંસારમાં પણ તું સિદ્ધિનું સુખ પ્રાપ્ત કરી શકીશ. દિવ્ય દૃષ્ટિ મળે નહિ ત્યાં સુધી સૃષ્ટિ દિવ્ય ક્યાંથી લાગે ?

ગુરુદેવ ! સાચું કહું ? રોજ તમે મને બાળક કહેતા ત્યારે સાચું લાગતું નહોતું. પણ આજ મારો ભ્રમ દૂર થયો. શાસ્ત્ર અને મહાત્માને સમજવા માટે હું હજી બાળક જ છું તદ્દન અબુધ બાળક છું. નાનો બાળક " મા " નો પાલવ ન છોડે, તેમ હું પણ આપની છાયા નહિ છોડું. આપના સાંનિધ્યમાં જ મારા ચારિત્રના રક્ષણ અને અભિવૃદ્ધિ. મને વચન આપો સદા તમારી સાથે રાખવાનું.

બસ, આટલી જ વિનંતિ.

આપનું સાંનિધ્ય મને પદાર્થ વિજ્ઞાન–પારંગત દ્રવ્યાનુયોગનો મહા અભ્યાસી બનાવશે. એજ શ્રદ્ધાએ પુનઃ પુનઃ વિનંતિ કરું છું.

卐



# અગ્ગં ચ મૂલં ચ વિગિંચ ધીરે

પ્રવૃત્તિ પ્રાયઃ જીવંત વ્યક્તિ સૌ કોઈ કરે પણ પ્રત્યેકની પ્રવૃત્તિ કરવાની પદ્ધતિ અલગ અલગ હોય છે. શાસ્ત્રીય પદ્ધતિએ કહી શકાય જ્યાં સુધી યોગ છે ત્યાં સુધી આત્મા પ્રવૃત્તિમય રહેવાનો. ૧૪માં અયોગી ગુણસ્થાનકે પહોંચે ત્યાર પછી જ નિવૃત્તિ મળે. ક્યારેક આત્માને પ્રવૃત્તિ નિવૃત્તિ પાસે પણ લઈ જાય છે. પણ બહુધા આત્માની પ્રવૃત્તિ નિવૃત્તિનો નાશ કરે છે.... આપણે કહીએ છીએ કોઈ પણ વ્યક્તિએ નવરા બેસી ના રહેવું જોઈએ. કંઈક તો પ્રવૃત્તિ કરવી જ જોઈએ. પણ પ્રવૃત્તિ એટલે શું ? તે સમજીએ તો પ્રવૃત્તિ પ્રશસ્ત માર્ગે થાય.

**પ્રવૃત્તિ એટલે મનથી-વિચારથી પ્રેરિત બની કરેલ કાર્ય. જેમાં મન-વચન અને કાયા ત્રણે યે ભાગ ભજવી સહિયારું કાર્ય કર્યું તે...**

“નિવૃત્તિ એટલે જ્યાં મન શાંત, વચન શાંત-કાયા શાંત. આમ યોગ શાંત થવાથી કર્મ શાંત અને કર્મ શાંત થવાથી આત્માની સહજ દશાના પ્રગટીકરણ...”

સાધક! આજે શ્રી આચારાંગ સૂત્ર તને ફરમાવે છે “નિવૃત્તિ માર્ગના સાધક-ઉપાસક-ચાહક, તે ઘણી પ્રવૃત્તિ કરી કે જેનાથી તારી નિવૃત્તિ-શાંતિ-મોક્ષ ભયમાં મૂકાયો. હવે એક એવી પ્રવૃત્તિ કર કે જે તને નિવૃત્તિ-શાંતિ-મોક્ષ આપે....

મારા શિષ્ય! તારા ઉતાવળીયા સ્વભાવને હું જાણું છું. મારું વાક્ય પૂ રું થાય તે પહેલાં તું પગે ઘુઘરા બાંધીને નાચવા ઉઠે તેમ તૈયાર થઇ જઇશ. ચલો... તૈયાર છું.... શું

કરૂં ?.... પણ... જરા શાંત થા. શ્રી આચારાંગ સૂત્રનું અમીપાન કર... પછી આગળ વધ...

શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે-"અગ્ગં ચ મૂલં ચ વિગિંચ ધીરે."

"હે ધીર ! તું અગ્રભાગ અને મૂલભાગને દૂર કર..."

સાધક ! તારી કે મારી પ્રવૃત્તિનો ક્યાં હિસાબ છે ? આપણે તો અનાદિ કાળથી પ્રતિક્ષણ-પ્રતિપળ-પ્રતિસમય કંઈકને કંઇક તો અવશ્ય કરીએ છીએ ને ? આપણે ક્યાં એક ક્ષણ પણ થોભ્યા છીએ. પણ આ બધી પ્રવૃત્તિ બહાવરા બની-વ્યાકૂળ બની કરી છે. મારી અને તારી ઇચ્છામાં જે આવે તેમ કર્યું છે. હવે કંઈક અલગ રીતે કાર્ય કરવાનું છે.

ભલા ! યુદ્ધમાં જે યુદ્ધ કરે તે વિજયી બને કે વ્યૂહ સમજી વ્યૂહપૂર્વક યુદ્ધ કરે તે વિજયી બને ? યુદ્ધ એકલુ ક્યારેય વિજય ન આપે. પણ વિજયી બનવા વ્યૂહ-દૃષ્ટિ-કોણની પારગતતા-નિષ્ણાતતા અવશ્ય હોવી જ જોઈએ... શાસ્ત્ર ફરમાવે છે... "પ્રથમ ધીર બન... ધીર બનીને અગ્ર અને મૂલને દૂર કર. હું પણ કહું, તું પણ કહે અને વિશ્વની બધી વ્યક્તિને લાગે બધા અવિચારી કરે છે, અયોગ્ય કરે છે, અન્યાય પૂર્ણ કરે છે. હું જ તેમાંથી બચ્યો છું પણ આ બધી તો માનની વિટંબના છે. માન આપણને આત્મ-દર્શન કરવા દેતું નથી. તેથી જ શાસ્ત્રકારો પૂછે છે "તું ધીર છે ?" જો ધીર હોય તો તારી સાથે આગળ વાત કરૂં ? આપણે કહીએ છીએ "ધીર છીએ કે નહિ તે તમે જાણો પણ પરમાત્મા મહાવીરના સપૂત તો છીએ. ધીર બનવાની ક્ષમતા અમારામાં એક દિવસ અવશ્ય પ્રગટ થશે...

પ્રત્યેક વ્યક્તિને મળેલ ગૌરવપૂર્ણ વારસ-હક્કની પ્રશંસા ત્યારે કરી શકાય જ્યારે તે વારસાને સુયોગ્ય બને...

વીરનો સપૂત ધીર હોય તો જ શોભે. ધીર એટલે ઠંડો-મોળો આવો અર્થ ના કરતો. સંસારીઓ ક્યારેક કોઈ વ્યક્તિને માટે કહે "બિચારો શાંત છે"... તો તેનો અર્થ થાય છે બુદ્ધિ વગરનો. તેમ અહીં પણ ધીરનો અર્થ પરાક્રમ-સાહસ-વિક્રમ વગરનો કરતાં નહિ.

**"બુદ્ધિથી જે શોભે તે ધીર."**

**"બુદ્ધિ જેનું ધન છે તે ધીર."**

**"વિચાર શક્તિનો સ્વામી તે ધીર."**

ધીર હોવાથી પ્રવૃત્તિનું પરિણામ વિચારે. જે પ્રવૃત્તિનું પરિણામ શૂન્ય હોય તેવી પ્રવૃત્તિ ધીર ના કરે.

જે પ્રવૃત્તિથી આત્મા બંધનમાં મૂકાય તે પ્રવૃત્તિ ધીર ના કરે.

સાધક! તું વીરનો વારસ ત્યારે બની શકે જ્યારે ધીર બને...

ધીર બનીશ તો જ પરિસહ-ઉપસર્ગ સામે અડીખમ રહી શકીશ. દેહનો નાશ થાય તો પણ વિચારે "કર્મનું પિંજર તૂટ્યું છે-હું કોણ? આત્મા. મારો નાશ કોણ કરી શકે?

ધીર વ્યક્તિ દોષ કોઈનો ન કાઢે. કારણ, તે વિચારક છે. ધીર વ્યક્તિ ક્યારેય પીછેહઠ ન કરે. કારણ, કાર્યના પ્રારંભ પહેલાં તેને બધી જ ગણત્રી કરી લીધેલ હોય. ધીર વ્યક્તિ કાર્ય સફળ કરીને જ રહે. કારણ, તેનામાં વિહ્વળતા નથી, ચંચળતા નથી, ધીર વ્યક્તિ વિજયની વરમાળા પહેરે કારણ, કાર્ય અંગે તેની ઊંડી સૂઝ છે.

સાધક! તારે તો સાત રજ્જુ ઊંચે મોક્ષમાં પહોંચી શકાય તેવા કઠીન ચઢાણ-આકરા આરોહ કરવાના છે. તું ધીર ના બને, તો કેમ ચાલે? ધીર બન... પછી તો વીર

બની જ જઇશ. શ્રી આચારાંગ સૂત્ર ધીરને વીર બનાવવાની યોજના બતાવી રહ્યા છે.

અગ્ગં ચ મૂલં ચ વિગિંચ ધીરે”

ધીર, અગ્ર અને મૂળને દૂર કર.

સાધક પાસે વળી કયું વૃક્ષ કે તેની ડાળીઓ અને મૂળનો નાશ કરવાનો?

સાધક! તારા આત્મામાં જ એક વિષ વૃક્ષ વૃદ્ધિ પામી રહ્યું છે. તારે જ તેના ઉન્મૂલન માટે પ્રયત્ન કરવો પડશે. સંસારીઓ જેમ ઘરના આંગણે અથવા ઘરમાં કોઈ પણ વૃક્ષને કદાચ રહેવા દે, પણ પીપળાને તો મૂળમાંથી ઉખેડીને ફેંકી દે. પીપળો એકવાર દિવાલમાં પેઠો પછી આખા ઘરમાં ફેલાઇ જાય અને મકાન ધરાશયી થઈ જાય. સંસાર વિષ વૃક્ષ છે તેની અગ્ર ડાળીઓ ભવોપગ્રાહી આયુષ્ય કર્મ–વેદનીય કર્મ –નામ કર્મ–ગોત્ર કર્મ જ છે અને મૂળ ઘાતિકર્મ, જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ, મોહનીય કર્મ અને અંતરાય કર્મ આત્મગુણના નાશક છે. સંસાર વિષ વૃક્ષના મૂળ દૂર થાય તો ઘાતિકર્મ રૂપ ડાળીઓને તો હટયા વગર છૂટકો જ નથી. મોહનીય કર્મ આ સંસારનું મૂળ છે તો બધા કર્મો ડાળી છે. મોહનીયનું મૂળ રહે નહિ તો કર્મની ઝંઝટ જ રહે નહિ. કર્મનું મૂળ મિથ્યાત્વ છે. મિથ્યાત્વનું મૂળ છે તો કર્મરૂપી વૃક્ષ ફાલે–ફૂલે અને વિકાસ પામે. મિથ્યાત્વ નાશ પામે તો બધાં જ કર્મ બંધના હેતુઓ દૂર જાય. કર્મબંધના હેતુ વગર કર્મબંધ થાય નહિ અને કર્મ બંધ નહિ તો જન્મ–મરણ નહિ અને જો જન્મ–મરણ નહિ, તો શાશ્વત સાદિ અનંત કાલ મોક્ષમાં આત્માની નિરાબાધ સ્થિતિ રહે.

ધીર! તું કર્મ અને કર્મબંધના કારણ સમજ. કર્મના

ભેદ-પ્રભેદ સમજ. કર્મ વિજ્ઞાન સમજીશ તો ધર્મ વિજ્ઞાનનો નિષ્ણાત બની શકીશ. કર્મ વિજ્ઞાન સમજીશ, તો ધ્યાનરૂપ કુહાડા દ્વારા સંસાર વિષ વૃક્ષનું મૂળ કર્મ-મિથ્યાત્વ તું હટાવી શકીશ. ગમે તેટલા ઘા કર્યા, ડાળીએ અને પાંદડા હટયા । શું થયું? જુના પાંદડા ગયા, નવા આવ્યા. ભૂખનું દુઃખ ગયું અને પેટમાં દુઃખાવો શરૂ થયો. પેટનો દુઃખાવો દૂર કરવા માટે દવા લીધી. દુઃખાવો મટયો પણ દવાના કાતિલ તત્ત્વે લીવર બગાડયુ. આમ દુઃખનો નાશ કરવા જતાં દુઃખની પરંપરા ઊભી થાય. તેના કરતાં વિચાર. પેટમાં દુઃખાવો થવાનું કારણ શું? અશાતા વેદનીય કર્મનો ઉદય. મને કેમ અશાતાવેદનીય કર્મનો ઉદય થયો?

મેં દેવગુરુની નિંદા કરી, આશાતના કરી, મેં કેમ દેવ ગુરુની નિંદા કરી? મને દેવ-ગુરુની નિંદા કરવાનું મન કેમ થયું? મારી અંદર સમ્યગ્ સમજ ના હતી. ઉલ્ટી-મિથ્યા વૃત્તિ હતી. સાચાંને ખોટી રીતે જોવું. ખોટાંને સાચી રીતે જોવું આ મિથ્યા દૃષ્ટિ. આ મારા પેટના દુઃખાવાનું જ કારણ. ના, ના, ના માત્ર પેટના દુઃખાવાનું કારણ નહીં. સમસ્ત દુઃખોનું મૂળ તે મિથ્યાત્વ. તે મિથ્યાત્વને દૂર કર અને શાશ્વત સુખનો માલિક બની જા.

સુશિષ્ય! દુઃખ માત્રનું મૂળ જ મિથ્યાત્વ છે. આ કર્મ સેના સામે વિજયી બન. પણ સાથે તને એક શાસ્ત્રીય વાત સમજાવી દઉં. શ્રી આચારાંગ સૂત્રમાં "વિગિંચ" શબ્દ કહ્યો છે-તેનો અર્થ "દૂર કર" એમ થાય છે.

શાસ્ત્રનો આ શબ્દ તને એક ખૂબ માર્મિક વાત સમજાવે છે. જગત એટલે જીવ અને જડનો સમૂહ. આત્મા અને પુદ્‌ગલનું અસ્તિત્વ. વિશ્વમાંથી જડને પુદ્‌ગલને નાશ

ના કરી શકાય. તું તારા આત્મા પરથી કર્મને–પુદ્દગલને દૂર કર.

મહાજ્ઞાની મહાત્માના એક નાના વાકયમાં પણ જિન શાસન સંમત તત્ત્વજ્ઞાનનું નિરુપણ હોય. જગતમાં જડ પણ રહેશે અને જીવ પણ રહેશે. પણ તારે જીવમાંથી શિવ બનવા તારા આત્મા ઉપર લાગેલાં કર્મને–સકલ દુઃખના મૂળને દૂર કરવું રહ્યું. ધીર બનીને કર્મને હટાવવાની પ્રવૃત્તિ કર. આ પ્રવૃત્તિ તને એક દિવસ નિવૃત્તિ આપશે. **"તું શાંતિનો સંદેશવાહક બન."**

"ગુરુદેવ! આપના શાંતિ પ્રાપ્તિના શુભાશિષ–મારા શાંતિ પ્રાપ્તિના પરમ પુરુષાર્થ બંનેનું સુભગ મિલન થાય તો શાંતિ સામ્રાજ્યનું પ્રગટીકરણ થશે."

હે ગુરુદેવ! પુરુષાર્થ હું કરું છું, રક્ષા કરજો મારા શુભ ભાવની."

卐

## ૨૭ સચ્ચંમિ ધિઇં કુવ્વહા



મનમાં ક્યારેય સત્ય વાત સમજાતી નથી. સત્ય ગળે ઉતરતું નથી. કફ જેમ ગળામાં ભરાઈ જાય છે. તેમ સાચું છે એમ બોલી શકાતું નથી. ખોટું છે એમ સાબિત કરી શકાતું નથી. માનવી સામે તદ્દન વાસ્તવિક હકીકત હોય છે. પણ તે સ્વીકારતા પાંચ વર્ષોથી જે "હું" પદનો કક્કો ઘૂંટેલો છે. તે તેને રોકે છે. અને માનવ જે મનન–ચિંતન અને નિદિધ્યાસન શક્તિનો સ્વામી છે તે પણ કાચીંડાની જેમ માથું હલાવીને કહી દે છે. બરાબર નથી. ના કહી દેવાની ધૂનમાં ખુદ જ ખુદના અંતરાત્માના અવાજને રૂંધી નાંખે છે. આનાથી અધિક કોઈ અભિમાનની કરૂણ કથા હોઈ શકે ?

સાધક ! અભિમાન–આવેશ–આવેગમાં આવી તું કોઈ સિદ્ધાંત સ્વીકારી ન લે, કોઈ નીતિ અપનાવી ન લે. એટલે "કરેમિ ભંતે"ના ઉચ્ચાર બાદ મહાવ્રતના સ્વીકાર પહેલાં આચારાંગ સૂત્ર તને એક કર્તવ્યની પગદંડી બતાવે છે. માર્ગ નાનો છે. પણ ધ્યેયને પ્રાપ્ત કરી આપનાર છે.

યાદ રાખ, સુંદર સૂત્ર. "**સચ્ચંમિ ધિઇં કુવ્વહા**" સત્યમાં ધૃતિ કર. સત્યમાં ધૈર્ય રાખ.

મહાત્મા ! હવે મેં નિર્ણય કર્યો છે. આપની વાત સાંભળ્યા પછી વિચાર કરવો. પણ પૂર્વને પશ્ચિમ કહો અને ઉત્તરને દક્ષિણ કહો અને હું હા...હા...કહું. એ મારાથી કોઈ જન્મમાં ના બને હો. સાચાને સાચું કહેવાય. ખોટાંને સાચું કેમ કહું. તમે મને કહો છો **સત્યમાં ધૈર્ય રાખ.** ધૈર્ય તો કર્તવ્યમાં રાખવાનું હોય. સહન કરવામાં રાખવાનું હોય. કઠીન કાર્યમાં રાખવાનું હોય.

સત્યમાં ધૈર્ય શું રાખવાનું? સત્ય તો તરત, જલ્દી રજુ કરવું જોઇએ. મને તો વાત જ ન સમજાય ત્યાં હું વિચાર શું કરૂં? છતાં તમે સમજાવો. સમજવા તૈયાર છું.

સાધક! તારી વાત સાંભળી મને આનંદ થયો. તારી પ્રગતિ અવશ્ય થઈ છે. પહેલાં કરતાં તારામાં ઘણો ફેરફાર થયો છે. તું સમજવા તૈયાર થયો તે મારા અને તારા બન્નેના સદ્ભાગ્ય. પણ, યાદ રાખજે મારે કે તારે–તારી મારી વાતની રસાકસી, સાઠમારી નથી કરવી. પરમાત્મા–દેવાધિદેવ–વીતરાગ પરમાત્માએ પ્રરૂપેલ તત્વજ્ઞાનને સમજવા–સમજાવવાની કોશિશ કરવાની છે. મારી વાત ખોટી હોઇ શકે. તારી વાત પણ ખોટી હોઈ શકે, કારણ હું અને તું બન્ને અસર્વજ્ઞ, પણ...વીતરાગની વાત, વીતરાગનું વચન કયારેય ખોટું ન હોય. શાશ્વત–સત્ય હોય, કારણ! પ્રભુ વીતરાગ–સર્વજ્ઞ. સર્વજ્ઞની વાણી સદા સત્ય, સંપૂર્ણ, પરિપૂર્ણ હોય. તું વીતરાગના વચનને સમજવાની કોશિશ કર. હું તને વીતરાગના વચન સમજાવવાની કોશિશ કરીશ.

પ્રભુએ ફરમાવ્યું. "સત્યમાં ધૈર્ય કર." તું સમજે છે. સત્ય એટલે સાચું બોલવું. ભલા! શબ્દથી કયારેય સત્ય પ્રગટ થાય? શબ્દથી અભિપ્રાય સમજાય? શબ્દથી પરિસ્થિતિ સમજાય? શું સત્ય આટલી ક્ષુલ્લક ચીજ છે કે જે શબ્દની વાગ્ જાળથી પ્રગટ થાય? તું સત્યને વાણી વ્યાપાર ગણે છે. અને તારી આ માની લીધેલી ધારણાથી વિપરીતતા આવી એટલે તારો મિજાજ બગડી ગયો અને તારો બબડાટ શરૂ થઈ ગયો. સત્ય બોલવાનું. જલ્દીથી બોલી દેવાનું. એમાં વળી ધૈર્ય શાનું રાખવાનું? આગળ તું નીતિપાઠ પણ બોલીશ. "**સત્યપૂતં વદેદ્ વાક્યં**" નું રટણ કરીને ઘડાઈ ગયો છું. મૂર્ખ મહાપુરુષનું વચન સાંભળી છળી ઊઠે છે પણ,

તું મૂર્ખ નહિ....બુદ્ધિમાન....વિચારક....જરા વિચાર કર. શાશ્વત સત્યનો ભાવિનો વારસદાર તું સત્ય ન સમજે એ કંઇ બનવા જોગ છે? એકવાર અભિમાનનો અંચળ ફગાવી દે. તું ખૂબ ઓછું સમજ્યો છે. ઘણું સમજવાનું બાકી છે. તારો સત્યનો અર્થ સિમીત છે, મર્યાદિત છે, ટૂંકો છે. પ્રભુની સત્યની વ્યાખ્યા અનોખી છે. સત્યનો અર્થ આસમીત છે. વિશાળ છે, ગંભીર છે.

"જેવું હોય તેવું કહી દેવું. બોલવું તે શાબ્દિક સત્ય–પરમાર્થિક સત્ય નહિ."

"પરમાર્થિક સત્ય તો તેનું નામ જેનાથી બોલનાર અને સાંભળનાર બન્નેનું મંગળ થાય. શાસ્ત્ર સત્યનો અર્થ "હિત" કરે છે.

હિત કરે તે હિતસ્વી. દયા કરનાર ડોકટરને શાંતિ રાખવી જરૂરી. શિક્ષણ આપનાર શિક્ષકને શાંતિ અપનાવવી પડે તો હિત કરનાર હિતસ્વીને શું શાંતિ–ધૈર્યની જરૂરત નહિ. હિતમાં શાંતિની જરૂરત નહિ?

સત્ય એટલે સંયમ.

સત્ય એટલે આશ્રવ નિરોધ.

સત્ય એટલે સંવર.

સત્ય એટલે યથાખ્યાત ચારિત્ર.

સત્ય એટલે માત્ર વચન વ્યવહાર નહિ પણ મન, વચન અને કાયાથી થતું સાત્વિક ભવ્ય અનુષ્ઠાન.

સત્ય એટલે શુદ્ધાત્મદશાનું પ્રગટીકરણ.

પતન માટે કોઇ પ્રક્રિયા ન હોય. પણ ઉર્ધ્વીકરણ માટે અવશ્ય પ્રક્રિયા હોય. સત્ય એ મહાસાધના છે. મહાસાધના ધૈર્ય વગર ન થાય તેથી જ આચારાંગ સૂત્ર ફરમાવે છે. સત્યમાં ધૈર્ય કર. સત્યને ધૈર્ય દ્વારા સિદ્ધ કર.

સત્યનો અર્થ હિત–સત્યનો અર્થ સંયમ.

પાપને છૂટો દોર આપનાર અસંયમી હિત કે મંગલ ના કરી શકે. હિત–મંગલ તો પાપને કાબુમાં રાખનાર સંયમી મહાત્મા જ કરી શકે. સંયમ વિના હિત નહિ. હિત વગર સત્ય નહિ. બોલ ! સંયમની સાધનામાં ધૈર્ય જોઈએ કે નહિ ? હિત કરવા હિંસાનો ત્યાગ કરવો પડે. અસમજ–અજ્ઞાન મૂર્ખ લોક તારી નિંદા કરે છતાં તારે તેમના મંગલની પ્રાર્થના કરવાની. અજ્ઞાનીજનો તારો તિરસ્કાર કરે તો પણ તારે તેમના ઉપર આશિષની વર્ષા કરવાની. મૂર્ખ તને મારે તો પણ તારે તેમના રક્ષણ માટે તત્પર રહેવાનું. મૂર્ખ જનતા તારા સમભાવને કાયરતા–બાયલાવૃત્તિ કહે તો પણ તારે તપી જવાનું નહિ, ઉશ્કેરાઈ જવાનું નહિ. વિચારવાનું મારામાં સામર્થ્ય પ્રગટ થાય. વિશ્વના સમસ્ત જીવોને સન્માર્ગે સ્થાપિત કરૂં ? સામર્થ્ય વગર–શક્તિ વગર દોડયો છું. પંગુ ગિરિ પર આરોહણ ન કરી શકે. તેથી ગિરિની–પહાડની ગરિમા ઘટી જતી નથી. પંગુએ પગ મજબૂત કરવા જોઇએ.

સત્યને સિદ્ધ કરવા માટે મારે સાધના કરવી જોઈએ. પ્રત્યેક યુગમાં સત્ય–સંયમ–યમ–નિયમ સાંભળી આ માર્ગે પ્રારંભ કરનારા અનેક....પણ ધૈર્ય વગર સત્યની–સંયમની–યમની–નિયમની સિદ્ધિ નહિ. પ્રભુના પવિત્ર કરકમલથી પ્રવ્રજિત બનીને પણ ઉત્પ્રવ્રજિત બનનાર કોઈ હોઈ શકે. સાધના માટે ઉત્સાહ હતો પણ ધૈર્ય કેળવી ન શકયા તો જીવન રહ્યું અને વ્રતની માળા વિખરાઈ ગઈ.

સાધક ! ખૂબ અગત્યની વાત સમજી લે. પ્રત્યેક કાર્યના પ્રારંભમાં સાહસિકતા અને ઉત્સાહ જોઇએ. પણ પ્રત્યેક કાર્યની પૂર્ણાહુતિ માટે પ્રત્યેક કાર્યની સફળતા માટે તો

ધૈર્ય જોઈએ જ. જગની સિદ્ધિ માટે ધૈર્ય જોઈએ તો આત્માની સિદ્ધિ માટે શું ધૈર્ય ન જોઇએ?

ધૈર્ય એટલે શું? કુમાર્ગનો ત્યાગ, પ્રત્યેક પરિસ્થિતિમાં મને આ પરિબળો સાધનામાં સહાયક થશે કે વિધાયક? સહાયક બળનું અવલંબન લઇ લે. વિધાયક બળને છોડી દે. દૂરથી જ તજી દે. આશાતના–વિરાધનાના તત્વની તરત જ શુદ્ધિ કર. અભ્યાસ–આરાધનાને આત્મસાત્ કરવા તત્પર બન. શ્રી આચારાંગ સૂત્રની અનુપમ વાત મારે તને સમજાવવી છે.

**"સત્ય એટલે આગમ. શ્રી જિનેશ્વર પ્રરૂપિત આગમ. સર્વજ્ઞ કથિત આગમ–શાસ્ત્ર."**

તારી સત્યની વ્યાખ્યા છે. જેવું હોય તેવું કહેવું. બસ, એમાં થોડો ફેરફાર કર.

**સત્ય એટલે જગત જેવું છે તેવું જોવું.** જગતના સાચાં દર્શન પરમાત્માના ધર્મ શાસ્ત્રમાં.

જેમ જડ અને જીવ છે તેવું જ નિરુપણ ક્યાંય વિપરીતતા નહિ, અપૂર્ણતા નહિ. આગમને સમજવા ધૈર્ય જોઇએ. આગમ પ્રમાણે જીવન ચર્યા બનાવવા પણ ધૈર્ય જોઈએ. આગમના રહસ્યને પ્રાપ્ત કરવા ધૈર્ય જોઈએ.

શ્રી આચારાંગ સૂત્રના એક એક સૂત્ર ખૂબ ગંભીર ચિંતન, ખૂબ મહાન સાધના માંગે છે. સમુદ્રના કિનારે ઊભાં રહીએ તો છીપલાં અને કોડા જ જોવા મળે. મરજીવા બની મહાસમુદ્રમાં ડુબકી મારીએ તો જ સાચાં રત્નોના દર્શન થાય અને રત્નો મેળવી શકાય.

શ્રી આચારાંગ સૂત્ર પણ ચિંતનનો મહાસમુદ્ર છે. શાબ્દિક અર્થના કિનારા ઉપર ઉભો રહીશ તો શબ્દ કોશના અર્થ જેવાં છીપલાં મળશે. આચારાંગ સૂત્રના રહસ્યાર્થ માટે

પેટાળમાં પ્રવેશ કરીશ તો આચારાંગ સૂત્ર–મય બની જઇશ. તત્વજ્ઞાન રૂપ મહાન રત્નનો સ્વામી બની શકીશ. ફરી ફરી પુનઃ પુનઃ યાદ રાખી લે.

"સચ્ચંમિ ધિઇં કુવ્વહા."

કુરુધ્વં ક્રિયાપદ મૂકી તને કહ્યું ક્રિયાથી સત્યનો સાક્ષાત્કાર.... આ વચનને વિચારજે. તું પણ પ્રજ્ઞાવાન છે. મનન શક્તિનો સ્વામી છે. જરૂર પરમાર્થ પ્રાપ્ત કરી શકીશ.

ગુરુદેવ! મારી શક્તિ–ભક્તિ–અશક્તિ અને આસક્તિ બધું આપ જાણો છો. મારા ભાવને જાણવા...મારી શક્તિને પીછાનવામાં આપ સર્વજ્ઞ તુલ્ય છો પણ આપ કિમીયાગર–જાદુગર છો. મને તમારી વાણીનું વશીકરણ થયું છે. તમારો દોરવાયો હું દોરવાઉં છું. તમારી કૃપા મારી મનન–ચિંતન શક્તિનું પ્રગટીકરણ કરે.

સત્યને સમજું અને સત્યની ધૈર્ય પૂર્વક સાધના કરૂં. એવા જ આશીર્વાદ આપો.

એજ પુનઃ પુનઃ પ્રાર્થના.



## ૨૮ અણેગ ચિત્તે ખલુ અયં પુરિસે, સે કેયણું અરિહએ પૂરિણએ

લોકોક્તિ કહે છે "કૂવે કૂવે જુદા પાણી અને મુખે મુખે જુદી વાણી." જેટલાં કૂવા હોય તેટલાં પાણીના સ્વાદ હોય. કોઈપણ બે કૂવાનું પાણી રંગમાં સમાન હોય પણ સ્વાદમાં સમાન ન હોય. સ્વાદ અલગ હોય તેમ વ્યક્તિ–વ્યક્તિની વાત અભિપ્રાય અલગ હોય. કારણ દરેક વ્યક્તિ પોતાની સામે ઉપસ્થિત પરિસ્થિતિનો અલગ રીતે વિચાર કરે છે. સૌની વિચારસરણી વિભિન્ન હોય અને તેથી અભિ-પ્રાય–રજુઆત પણ સૌની અલગ હે.ય. આવી વિચારધારા જન સામાન્યમાં પ્રચલિત છે. પણ.... મારા સુશિષ્ય ! શ્રી આચારાંગ સૂત્રનું ૧૧૪મું સૂત્ર તને એક નવો પાઠ ભણાવે છે. ખાસ ખ્યાલમાં રાખવા જેવો છે. "અણેગ ચિત્તે ખલુ અયં પુરિસે, સે કેયણં અરિહએ પૂરિણએ."

સંસારીને અનેક ચિત્ત હોય છે. શાસ્ત્રીય વાત તો સદા અલૌકિક જ હોય. જેની દૃષ્ટિ જેટલી વ્યાપક તેટલું તેનું નિરીક્ષણ સુંદર. આપણી દૃષ્ટ ચર્મચક્ષુની એટલે આપણને બાહ્યનું દર્શન થાય.

કેવલજ્ઞાનીની દૃષ્ટિ વિશ્વવ્યાપી. ત્રિકાલવિદ્ સર્વ પદાર્થનું સંપૂર્ણ જ્ઞાન કરનાર. દૃષ્ટિ જ અનંતને માપનાર તો પછી દર્શન પણ અનંતનું જ હોય. આવી અનંત દૃષ્ટિથી શોભતા તીર્થંકર પરમાત્મા ફરમાવે છે. આ માનવને અનેક ચિત્ત છે એટલે વ્યક્તિને એક નહિ અનેક અભિલાષા–ઝંખના છે. અભિલાષા પૂર્ણાહુતિમાં સમય લાગે છે. એકાએક ઇચ્છિત પદાર્થ મળે નહિ અને ત્યાં તો આંખ સામે સૃષ્ટિનો બીજો

પદાર્થ દેખાય છે અને તેની ચાહના થાય છે. આમ સંસારી વ્યક્તિને સંસાર સુખની અનેક ચાહના થાય છે.

માનવી કોઈની અભિલાષા પૂર્ણ કરવા પ્રયત્ન કરે છે કે નહિ, પણ ખુદની અભિલાષા પૂર્ણ કરવા આકાશ–પાતાળ એક કરે છે. પણ સમુદ્રના જળથી ય ચારણી ભરાય? ચારણી એનું જ નામ તેમાં જળ ભરાય નહિ. તેમ સંસારની ઈચ્છા શાનાથી પૂર્ણ થાય? કોના વડે પૂર્ણ કરી શકાય?

સંસારની ઈચ્છા ક્યારે પણ કોઈનાથી ય પૂર્ણ થાય નહિ. ઈચ્છા તો સાપના ઈંડા છે એક નહિ અનેક હોય. એક ઈચ્છા પૂર્ણ કરવા જાય ત્યાં તો અનેક ઇચ્છા જન્મી ચૂકી હોય છે. વિશ્વમાં ઇચ્છા પૂર્ણાહુતિના માર્ગે જે જાય તે પરાજય જ પામે. હારીને–થાકીને તેને પીછેહઠ કરવી જ પડે. ઇચ્છા પૂર્ણ થાય અને એક ભયંકર શ્રાપ તેનાં માથા ઉપર ઉતરે. ઈચ્છા લોભ મોહનીય કર્મના ઉદયે થાય. લોભ એક દારુણ પરિણામ છે. સર્વનાશ.... વિશ્વને વિનાશના પંથે લઈ જનાર ક્યારેય શાંતિ–સુખ પ્રાપ્ત કરી શકે? પાંડવો ભયંકર યુદ્ધ બાદ હસ્તિનાપુરમાં પ્રવેશ કરે છે. હસ્તિનાપુરના રાજ્ય સિંહાસન પર યુધિષ્ઠેર બિરાજે છે. ચારેબાજુ મંગલ વાદ્યો વાગી રહ્યાં છે. ખુશનુમાભર્યું વાતાવરણ છે પણ યુધિષ્ઠિરને શાંતિ નથી. એના અંતરમાં ભેંકાર છે. કુરુવંશની કીકીયારીઓ એના કાનને બહેરી કરી રહી છે. સુંવાળા હસ્તિનાપુરના રાજ સિંહાસનમાં તેને લાખો–કરોડો વીંછાના ડંખ લાગી રહ્યા છે.

ધર્મરાજ યુધિષ્ઠિર! “જવાબ આપ... શું તું ધર્મરાજ? શું તારી રાજયેચ્છા ધર્મેચ્છા હતી? શું તારું યુદ્ધ ધર્મયુદ્ધ હતું? અધર્મના માર્ગે ગયેલ તને શાંતિ થાય? ધર્મરાજ થઈ તું પણ રાજયેચ્છાનો ત્યાગ ના કરી શકયો? તો સામાન્ય વ્યક્તિ તેની રાજયેચ્છાનો ત્યાગ કરી

શકશે ? અને રાજ્યેચ્છા પૂર્ણ કરવા કયા દાવપેચ નહિ લગાવે ? સત્તાના સિંહાસનમાં હંમેશા ભયંકર કપટની—છળની—ઇર્ષ્યાની દુર્ગંધ આવે છે. સત્તાનું સિંહાસન કયારેય સરળતાથી મળે નહિ અને કોઇક પુણ્યાત્માને સરળતાથી સત્તાનું સિંહાસન મળે તો તેને તેની આસક્તિ હોતી નથી. બાકી દુનિયામાં સર્વત્ર જ્યાં લાભ ત્યાં લોભ. ઇચ્છા તો આકાશ સમાન અનંત. આ અનંત ઇચ્છા પૂર્ણ થાય નહિ એટલે માછલી જેમ પાણી વગર વલખાં મારે તેમ માનવ વલખાં મારે—હવાતિયા કરે. ઇચ્છા—પ્રબળ ઇચ્છા માનવીને યોગ્ય—અયોગ્ય, શકય—અશકય બધા વિચાર કરવા દેતી નથી. બસ, એક જ દોડ મૂકે છે ઇચ્છા પૂર્ણ કરવાની. લોભ જ્યાં આવ્યો ત્યાં સદ્‌ગુણે તો વિદાય લીધી છે. લોભીને કોઈ સ્નેહી નહિ. સ્વજન નહિ, પરજન નહિ, ગુરુ નહિ, જ્ઞાન નહિ.

લોભીને કોઇ રોકી ના શકે. કોઈ પાછો વાળી ના શકે. ઇચ્છાને આધીન બની આંધળી દોટ મૂકે. જ્ઞાન નથી તેનામાં દયા નથી. કરુણા નથી, સ્નેહ નથી. ભયંકર કઠોરતા—નિષ્ઠુરતા નિઃસ્નેહ છે. તેથી કાતિલ કાર્યો કરવામાં તેને વાર લાગતી નથી. કોઈનો પણ તે વધ કરી શકે છે. કોઈને પણ પીડા દુઃખ આપી શકે છે. કોઈને પણ પકડીને રીબાવી શકે છે. લોભી કુટુંબનો જ દ્વેષી હોય છે તેમ નહિ. તે દેશ—રાષ્ટ્રનો દ્રોહી બને છે. દ્વેષી બને છે, નાશક બને છે.

વિનયમૂર્તિએ સાધુનો સ્વાંગ સજીને પણ પરમ આર્હત્ મહાન રાજવી ઉદયનની કેમ હત્યા કરી ? રાજ્યલોભથી પ્રેરિત બનીને જ ને ?

લોભી રાજાના નાશ દ્વારા રાજયનો નાશ કરે છે.
લોભી ચોરી દ્વારા દેશબંધુઓને પીડે છે...દુઃખ દે છે.
લોભીની ગતિ જ વિચિત્ર—તે શું ન કરે ?

લોભી અઢાર-અઢાર પાપસ્થાનક આ[illegible] તત્પર બને છે. પાપ કદાચ ક્રમબદ્ધ થાય છે. પણ તેની વૃત્તિમાં બધા પાપો એકી સાથે આવે છે. લોભી કોઈનું ખૂન એકવાર કરે છે પણ ખૂનનો પ્લાન તો અનેકવાર કરે છે. લોભીનું મન જ પાપથી ભયંકર ભરેલું હોય તેના પડછાયામાં પણ પાપની ગંધ હોય તેથી જ શ્રી આચારાંગ સૂત્ર કહે છે. "સે કેવણં અરિહએ પૂરિણએ" કોનાથી ઈચ્છા પૂર્ણ થઈ શકે?

લોભનું ઈચ્છા એ મોહકરુપ છે. પણ લોભનું સાચું રુપ તો માનવનો પરાજય છે. પરાજય માટે શા માટે પ્રયત્ન કરવો? 'તું ઈચ્છાનો જ ત્યાગ કર.'

જ્યાં ત્યાગ આવશે ત્યાં સુખ-શાંતિ અને સમતાના સાગર હિલોળા મારશે. તું સુખી.... તારી પાસે આવનાર સુખી.

**સાધુ સુખના માર્ગે ન જાય, તો કોણ જાય?**

ગુરુદેવ! આપની કૃપાએ મેં તો સંસાર ત્યાગ કર્યો છે. સંસાર નહિ તો મને અભિલાષા શાની?

અભિલાષા નહિ તો દુઃખ શાનું?

ગુરુદેવ! આપની કૃપાએ હું તો મહાસુખી થઇ ગયો. સુખના સાગરમાં હિલોળા મારું છું.

વત્સ! તેં સંસાર ત્યાગ કરવાનો પ્રયત્ન કર્યો છે. સંસારના સાધનો ત્યાગ કર્યા છે. સાધન એ તો બાહ્ય સંસાર છે. પણ....

**સંસાર પરનું મમત્વ એ જ અંતરંગ સંસાર છે.**

આ અંતરંગ સંસાર મેજીક બોક્ષ જેવો છે. બોક્ષમાં કંઈ દેખાય નહિ. પણ જાદુગર જે કહે તે બધું જ નીકળે. તેમ મમત્વ પણ ખૂબ ખતરનાક છે. મમત્વની માયા જાળને સાધન પેદા કરતાં વાર લાગતી જ નથી. મમ[illegible]

તે ચાલે છે. સગા પુત્રને છોડ્યો મમત્વ દૂર કર્યું એવો ભાસ થયો. પણ, શિષ્ય મળ્યો તો તેમાં મમત્વ ઉભરાઈ આવ્યું. વૈભવનો ત્યાગ કર્યો છતાંય ઉપકરણમાં મમત્વ પેદા કરી અહીં પણ નવો સંસાર શરૂ કર્યો.

સાધક! તું અપ્રમત્તભાવમાં લીન બની ગુણસ્થાનક પર આરોહણ કરીશ. પણ આ મમતા અગ્યારમા ગુણસ્થાનકેથી પણ પતન કરાવે છે. સૂક્ષ્મ લોભ પણ તારી સિદ્ધિની ગતિને રોકી દે છે. જેમ પતાસા પાણી ખોરાકમાં જાય અને ઉલટી થઈ જાય તેમ લોભ સાધનાનો નાશ કરીને જ રહે. ઉપશમશ્રેણિ સ્થિત અપ્રમત્ત મહાત્માને પણ લોભ ભયંકર ગુલાંટ ખવરાવે છે. અપ્રમત્તભાવમાં શુક્લ લેશ્યામાં સ્થિત ધર્મધ્યાનની મસ્તી માણતાં મહાત્માને લોભ મિથ્યાત્વની ઊંડી ખાઈમાં ફેંકી દે છે. ધર્મધ્યાન દૂર થયું. આર્ત-રૌદ્રધ્યાનના ચક્કર શરૂ થઈ ગયા. શુક્લ લેશ્યાના ઉજ્જવળ પરિણામ દૂર થઈ ગયા અને મારું કે મરું તેવી કૃષ્ણલેશ્યાએ આત્મરાજનો કબજો લઈ લીધો.

લોભ એવો ભયંકર છે. જરા તેને જગા મળે એટલે તુરત સમસ્ત કર્મ સેનાને ઘુસાડી દે છે. મહાત્મા ક્યાં ગુમ થઈ જાય છે અને દુષ્ટાત્મા પ્રગટ થઈ જાય છે.

શિષ્ય! દીક્ષા એટલે સાધનાનો પ્રારંભ....

દીક્ષિત જીવન એટલે સાધના કાળ...

નિશ્ચિત સિદ્ધિ તો ક્ષપક શ્રેણીના પ્રારંભ બાદ....

સાધ્યની સિદ્ધિ તો અયોગી અવસ્થા... સાધનાના માર્ગમાં નિરાંતનો શ્વાસ લઈશ તો તારી પણ પરાજય કથા શરૂ થઈ જશે.

હું તારો વિજય જોવા આતુર છું એટલે તને એક મંત્ર આપું છું.

**'નિઃસ્પૃહસ્ય તૃણં જગત્'**

લોભને જીતવા નિઃસ્પૃહી બન. સ્પૃહા નહિ તો ઝંખના નહિ. ઝંખના નહિ તો દુઃખ નહિ. દેહના આરોગ્યની પણ ઈચ્છા દૂર કર. અને છેવટે તો તારે મોક્ષની ઇચ્છા પણ છોડવાની છે. ઈચ્છા માત્રનો ત્યાગ.... ઇચ્છા હટી એટલે મોહનીયકર્મ હટયું. અને આત્મા સ્વતંત્ર બન્યો.

બસ, ઈચ્છાની પરાતંત્રતા છોડ....

ગુરુદેવ! બસ, આપના ચરણનો સ્પર્શ કરી કહું છું.

**બધી ઈચ્છાના ત્યાગની ઇચ્છા કરું છું.**

શું કરું ગુરુદેવ! ઈચ્છા તો મારી પાછળ પડી છે. આપે ઇચ્છા ત્યાગ કરવાનું કહ્યું. તેથી જ મેં ઈચ્છાના ત્યાગની ઇચ્છા કરી. મારો હાર્દિક ભાવ આપની હિતશિક્ષા સ્વીકારવાનો છે, બસ.

**"આપની આજ્ઞાને આધીન બનું છું."**

卐



# અરએ પયાસુ



આનંદ સ્વાભાવિક હોવો જોઈએ. અને આનંદ જેનો સ્વભાવ હોય તેવી વ્યક્તિ જ સિદ્ધિના સોપાન સર કરે છે પણ આનંદ ક્ષુદ્ર ન હોવો જોઈએ. તુચ્છ અને ક્ષુદ્ર આનંદમાં રાચનાર આત્માને શાશ્વત સાત્વિક આનંદની અનુભૂતિ ખૂબ દુર્લભ કહી છે. શાસ્ત્ર આપણને સાધ્યની સિદ્ધિ કરવા પ્રેરે છે. તેથી આપણને જે ચીવટ કાળજી હોય તેના કરતાં અધિક ચીવટ કાળજી હિતસ્વીને હોય છે. હિતચિંતક સદા આપણું ધ્યાન રાખે છે.

સાધક! તારી બધી ચિંતા તીર્થંકર પરમાત્માએ કરી છે. જેને ઉર્ધ્વારોહણ કરવા હોય તેને નીચેની તળેટીનો ત્યાગ કરવો જ પડે. તળેટીને છોડયા સિવાય શિખર સર ન થાય. શાશ્વત આનંદ મેળવવા અશાશ્વતનો ત્યાગ કરવો ખૂબ જ જરૂરી. શ્રી આચારાંગ સૂત્ર તને ફરસાવે છે... 'અરએ પયાસુ'

સ્રી વિષે અનાસક્ત બન....તું કહીશ. હું બાલ બ્રહ્મચારી છું. સ્રી જ નથી તો આસક્તિ શાની? પણ તારા આ બધા તર્ક-વિતર્ક શાસ્ત્રકાર જાણે છે. આપણે ફક્ત ઇન્દ્રિયોના તોફાનને જાણીએ છીએ. પણ આપણા ઉપકારક ઇન્દ્રિય અને મનના બંનેના તોફાનને સમજે છે. ઇન્દ્રિય સામે પદાર્થ આવે એટલે પાગલ બને, મન દૂર રહેલાં પદાર્થની પણ કલ્પના કરી પાગલ બને છે.

મનની સૃષ્ટિ ઈન્દ્રજાળ જેવી છે. ઈન્દ્રજાળમાં કશું સાચું ના હોય. છતાંય સોહામણું અને લોભામણું લાગે. એકવાર તેવા કાલ્પનિક જગતનું દર્શન થાય તેનાથી હાહાકાર ફેલાઈ જાય. મનપસંદ પદાર્થના દર્શન કર્યા પણ મળ્યા નહિ

એટલે ઝંખના—લાલસાએ બહાવરો—વ્યાકુળ બનાવી દીધો. આ વ્યાકુળતા—કર્મબંધ કરાવે છે. તેથી જ હિતસ્વી ગુરુદેવો આપણને ફરમાવે છે. 'અરએ પયાસુ' **આસક્તિનું જે મૂળ કારણ છે તેને છોડ.**

વૃક્ષના પાંદડા અને ડાળી જેટલાં તોડીશ તેટલાં નૂતન પ્રગટશે. વૃક્ષનું મૂળ લીલુંછમ છે. વૃક્ષના નાશ માટે વૃક્ષના મૂળનો નાશ જરૂરી છે. શોક—દુઃખ—પીડા—વ્યથા દૂર કરવા શોકનું મૂળ, દુઃખનું મૂળ, આસક્તિનું મૂળ તેનો ઉચ્છેદ કરવો જોઈએ. સ્ત્રીના પ્રેમમાંથી પુનઃ સંસારવૃક્ષ નવપલ્લવિત બને છે. એક ક્ષણ માટે તો લાગે હું નંદનવનનો માલિક બની ગયો. નંદનવનની શીતળ છાયામાં વિહરણ કરું છું. પણ ક્ષણમાં રૌદ્રરૂપ પ્રગટ થાય ત્યારે ખબર પડે કે મારો પ્રેમ શીતળતા અર્પે તેવો છે કે ભયાનક જ્વાળાની જેમ જલાવે તેવો છે. આ તો પ્રેમ કે પાશ?

ક્યાંય સ્વતંત્રતા નહિ, શાંતિ નહિ, પ્રેમનો પાશ સુંવાળું બંધન છે. ગળામાં આવે તો પણ માણસ તેની મુલાયમતા જોઈ આનંદ અનુભવે પણ જ્યાં ગાંઠ વળી ગઇ. હજારો—લાખો પ્રયત્ન કરે પણ શું રેશમની ગાંઠ છૂટે? માનવ દ્વેષનો ત્યાગ કરી શકે પણ રાગનો ત્યાગ કરવામાં હાંફી જાય છે... માનવનો શ્વાસ ભરાઈ જાય છે.... ગુંગળામણ થાય છે. પણ આ આકરી કસોટી છે.

શું સ્ત્રી જ બંધન? શું પુરુષને જ સ્ત્રી ત્યાગ કરવાનો? સ્ત્રીને કોઈનોય ત્યાગ કરવાનો નહિ?

શિષ્ય! જડ અને ચૈતન્યની ચર્ચા કરવી ખૂબ સહેલી છે. પણ જડ—ચૈતન્યનું તત્ત્વજ્ઞાન પચાવવું ખૂબ કઠીન છે. શાસ્ત્ર તો કહે — વિજાતીયના પરિચયનો ત્યાગ કર. સ્ત્રીને માટે પુરુષ વિજાતીય. પુરુષને માટે સ્ત્રી વિજાતીય. વિરુદ્ધ

વિજાતીય બે પદાર્થનું આકર્ષણ થાય. આ મૌલિક વાત તો બાળકેય સમજે. કોઇના માટે અમુક બંધન અને કોઈના માટે અમુક મુક્ત વ્યવહાર. આ જૈન શાસનને સંમત નથી. જૈન શાસન તો સર્વનું ઉપકારક-હિતકારક શાસન છે. સૌની ચિંતા કરે. મારે મન કોઈ સ્ત્રી-કોઇ પુરુષ છે. પણ તીર્થંકર પરમાત્માને માટે કોઇ સ્ત્રી નથી-કોઈ પુરુષ નથી. તેમના માટે સમસ્ત વિશ્વ કરુણાનું પાત્ર છે. કરુણા પાત્રના ઝાઝેરાં જતન કરવા એ મહામાનવનો મહાન સદ્‌ગુણ હોય છે.

અઢાર પાપસ્થાનક, તેર કાઠિયા, આઠ મદ અને આઠ કર્મથી માનવના સુખ નષ્ટ થઇ ગયાં છે. આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી હું સુખી, હું દુઃખી આવી બૂમથી વિશ્વને હેરાન કરે છે. તીર્થંકર પરમાત્માને આ આત્માઓની કરુણા જન્મે છે. તેમને પ્રભુ ઉપદેશનું ઔષધ આપે છે. ભાવપુષ્ટિ કરનાર અધ્યાત્મની સમજ આપે છે.

પરમાત્મા સૌને ફરમાવે છે-'વિજાતીયનો ત્યાગ કરો."

વિજાતીયનો ત્યાગ એટલે શું ?

સ્ત્રીઓએ પુરુષોને હટાવવા-દૂર કરવા પ્રયત્ન કરવો. અને પુરુષોએ સ્ત્રીઓને હટાવવા-દૂર કરવા પ્રયત્ન કરવો.

દૃષ્ટિથી દૂર કોઈ પદાર્થને કરી શકાય પણ સૃષ્ટિથી દૂર કેવી રીતે કરી શકાય ? શાસ્ત્રકાર ભગવંત શક્ય અને સંયમમાં સહાયક વાત કરે. વિજાતીયનો ત્યાગ એટલે વિજાતીય પરિચયનો ત્યાગ કર. પરિચય વગર આસક્તિ થાય નહિ. પરિચય-સતત પરિચય જરૂર મનમાં ભાવ પેદા કરે છે. મનમાં રાગની ગ્રંથી બંધાઈ જાય છે. માટે વિજાતીય પરિચયનો ત્યાગ કર.

તારા-મારા અર્થ ખૂબ સીમિત છે. પણ સર્વજ્ઞ પરમાત્માની દૃષ્ટિ અસીમિત અને એમનાં અર્થ પણ અસીમિત.

આપણી વિજાતીયની વ્યાખ્યા એવી છે. સ્ત્રીએ પુરુષનો ત્યાગ કરવો જોઇએ. પુરુષે સ્ત્રીનો ત્યાગ કરવો જોઈએ. પ્રભુ કોઇ એક નિયત આકારમાં જ વિજાતીયતા નિહાળતા નથી. અને ફક્ત એક નિયત આકારના ત્યાગથી વિજાતીયનો ત્યાગ થઈ ગયો એવી ક્ષુલ્લક વાત પણ સ્વીકારતા નથી.

પ્રભુની આર્ષ દૃષ્ટિ ઉપદેશે છે–શિષ્ય ! શું તું આત્મા ? નહિ ! મહાત્મા. મહાન આત્મા.... ચૈતન્યનો ચાહક.... ચૈતન્યનો ઉપાસક અને ચૈતન્યના પૂર્ણ વિકાસ માટેનો તારો અવિરત પ્રયત્ન. તારા માટે કોણ વિજાતીય ? શું એકલો સ્ત્રી વેદનો ઢાંચો વિજાતીય ? શું એકલો પુરુષ વેદનો ઢાંચો વિજાતીય ? ના.... ચૈતન્યના ઉપાસક માટે અજ્ઞાન વિજાતીય.

આત્માના આરાધક માટે પુદ્‌ગલ વિજાતીય....

જીવના આરાધક માટે જડ વિજાતીય...

**સિદ્ધાત્મા બનવા ઝંખતા સાધુને કર્મ માત્ર વિજાતીય... કર્મબંધના હેતુ માત્ર વિજાતીય... આત્માના શુદ્ધ અધ્યવસાય સજાતીય...**

વિજાતીયથી સ્ત્રી–પુરુષ એવો સિમિત અર્થ સ્વીકારીએ તો ૧૫૮ કર્મની પ્રકૃતિના બાહ્ય સ્વરૂપમાંથી એક–બે કે ત્રણ બાહ્ય રૂપનો જ ત્યાગ થાય. વિજાતીયની જમાત તો આપણા આંગણામાં જ અડ્ડો નાંખીને પડી રહી છે. તેઓની રાક્ષસી વિદ્યા જુદી જ છે. રાવણ વિદ્યાથી એક હજાર રૂપ કરી શકાય, પણ વિજાતીયતા પુદ્‌ગલના અનંત–અનંત સ્વરૂપ કરી સાધકને સતાવે છે. આ સતામણીમાં 'સાધક મુંઝાઈ ના જાય.... અટવાઈ ના જાય: એટલા માટે પરમાત્મા ફરમાવે છે., "પુદ્‌ગલ માત્ર વિજાતીય." " આત્મા માત્ર તારા સજાતીય.' આત્માનો પરિચય કર..... વિજાતીય પુદ્‌ગલ પરિચય ત્યાગ.

આત્માની અહેલક જગાવ... પુદ્‌ગલના ફંદમાંથી દૂર

હટ... સ્ત્રીને વિજાતીય માનનાર સ્ત્રીનો ત્યાગ કરે છે પણ શરીરની આસક્તિમાં અટવાય છે.

આ બધા વિજાતીયતાના ભયપ્રદ સ્થાન છે. સમજ્યા વગર ઉતાવળે ત્યાગ કરીશ તો ખાળે ડૂચાં અને દરવાજા મોકળાં થઇ જશે. પુદ્ગલ માત્ર પ્રત્યે આસક્તિનો ત્યાગ એ વિજાતીય ત્યાગ. અને 'અરએ પયાસુ' સૂત્રનો સાચો અર્થ છે–આત્મા માત્ર પ્રત્યે આત્મિક પ્રેમ કરવાથી જ પુદ્ગલની આસક્તિ દૂર થવાની છે. શ્રી આચારાંગસૂત્ર તને અને મને કહે છે–શાશ્વત્ આનંદના પ્રગટીકરણ માટે આત્મ સ્વરૂપનો વિકાસ થવો જોઇએ. પુદ્ગલ સ્વરૂપનો ત્યાગ થવો જોઈએ પણ, જેમ બ્રીજ–પુલ વગર મહાનદીને ઓળંગી શકાતી નથી તેવી જ આપણી દશા છે. તેથી સ્વાધ્યાયનો પુલ બાંધ.

સ્વાધ્યાયના સહારે પુદ્ગલ આસક્તિ દૂર થશે અને આત્મિક આનંદની અનુભૂતિ થશે.

પ્રભુના પ્રભાવે તારું–મારું લક્ષ્ય સિદ્ધ થાય એ જ પ્રભુને પ્રાર્થના.

ગુરુદેવ ! હું શિષ્ય આપનો છું પણ સદ્ગુણનો સદ્બુદ્ધિનો આપનો વારસદાર બન્યો નથી. દુર્ગુણ અને દુર્બુદ્ધિથી દોરાયેલ હું ક્યાંથી શાસ્ત્રના રહસ્યને સમજું ? શબ્દ સાંભળી દોડું અને ઇચ્છિત સિદ્ધિ ના થાય એટલે મારી ભૂલ ના જોઉં પણ, કોઈવાર દુર્બુદ્ધિથી દોરવાઈ મનમાં એમ પણ કહું–માર્ગ સત્ય ન હતો. હવે સમજ્યો માર્ગ સત્ય, પણ હું મુસાફર ખોટો, વિરુદ્ધ દિશામાં દોડયો. કોઇપણ ત્યાગ પાછળ શું લક્ષ્ય હોવું જોઈએ તે આપે સમજાવી મારા ઉપર મહાન ઉપકાર કર્યો.

હવે વિજાતીય પ્રેમનો ત્યાગ કરીશ સજાતીય આત્મ સ્વભાવનો સ્વીકાર કરીશ.

પછી તો મારા જીવનમાં ' અરએ પયાસુ શાસ્ત્ર વચનની હિતશિક્ષા સજીવન બનશે. હું શાશ્વત આનંદનો સમ્રાટ બનીશ.

ગુરુદેવ ! આપે જ મારા જેવા રંક ઉપર દયા કરી રજોહરણના દાન કર્યા હવે ભાવ રત્નત્રયના દાન કરી અને શાશ્વત આનંદની સિદ્ધિ પ્રાપ્ત કરાવો.

આપ મહાન દાતા છો... આપના દાનનો ભૂખ્યો મારાથી અધિક કોણ હશે !

પ્રભુ ! દાન કરો...મને ધન્ય બનાવો,..

**આપ મરજી કરો... મારી અરજી સ્વીકારો...**





# સમયં તત્થુવેહાએ અપ્પાણં વિપ્પસાયએ



બુદ્ધિમાન અને મૂર્ખ સૌની એક ચાહના હોય છે પ્રસન્ન રહેવું. પણ સૌને ચાહના પ્રમાણે યોગ્ય માર્ગ મળતો નથી. અને જ્યાં માર્ગ મળે ત્યાં દોડે. દોડયા પછી એને યોગ્ય કહેવાની જુગજુની આદત માનવના મન પર સવાર થઈ જાય છે. છેવટે એવી પરિસ્થિતિ આવે છે કે માનવી પોતાના મનથી એવો ઘેરાઈ ગયો હોય છે. કંટાળી ગયો હોય છે. પણ, સત્યની રજુઆત કરવાનું સાહસ ચાલ્યું ગયું હોય છે એટલે માનવ જીવનનો રસ ખોઈ બેસે છે અને નિરસ થઈ જાય છે. માનવ જીવન જંગલ સમું બની જાય છે જાણે લાગે આ તો માનવ કે માનવનું ખંડેર....

સાધક ! મહાત્માઓ માનવ જીવનનું મૂલ્યાંકન કરે છે એટલે જ તેના જતનના ઝાઝેરાં ઉપદેશ આપે છે. પ્રભુ આ-ચારાંગ સૂત્રમાં ફરમાવે છે– 'સમયં તત્થુવેહાએ અપ્પાણં વિપ્પસાયએ.' સમયનું પર્યાલોચન કરી આત્માને પ્રસન્ન કરવો જોઈએ. આત્માની પ્રસન્નતા ક્યારે ? સ્વાધીનપણે સહજ બની કર્તવ્ય થાય તો. જ્યાં સાહજિકતા ન રહે ત્યાં સ્વાધી-નતા ન રહે–ત્યાં વેઠ લાગે. જ્યાં વેઠ લાગે ત્યાં કષ્ટ–પીડા અને દુઃખની અનુભૂતિ થાય.

સાધુતા એટલે મસ્ત ફકીરી....જ્યાં મસ્ત ફકીરી ત્યાં પ્રસન્નતા પેદા થાય અને જ્યાં પ્રસન્નતા ત્યાં સાધુતાના દર્શન થાય.

**'સાધુ જીવન એટલે પ્રસન્નતાનો મહાસાગર.'**

જ્યાં અશાંતિ ત્યાં દુઃખ, જ્યાં દુઃખ ત્યાં રાગ–દ્વેષ અને

જ્યાં રાગ–દ્વેષ ત્યાં કર્મબંધ. જ્યાં કર્મબંધ ત્યાં જન્મ–મરણ. આ ચક્રમાં અનાદિથી અવિરત ભ્રમણ કર્યા છે. આ ચક્રના નાશનો ઉપાય પ્રસન્નતા, જ્યાં પ્રસન્નતા ત્યાં સુખ, જ્યાં સુખ ત્યાં શાંતિ, જ્યાં શાંતિ ત્યાં સમભાવ અને જ્યાં સમભાવ ત્યાં રાગ–દ્વેષનો અભાવ અને જ્યાં રાગ–દ્વેષનો અભાવ ત્યાં કર્મબંધનો અભાવ, જ્યાં કર્મબંધનો અભાવ ત્યાં જન્મ–મરણનો અભાવ અને જ્યાં જન્મ–મરણનો નાશ ત્યાં સર્વ પીડાનો નાશ અને સદા શાશ્વત શાંતિનું સામ્રાજ્ય–સિદ્ધાવસ્થાના પ્રગટીકરણ.

સાધક ! સાધુ થયો છે હવે પ્રસન્નતા પ્રાપ્ત કર. પ્રસન્નતા સિદ્ધ થયે સંસારમાં પણ મોક્ષ સુખની અનુભૂતિ.

ગુરુદેવ ! મેં તો આપના ચરણમાં નિવેદન કર્યું છે, અને ફરી પણ એજ નિવેદન કરૂં છું. મને આપ આંગળી ચીંધો. આપ જ્યાં આંગળી ચીંધો ત્યાં પહોંચી જવું. પણ શું મારા ઉપર કૃપા ના કરો! આપ મને પ્રસન્નતાનો રાજમાર્ગ દેખાડો. ગલીખુંચીમાં મને ગમે નહિ અને ફાવે નહિ. ક્યાંક અટવાઈ જાઉં. મને તો મુખ્ય રસ્તો જ બતાવો, કૃપા કરો.

સાધક ! પ્રસન્નતા અપાય નહિ, લેવાય નહિ. પ્રસન્નતા પ્રાપ્ત કરવાની છે મેળવવાની છે.

**'પ્રાપ્તિ પુરુષાર્થને અવલંબે છે–ભાગ્યને નહિ.'**

પુરુષાર્થ કરીશ? ધરખમ પુરુષાર્થ કરવો પડશે.

**"પ્રસન્નતાનો માર્ગ વિચારણા..ચિંતન-મનન."**

ચિંતન–મનન કરવાથી પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

ગુરુદેવ ! સાચું કહું, હું જ્યારે વિચાર કરવા બેસું ત્યારે સૌથી અધિક ન્યાય કોને આપું કહું? પ્રથમ પુરુષ એકવચન, સર્વ સમયે–સર્વત્ર મને લાગે હું એટલે મહાત્મા હું એટલે શુદ્ધાત્મા.... હું એટલે સ્ફટિક જેવો નિર્મળ મારો કોઈ વાંક નહિ, ગુન્હો નહિ હું ગુનેગાર નહિ, હું

દોષ પાત્ર નહિ. દોષ બીજાનો–ભૂલ બીજાની–ગુન્હો બીજાનો ગુન્હેગાર બીજા. આ ગુન્હેગાર ગુંડાઓએ મારી શાંતિનો નાશ કર્યો. મને હેરાન કર્યા. અને આવા વિચારનો એવો વાવંટોળ આવે ક્યારેક તો રૂદન–રીસામણાં–મનામણાં છોડી મારું કે મરું તેવી પરિસ્થિતિ ઉપર પહોંચી જાઉં છું. એટલે જ હું એકાંત અને વિચારથી ગભરાઉં છું, અને આપ ફરસાવો છો વિચારણાથી પ્રસન્નતા આવે. સાચું કહી દઉં છું. ભાઈસા'બ એકાંતમાં અને વિચારણામાં મને મારી જાત નિર્દોષ લાગે છે અને આખી દુનિયા ગુન્હેગાર લાગે છે. એટલે હું ક્યારેક મુઠ્ઠીવાળી હવામાં વીંધું છું. ક્યારેક દાંત કચકચાવી બબડું છું. બોલો, હવે હું શું કરું?

વત્સ! મેં તને વિચારવાનું કહ્યું છે. તો વિચારણાનો માર્ગ દેખાડીશ દવા લેવાની પણ પદ્ધતિ હોય. ઔષધ પણ પદ્ધતિસર ન થાય તો રોગ ન જાય.

**"પ્રતારણા તે વિચારણા નહિ પણ જ્યાં મનની નિસ્બળતા થાય તે વિચારણા કહેવાય."**

મુખદર્શન દર્પણમાં કરાય. રોગદર્શન સ્કીનીંગ–એક્સ-રેમાં થાય તો આત્મદર્શન ક્યાં થાય? તે પણ સમજવું જોઈએ ને!

**'સમભાવ વગર આત્મદર્શન ન થાય.'**

સમતાથી વિચારીએ તો પ્રસન્નતા પ્રાપ્ત થાય. સમતા–સમભાવ જ્યાં આવે ત્યાં 'હું' પદ અહંકાર અને મમકાર વિદાય લઈ લે. અહંકાર જાય–મમકાર જાય એટલે સમભાવનું સામ્રાજ્ય ફેલાય. જ્યાં સમભાવ આવે ત્યાં મારા–તારાનો ભેદ ભૂલાય. મારું–તારું ભૂલાય એટલે એક જ શુભભાવ પેદા થાય. મારા કરતાં આ વિશ્વને સુખની અધિક જરૂર છે. આશ્વાસનની અધિક જરૂર છે. લાગણીની અધિક જરૂર છે.

**સમભાવ આવે ત્યારે સ્વ સુખનું લક્ષ્ય ના રહે.**
**સ્વમાં કેન્દ્રિત થયેલ આત્મા સર્વનો બની જાય.**

સર્વનો બની જાય તો સર્વની ચિંતા કરે. જેને સર્વની ચિંતા કરવાની હોય તેનામાં આનંદ-ખુશી-પ્રસન્નતા હોય. કુટુંબના વડીલ પણ વિચારે છે. કોઈ પણ વસ્તુ સૌને સરખી ના પહોંચાડી શકાય. ક્યારેક ઓછીવત્તી થાય. પણ લાગણી-પ્રેમ તો સૌને સમાન આપી શકાય.

સમભાવી વિશ્વનો પ્રતિનિધિ બને છે. તે સમજે છે કે પદાર્થના વિભાગ ક્યારેય સરખા ન કરી શકાય, પણ શાંતિના દાન સૌને સમાન કરી શકાય. જેને શાંતિના દાન કરવાનાં હોય તેનું મન સ્વસ્થ રહે. હૃદય પ્રસન્નતાથી સભર રહે. સમભાવપૂર્વક વિચારણા કરવાથી આત્માની પ્રસન્નતા પ્રાપ્ત થાય. આ પ્રસન્નતા પ્રાપ્તિનો રાજમાર્ગ છે.

તારે આચારાંગસૂત્રના રહસ્ય પ્રાપ્ત કરવાં છે તો તને હું વિસ્તારથી કેમ ના સમજાવું? ઊંડાણથી કેમ ના સમજાવું. મારા દેહને તો કાલની અસરો થવા લાગી છે. ભાવિ શાસનનો વારસદાર તું પણ છે. શાસનના સત્યોને જીવંત રાખવાની અને જાળવવાની જવાબદારી તારી પણ છે જ.

ભાવિના શાસન રક્ષક ! પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો બીજો પણ એક રમણીય મનોહર માર્ગ છે. 'સમય' નો અર્થ જેમ સમભાવ છે તેમ 'સમય' નો અર્થ આગમ પણ છે. આગમને વિચારીને શાસ્ત્રથી ઉત્પ્રેક્ષા કરી આત્માને પ્રસન્ન રાખવો જોઈએ. સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે સ્થળે સ્થળે હેય-જ્ઞેય-ઉપાદેય તત્ત્વની સમજ. સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે મૈત્રી-પ્રમોદ-કારુણ્ય-માધ્યસ્થ ભાવનો મહાસ્તોત્ર. સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે કર્મ અને પુરુષાર્થનું વિજ્ઞાન.

**સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે ધર્મના મહાપ્ર-**

**ભાવનું અદ્‌ભુત વર્ણન સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે કષાયના ઝેર દૂર કરવાની દિવ્ય આષધી...**

**સર્વજ્ઞ પ્રભુનું આગમ એટલે આત્મ દર્શનની અનોખી ચાવી... પ્રભુનું આગમ એટલે જ્યાં વિચારણાનો દ્રવ્યાનુયોગ, આરાધના કરવામાટે જ્યાં ચરણકરણાનું યોગ, આલંબન લેવા માટે કથાનુયોગ,**

**આપણી ભવ મર્યાદા અને આત્મસુખની મર્યાદા સમજવા માટે ગણિતાનુંયોગ...**

વિશ્વની ગહનતા સમજવા માટે અને ચંચળ મનને સ્થિર કરવા માટે આવા સર્વશ્રેષ્ઠ પ્રભુના આગમને વિચારે તેને પ્રસન્નતા કેમ પ્રાપ્ત ન થાય ?

મારા પ્રિય શિષ્ય ! તું પ્રસન્નતાને ઝંખે છે તેના કરતાં અધિક હું તને પ્રસન્નતા પ્રાપ્ત થાય તેની ચાહના કરું છું.

આગમનું પર્યાલોચન–આગમ ગ્રંથોના અભ્યાસમાં લાગી જા....ભૂલીજા ક્ષણિક આ દુનિયાની માયાને....યાદ રાખી લે, તારા આત્મ સ્વરૂપને. આગમના ચિંતન–મનન વગર આત્મિક પ્રસન્નતા પ્રાપ્ત ન થાય. આગમનો અભ્યાસ પ્રસન્નતાની વશીકરણ વિદ્યા છે. વશીકરણ વિદ્યાથી જે વશ થાય તેને ખેંચાઈને આવવું પડે. તું સિદ્ધ કર....

**પ્રસન્નતા પ્રાપ્ત કરવાની વશીકરણ વિદ્યા- આગમ અભ્યાસ....શાસ્ત્રાભ્યાસ.**

શાસ્ત્રાભ્યાસ તારો ફરિયાદ કરવાનો સ્વભાવ ભૂલાવી દેશે. સૌની ફરીયાદ જાય પછી શું ફરીયાદ આવે ? આત્મા યાદ આવે એટલે આત્મ શુદ્ધિ પ્રગટ થાય ત્યાં સહજ સ્વભાવે પ્રસન્નતા પ્રાપ્ત થાય. સમજ્યો ને ? ન સમજાયું હોય તો ફરી સમજાવું....

સાચું કહું આજે હું આનંદમાં આવી ગયો છું.... મસ્ત બની ગયો છું....આપે મારી ઉપર કેટલો ઉપકાર કર્યો.... પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે પણ શાસ્ત્રાભ્યાસનો મને માર્ગ દેખાડયો. કયારેક મનમાં થતું હતું–ગુરુને ગમે છે માટે ભણો, ગુરુને ખુશ કરવા ભણો. પણ, આજે સમજાયું આપ મને શાસ્ત્ર અધ્યયનનો ઉપદેશ શા માટે આપતા હતા ? આપના માટે નહિ, મને પ્રસન્નતા પ્રાપ્ત થાય માટે.

હું સુખી બનું એજ આપની ચાહના છે. આપનું નિર્વ્યાજવાત્સલ્ય મને જરૂર આગમનો અભ્યાસી બનાવશે. આપના ચરણ સ્પર્શ કરી કહું છું આપના શુભાશિષથી હું જરૂર શાસ્ત્ર પારંગામી બનીશ અને શાસ્ત્રના ચિંતન–મનનથી પ્રસન્નમના મહાત્મા બનીશ. આપે મને શાસનની જવાબદારી સોંપી છે તો હવે હું પણ કૃત નિશ્ચયી બની કર્તવ્યના કઠોર પંથે આગળ વધીશ.......!!!



## ૩૧ "પુરિસા તુમમેવ તુમં મિત્તં, કિં બહિયા મિત્તમિચ્છસિ ?"

માનવને કાન છે તેથી તે કંઈને કંઈ સાંભળવાને ટેવ-ચેલ છે. શ્રવણ સહજ છે. બીજા કાર્ય અંગે વ્યક્તિને પ્રયત્ન કરવો પડે છે ત્યારે શબ્દ તો સહજ કાનમાં જાય છે અને વ્યક્તિ શબ્દ શ્રવણનો લ્હાવો લઈ શકે છે. પણ આ શબ્દ શ્રવણ દ્વારા દુનિયામાં મિત્ર અને શત્રુની લાંબી કતાર ઊભી થઈ જાય છે.

બાળકે દુનિયાના જે દિવસે પ્રથમ દર્શન કર્યાં તે દિવસે તેના હાથની મુઠી બંધ હતી. કંઇક ઇંગિત કરી રહેલ હતું. "મારૂં બધું ગુપ્ત છે. મારામાં બધું છે....જુઓને, મારી મુઠી પણ બંધ છે".... પણ જ્યાં શબ્દ સાંભળવા લાગ્યો ત્યાં મુઠી ખુલી ગઇ. હાલરડામાં ગવાતાં ગીતો સાંભળતાં બાળક સૂઈ જવા લાગ્યું. બસ, ત્યારથી માનવજીવનનો એક સંઘર્ષ શરૂ થઈ ગયો. પ્રિય શ્રવણ–અપ્રિય શ્રવણ....પ્રિય શ્રવણથી આનંદની અનુભૂતિ એટલે નિદ્રા આવવા લાગી. અપ્રિય શ્રવણ જાગવું–રડવું....પ્રિય અને અપ્રિય ભેદ શરૂ થયો. એટલે દુનિયા પણ બે વિભાગમાં વહેંચાઈ ગઈ. દુનિ-યાના નવા મહેમાને શબ્દ શ્રવણથી ભેદ રેખા ઊભી કરી દીધી. મિત્ર અને શત્રુ...

"પ્રિય કહે તે મિત્ર...અપ્રિય કહે તે શત્રુ"..નવજાત શિશુને કોઈ મિત્ર, કોઈ શત્રુ ન હતો. માત્ર વિશ્વ દર્શન હતું. વિશ્વ સ્પર્શન હતું....શબ્દોનું શ્રવણ હતું. પણ, સહજ વિશ્વના પદાર્થનું મનનીય મને પૃથકકરણ કર્યું અને શબ્દને બે

ભાગમાં વહેંચી નાંખ્યા-"પ્રિય શબ્દ અને અપ્રિય શબ્દ."

પ્રિય શબ્દ બોલનાર મિત્ર બની ગયા....અપ્રિય શબ્દ બોલનાર શત્રુ બની ગયા....ફક્ત આંખ દ્વારા વિશ્વનું દર્શન કરનાર બાળકની દ્રષ્ટિ બદલાઈ. સૃષ્ટિ અનોખી દેખાઈ.... મિત્ર અને શત્રુ....જ્યાં મિત્ર મલ્યો, ત્યાં માનવ દોડી ગયો. જ્યાં શત્રુ સામે આવ્યો ત્યાંથી માનવ ભાગવા લાગ્યો. પણ મુશ્કેલી એ થઈ વિશ્વમાં ક્યાંય તેને શાંતિ મળી નહિ....સોહામણા શબ્દ બોલનાર મિત્રો છેતરવા લાગ્યા. શબ્દ સોહામણા રહયા. કાર્ય બિહામણાં રહયાં. હવે માનવને થાય છે કેવી રીતે એકલા જીવાય ? મિત્ર વગરનું જીવન ન ચાલે...મિત્ર તો જોઇએ. જન્મ વખતે સંબંધ વગરનો હતો પણ, પાંચ-પચીશ વર્ષમાં સંબંધની વિવિધ શ્રૃંખલાથી વીંટાયેલ માનવ પોકાર કરીને કહે છે સંબંધ વગર જીવાય કેમ ? તેમાં પણ બધા સંબંધ હોય કે ન હોય. પણ મિત્ર વગર કેમ ચાલે ? પ્રિય અને અપ્રિય શ્રવણમાંથી મિત્ર નામના સંબંધની માનવને ભેટ મળી પણ પછી તો માનવનો મિત્ર સંબંધ જીવન માટે જરૂરી થઈ ગયો. વિશ્વએ પણ તે માન્ય કર્યું...મિત્ર જોઇએ...અને તીર્થંકરોએ પણ મૈત્રીનો પવિત્ર માર્ગ અપનાવ્યો. આમ મિત્રના સંબંધને તીર્થંકરની મહોર લાગી. વિશ્વ સાથે મૈત્રી રાખી તો તીર્થંકર બન્યા. વિશ્વમૈત્રી તીર્થંકર બનવામાં સહાયક બની તો વ્યક્તિની મિત્રતા વ્યક્તિના વિકાસ માટે સહાયક ખરી કે નહિ ? સહાયક શક્તિ ન હોય તો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. આમ, માનવમન ઘડાઇ ગયું અને મિત્ર સંબંધ અનિવાર્ય બની ગયો. મિત્ર સંબંધને વ્યવહાર શાસ્ત્રે પણ માન્ય રાખ્યો અને ધર્મ શાસ્ત્ર એ પણ માન્ય રાખ્યો. કારણ, મિત્ર મિત્રની પ્રગતિમાં પ્રેરક-પ્રોત્સાહક અને સંવર્ધક બની

ગયો. આર્દ્રકુમારને અભયકુમારની મિત્રતાએ સિદ્ધ કર્યું.

સુયોગ્ય મિત્ર મિત્રના આત્મ કલ્યાણમાં સહાયક બને છે. તેથી જીવનમાં મિત્ર સંબંધને સૌએ અનિવાર્ય સ્વીકાર્યો. આધ્યાત્મિક વ્યક્તિઓએ પણ મિત્રભાવ સ્વીકાર્યો પણ કંઈક અલગ રીતે...એજ વાત શ્રી આચારાંગ સૂત્રના ૧૧૮મા સૂત્રમાં ફરમાવે છે...

**"પુરિસા ! તુમમેવ તુમં મિત્તં, કિં બહિયા મિત્તમિચ્છસિ ?"**

મહાનુભાવ ! તું જ મારો મિત્ર છે તો મિત્રનું અન્વેષણ જગતમાં શા માટે કરે છે ? શ્રી આચારાંગ સૂત્રનો "પુરિસા" શબ્દ કોઈ સ્ત્રી જાતિ કે પુરુષ જાતિને ઉદ્દેશીને વપરાયેલ નથી. પણ અહીં 'પુરિસા' શબ્દનો અર્થ છે "સુયોગ્ય આત્મા"– "હિત શિક્ષાને યોગ્ય મહાત્મા."

'પુરિસા' શબ્દથી પુરુષ આકૃતિ ગ્રહણ કરવાની નથી તો પુરુષવેદ ક્યાંથી ગ્રહણ થાય ?

પુરિસા શબ્દ વ્યક્તિમાં રહેલી યોગ્યતાનો દ્યોતક છે. એટલે અર્થ થાય કે મહાનુભાવ ! તું જ મારો મિત્ર, પછી તું મિત્રની શા માટે ઝંખના કરે છે ? તારે મિત્ર શોધવા બહાર ન જવું જોઈએ. આ આચારાંગ સૂત્રની હિતશિક્ષા છે.

સંબંધની માયાજાળમાં ગૂંચવાયેલ માનવ એકતત્વ ભાવનાનું વિસ્મરણ કરી દે છે અને સંબંધ ભંગ થતાં દીન–હીન બની જાય છે. અસંયોગી અસંગી આત્મા સંયોગ અને સબંધમાં ભૂલો પડી દુઃખની પરંપરા સર્જે છે અને નિજાનંદી આત્મા દુઃખની ઊંડી ખાડીમાં ધકેલાઈ જાય છે એટલે જ શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે કે "શા માટે તું મિત્રનું બહાર સંશોધન કરે છે ?" વાક્યમાં રહેલો "કિં" શબ્દ વાક્યની કોઈ અનેરી ભવ્યતા વ્યક્ત કરે છે. આ વાક્ય

તને ફક્ત શિખામણ આપતું નથી...આજ્ઞા કરતું નથી. પણ માનવ જે કરે છે તે અંગે ઊંડાણથી કંઈક પૂછે છે–"તું શું ઈચ્છે છે?" "તું શુ સંશોધન કરે છે? મિત્ર..? મિત્ર જગતમાં મળે?"

જગત મિત્રની ભેટ ના આપે, પણ સંબંધનો ગુંચવાડો ઊભો કરી દીનતાની ભેટ આપે.

**"દીનતા ત્યાં સુખના દર્શન પણ દુર્લભ!"**

મિત્ર માટે જગતની ચાહનામાં ગોટાળો થઈ જાય. ક્યારેક તું જ ભૂલો પડી જાય છે. મિત્ર એટલે "પ્રિય બોલનાર–પ્રિય કરનાર"–આ અર્થ તારો ખોટો છે, ભૂલ ભરેલ છે.

મિત્ર એટલે ઉપકારી–હિતકારી–સન્માર્ગ દર્શક–ગુણમાં અભિવૃદ્ધિ કરાવનાર–પ્રગતિ પંથમાં સહાયક,..પણ ઉપકાર–હિત–સન્માર્ગ પ્રાપ્તિ–ગુણની વૃદ્ધિ–પ્રગતિ પંથ કોઈ કોઇને આપી શકે? જો, તેમ થતું જ હોય તો તીર્થંકર વિશ્વના મિત્ર હતા. વિશ્વના પ્રાણી માત્રનો ઉદ્ધાર કરી દેત. તારે મિત્રની શોધ કરવા જવી ના પડત. વિશ્વના કોઈ મિત્ર તારૂં આત્મકલ્યાણ ન કરી શકે. જો તું તારો મિત્ર ના બને તો?

આપણને તીર્થંકર જેવા વિશ્વમિત્ર મળ્યા, પણ આપણું કેમ મંગલ ના થયું? આપણે આપણા મિત્ર ના બન્યા. તેથી.

**"સદ્‌ અનુષ્ઠાન એ જ સાચો મિત્ર છે"**

સમ્યગ્‌ અનુષ્ઠાન વગર વિશ્વના કોઇપણ જીવનું કલ્યાણ ક્યારેય ના થાય. સદ્‌ અનુષ્ઠાન–સમ્યગ્‌ આચરણ–સદાચરણ એ જ મિત્ર.

સારી શિખામણ કોઇ આપી શકે. પણ સદ્‌અનુષ્ઠાન કોઈ કરાવી શકે? સદ્‌અનુષ્ઠાન વ્યક્તિને પોતાના આત્માનો શુભ પરિણામ જ કરાવી શકે.

## "શુભ પરિણામથી સદ્ પ્રવૃત્તિ"

સદ્ પ્રવૃત્તિ દ્વારા આશ્રવ–નિરોધ અને સંવરભાવનું પ્રગટીકરણ છેવટે સદ્પ્રવૃત્તિ જ સર્વ પ્રવૃત્તિના ત્યાગરૂપ સર્વ સંવરભાવમાં સહાયક બને. સદ્પ્રવૃત્તિ વગર આત્માની પ્રગતિ નહિ, આત્માનું કલ્યાણ નહિ...એટલે જ શ્રી આચા-રાંગ સૂત્ર કહે છે–"તુમમેવ તુમં મિત્તં ". તું જ તારો મિત્ર આ વાકયમાં "એવં" શબ્દ ખૂબ ચિંતન માંગે છે...ઉપદેશ દાન તો કોઇ પણ કરશે. પણ સમ્યક્ ક્રિયા તો તારે જ કરવી પડશે અનંત અસદ્ અનુષ્ઠાનના પાપ એક શુદ્ધ અનુષ્ઠાન દ્વારા છિન્ન–ભિન્ન નષ્ટભ્રષ્ટ થઈ જશે.

જ્યારે તારા હૈયામાં ક્ષાયિક ભાવના શુભ પરિણામ પેદા થશે ત્યારે ક્ષણમાં ઘનઘાતિ ચારે–ચારે ય કર્મ નષ્ટ થઈ જશે. કેવળજ્ઞાન અને કેવળ દર્શનનો સહજ આત્મ પરિણામ પ્રગટ થશે. તું બહાર મિત્રતા ઇચ્છે છે. બહારનો મિત્ર બહારની સગવડ સાધનામાં સહાયતા કરે. અંતરનો મિત્ર અંતરની સહાયતા કરે.

મારા પ્રિય શિષ્ય ! તું તારા આત્માને જ મિત્ર બનાવ. આત્માને જ કેળવ... તારો આત્મા જ શુદ્ધ બને તો તારો મિત્ર બની શકે છે. બીજા તો મિત્રાભાસ છે. જગતમાં મિત્રનું સંશોધન એ તો મોહનું નાટક છે. આત્માને પરિભ્રમણમાં પ્રેરિત કરવાની દુષ્કળા છે.

હું પણ તારો મિત્ર નહિ. મિત્ર તારો શુભ પરિણામ શુભ પરિણામ તારો ઉપકાર કરી શકે. બસ, આત્માને મિત્ર બનાવી સર્વ શત્રુઓનો ત્યાગ કર. એ જ હિતશિક્ષા.

ગુરુદેવ ! આપની હિતશિક્ષાથી પ્રેરિત બની શુભ પરિ-ણામને મિત્ર બનાવું.... પણ... આપની કૃપા વગર શુભ પરિણામની વૃદ્ધિ થાય! બસ, કૃપા રાખજો.... આપની કૃપાના સહારે શુભ પરિણામને મિત્ર બનાવી શત્રુ સમા સમસ્ત કર્મ અને શત્રુ સમા શરીરનો ત્યાગ કરી અસંગી —અયોગી બનીશ...

ભાવ મારો.... પ્રભાવ તમારો....

ઉદ્ધાર થાવ મારો...

સમુદ્ધાર થાવ સમસ્ત વિશ્વનો....

એ જ વિનંતિ...





# "સહિયો દુઃખમત્તાએ પુટ્ટેના ઝંઝાએ"

કેટલીક વ્યક્તિઓ અગ્નિ વચ્ચે ચાલે છે, પણ અગ્નિ એને બાળતો નથી, દઝાડતો નથી, પણ પાણી ઉપર ચાલતી હોય તેમ લ્હેરથી ચાલે છે, ત્યારે પ્રશ્ન થાય આ વ્યક્તિ પાસે એવી કઇ સિદ્ધિ છે? કઇ શક્તિ છે કે જે તેને બાળતી નથી દઝાડતી નથી.

વ્યક્તિ પાસે ફાયરપ્રુફ સાધનો હોય તો અગ્નિ વચ્ચે પણ આનંદથી રહી શકે, પણ [વિશ્વના સમસ્ત માનવો વ્યાકુળતાથી એવા ઘેરાયેલા રહે છે કે એક ક્ષણ માટે તેને ચેન પડતું નથી] વ્યાકુળતાથી વિહ્વલ બનેલ માણસ વિશ્વમાં સર્વત્ર ફરે છે, સર્વ વસ્તુનો ઉપયોગ કરે છે. છતાંય જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં દુઃખથી દાઝે છે. સ્વપ્નમાં પણ સુખ તેને મળતું નથી, જેમ જેમ દુઃખ મળે છે તેમ તેમ તેની દુઃખ દૂર કરવાની ઘેલછા ભયંકર તીવ્ર બની જાય છે, અને ડુબતો માણસ જેમ તરણાનો સહારો લે તેમ તે સુખ શબ્દ સાંભળે છે, ત્યાં દોડે છે, ભાગે છે. જે મળે તેને સ્વીકારે છે, પણ વિચિત્રતા એ સર્જાય છે, કે તેની પાસે પદાર્થ આવતાં સુખ નામનું તત્વ દૂર થઈ જાય છે, અને દુઃખનું પ્રગટીકરણ થાય છે. દુઃખથી દાઝેલ દુઃખની ભૂતાવળમાં ફસાયેલ વ્યકિતની શાંતિ તો દૂર ભાગે છે, પણ હવે તેનો સ્વભાવ વિચિત્રતાની માઝા મૂકે છે, ખુદ દુઃખી થાય છે, અને સૌને દુઃખી કરે છે. સુખ અને શાંતિના વારસા સમો માનવ વ્યાકુળતાથી વિહ્વળ બની વિશ્વને પણ દુઃખની લ્હાણી કરે છે.

**" શું માનવ જીવનનું આનાથી અધિક અવ-મૂલ્યાંકન હોય ? "**

આ વ્યાકૂળતા બાળકમાં જ હોય તેવું નહિ, વૃદ્ધમાં પણ હોય, સાધુમાં પણ હોય, અને ગૃહસ્થમાં પણ હોય. શ્રી આચારાંગ સૂત્ર એક આત્મિક ઔષધિનું દિવ્ય વન છે, સાધક ! શ્રી આચારંગ સૂત્ર તને એક દિવ્ય ગુટિકા આપે છે. દુઃખ માત્રનું બીજ વ્યાકુળતા. વ્યામોહ ઝંખના, અભિલાષા જ તારામાં પેદા ન થવા દે તો ! વ્યાકૂળતા રહે તો દુઃખ રહે, પણ વ્યાકૂળતા નષ્ટ થાય તો દુઃખ બીજ નષ્ટ થાય જ.

શ્રી આચારાંગ સૂત્રની આ દિવ્ય ઔષધિ સાધક તારી પાસે રાખી લે...ના...તારે પલ્લે બાંધી લે....ના....પલ્લે બાંધવાથી પણ છૂટી જાય... આ ઘડીએ આ પળે જ તું તે દિવ્યગોળી ગ્રહણ કરી લે... દુઃખ રફૂચક્કર થઈ જશે. એ ઔષધ છે. **"સહિઓ દુક્ખમત્તાએ પુટ્ઠોનોઃ ઝંઝાએ"**

આ ઔષધિનો પ્રભાવ છે. દુઃખની માત્રા રહેતી જ નથી. નિર્વિષ સાપ કરડે તો પણ શું થાય ? દુઃખ આપે તો પણ શું ? દુઃખની નાશક શકિત હણાઈ ગઈ. દુઃખને પણ હવે કહેવું પડે છે, ભાઈસા'બ મારૂં નામ બદલો હવે મને જુદા નામથી બોલાવો.

ગુરુદેવ ! શું હું આપનો નાનકડો શિષ્ય નથી ? મારી હિતચિંતા તમે નહિ કરો તો કોણ કરશે. મારા ઉપર દયા કરો... કરૂણા કરો... અનુગ્રહ કરો. મને પણ વ્યાકૂળતાથી દૂર કરવાની ઓષધિ આપો. નાનકડો હું દુનિયામાં દોડી જઇશ. ઘરે ઘરે જઈને કહીશ મારા ગુરુ પાસે એક ઔષધિ છે " જાઓ તમે લઈ આવો અને મારા જેવા મસ્ત ફકીર બની જાઓ "

વત્સ...! આ ઔષધિ એ તો શ્રી આચારાંગ સૂત્રની દેન છે. મારી નહિ, "**સહિઓ દુક્ખમત્તાએ પુટ્ઠોનો ઝંઝાએ.**"

શ્રી આચારાંગ સૂત્ર કહે છે. દિવ્ય ઔષધિ લો પછી દુનિયાના સમસ્ત દુઃખને આહ્વાહન કરો, આવી જાવ મેદાનમાં તમે અને હું, હવે ખાંડાના ખેલ ખેલી લઈએ. પણ આ ઔષધિમાં એવું વશીકરણ છે, શત્રુ મિત્ર બની જાય છે, શત્રુતા રહે નહિ તો યુદ્ધ કેમ થાય? અંતે યુદ્ધના મેદાનમાં સુલેહની શ્વેત ધ્વજા લ્હેરાયમાન થાય છે. એ ઔષધિ તને કહી દઉં! તું કહી દઈશ આપી દો... લે સ્વીકારી લે... હિતની ગોળી... મંગળની ગોળી... હિતની ગોળી છે. "જ્ઞાન"

**"જ્ઞાન આવે તો દુનિયાના દુઃખોની તાકાત નથી. તને સ્પર્શી શકે. જ્ઞાન સમસ્ત દુઃખોને સુખમાં ફેરવી નાંખે છે."**

જુવોને પરમાત્મા મહાવીર પાસે પેલા ગોવાળિયા આવ્યા. શિષ્ય બનીને પેલો ગોશાળો આવ્યો. ચંડકૌશિક સર્પ આવ્યો. અને સ્વર્ગમાંથી દોડીને કટપુતના વ્યંતરી આવી, બધા આવ્યા અને સંગમદેવ પણ આવ્યો. સંગમદેવે વિચાર્યું દુષ્ટોની જમાત વીર વર્ધમાન ઉપર ત્રાટકી અને હું કેમ બાકી? હું તો શૂરવીર... બધા મહાવીરની શરણાગતિ સ્વીકારી લે. હું એકલો લઢીશ... સંગમે પણ પ્રભુ સાથે છ મહિના લડાઈ ચલાવી. પણ પરમાત્માએ સમસ્ત દુઃખ પાત્રોને કર્મ નાશના નિમિત્ત બનાવી દીધાં. પ્રભુએ કહ્યું, કોણે કહ્યું તમે દુઃખ છો? પણ ખરેખર તમે જેમ નજીક આવો છો તેમ મારૂં કેવલજ્ઞાન નજીક આવે છે. મારામાં વ્યાકુળતા

પેદા થતી નથી. વિહ્વળતા પેદા થતી નથી. મને ભય લાગતો જ નથી. પણ હું નિર્ભય બનતો જઉં છું. મારૂં મન મેરૂ જેવું નિષ્પ્રકંપ બને છે. મને ધ્યાનમાં કોઈ વિઘ્ન કરી શકતું નથી. કારણ મારી પાસે વિશ્વના હિતની ભાવના છે. વિશ્વનું હિત થાય તેવું જ્ઞાન છે. એટલે વ્યાકૂળતાને ભાગવું પડે છે. જ્યાં વ્યાકૂળતા–વિહ્વળતા દૂર થાય એટલે દુઃખ પણ સુખ બની જાય છે.

'સાધક! તારી સાધનાની અવસ્થા એટલે પ્રશ્ન ઓછા કરવાના અને આવશ્યક કર્તવ્ય અધિક કરવાના પ્રશ્ન કરનાર તર્ક વિતર્કમાં અટવાઈ જાય અને કર્તવ્ય કરનાર સાધનાના માર્ગે આગળ વધી સિદ્ધિનો સ્વામી બની જાય."

જ્ઞાન આરાધનાની ધુણી ધખાવીને બેસી જા. એક ક્ષણ.... એક પળ પણ જ્ઞાનાર્જન વગરની જાય નહિ. જ્ઞાન મેળવતા સતત પ્રયત્નશીલ બન. કલાક ભણ્યો. પાંચ ગાથા કરી. હજાર સ્વાધ્યાય કર્યા. આવી નમાલી વાત ના કર. કેવલજ્ઞાન ન મળે ત્યાં સુધી જ્ઞાનાર્જન માટે સુખ છોડવા પડે તો છોડ, નિદ્રાનો ત્યાગ કરવો પડે તો કર પણ જ્ઞાનપ્રાપ્તિનો ભવ્ય પુરુષાર્થ— પ્રારંભ કરી દે. જ્ઞાનની તાકાત છે. વિકલ્પ વ્યાકૂલતા પેદા નહિ થવા દે. કોઈના સુખ માટે પ્રયત્ન કરીએ પણ ખરા અને ન પણ કરીએ. પણ ખુદના સુખ માટે પ્રયત્ન ન કરીએ તે બને ખરું?

## જ્ઞાન પ્રાપ્તિ એ નિજના સુખની સાધના છે.

તું એમ ના સમજતો એકાદ ગ્રંથ ભણી લીધો એટલે જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું. વ્યાખ્યાન સભા તાળીના ગડગડાટથી ગાજી ઉઠી એટલા માત્રથી જ્ઞાની ન બની જવાય.

"તારા હૈયામાં સમતા શાંતિ આપે તો જ્ઞાન, નહિતર મનોરંજનની કળા."

નટ પ્રેક્ષકગણને આકર્ષણ કરવા હસે પણ તેના હૈયામાં તો રૂદનનું સંગીત હોય તેમ.

જે જ્ઞાન તને આત્માના દર્શન ન કરાવે, તને પરમાત્માના દર્શન ન કરાવે તે જ્ઞાન નહિ, જ્ઞાનના સ્વરૂપે અજ્ઞાન તારામાં પ્રવેશ કરી ગયું.

જ્ઞાનની તાકાત છે. દુઃખના ડુંગરો આવે તો પણ વ્યાકૂળ ન થાય, વિહ્વળ ન થાય.

સાધક! તારે સમ્યક્જ્ઞાનની આરાધના કરવાની છે. શાસ્ત્રજ્ઞાનની ઉપાસના કરવાની છે. તું એવું જ્ઞાન મેળવ જે જ્ઞાન તારામાં ઝંઝા પેદા કરે નહિ. ઝંઝા એટલે વ્યાકુળતા–વિહવળતા, વ્યાકુળતા ઈષ્ટ પ્રાપ્તિ માટે પણ હોય છે. અને અનિષ્ટ નિવારણ માટે હોય છે. જેમ સજ્જન આવે એટલે દુર્જનને વિદાય લેવી પડે. તેમ જ્ઞાન પ્રાપ્ત થશે એટલે વ્યાકુળતાના ઉઠમણાં થઈ જશે. દુઃખ તારા પણ આક્રમણ કરે પણ તે કર્મબંધનું કારણ નહિ, કર્મ–નિર્જરાનું સાધન બની જશે.

સાધક! આજથી કમ્મર કસીને બેસી જા. જ્ઞાન પ્રાપ્તિ માટે સર્વદા–સર્વથા પુરુષાર્થ કર. કેવલજ્ઞાન નહિ મળે ત્યાં સુધી પ્રસન્નરત રહેજે. મારા શિષ્યમાં વ્યાકુળતા–વિહ્વળતા જોઈ શકું તેવો હું નિષ્ઠુર ગુરુ નથી. સમજ્યોને!

ગુરુદેવ! આપ તો કમળ કરતાં પણ કોમળ છો. વાત્સલ્યના સ્વયંભૂરમણ સમુદ્ર! આપના અપાર વાત્સલ્યને પ્રાપ્ત કરેલ છે, છતાં ક્યારેક સાધના માર્ગથી દૂર થઈ જાઉ છું. પણ આપે જે હિતોપદેશ આપ્યો. "જ્ઞાન પ્રાપ્ત કર.

વિહ્વલતા દૂર થઇ જશે." આ મહામંત્રને સિદ્ધ કરીશ. આત્મસાત્ કરીશ. આજે આપના ચરણકમલમાં વંદના કરી એક જ વિનંતિ કરૂં છું. મને હિતશિક્ષા આપ્યા જ કરો.

આપની હિતશિક્ષામાં તાકાત છે કંકરને શંકર બનાવવાની. હું તો આપનો અદનો સેવક. આપના આદર્શને કેમ સજીવન ના કરૂં ?" આપનો આદર્શ સજીવન કરીશ ! અનેક વ્યક્તિને આપના આદર્શના રંગે રંગીશ....બસ વિનંતિ સ્વીકારો.



## ૩૩ "સવ્વઓ પમત્તસ્સ ભયં – સવ્વઓ અપમત્તસ્સ નત્થિ ભયં"

સજ્જન સર્વત્ર સર્વ પાસે જઈ શકે છે, સ્નેહ સંબંધ બાંધી શકે છે. દુર્જન ક્યાંય ક્યારેય કોઈને મળી શકતો નથી.... અને કદાચ મળે છે. તો પણ ઝઘડાં જ કરે છે. આ કારણે સજ્જનની દુનિયા વિશાળ બને છે. તે સૌનો સત્કાર કરે છે. સૌ તેનો સત્કાર કરે છે. દુર્જન કોઈનો સત્કાર કરતો નથી. દુર્જનને કોઈ સત્કારતું નથી. વિશાળ દુનિયા તેના માટે સાંકળી ગલી બની જાય છે. છેવટે દુર્જન અશાંત બને છે. અશાંતતા ઉદ્‌વિગ્ન બનાવે છે. ઉદ્‌વિગ્નતા–શોકાકુળતા સુખનાં વાતાવરણને પણ દુઃખમય બનાવી દે છે. દુઃખી પોતે આર્ત–રૌદ્ર ધ્યાન અને ભયંકર કર્મબંધ કરે ત્યારે સજ્જનને શાંતિ મળે છે. શાંતિ તેને ચિત્તની સ્થિરતા આપે છે. ચિત્તની સ્થિરતા શુકલ ધ્યાન તરફ લઇ જાય છે. આમ, સજ્જન નિર્ભય બને છે. આજ વાત શ્રી આચારાંગ સૂત્રમા ગણધર ભગવંત કહે છે—**"સવ્વઓ પમત્તસ્સ ભયં, સવ્વઓ અપમત્તસ્સ નત્થિ ભયં."**

સર્વત્ર–સર્વથી સર્વનો પ્રમાદીને ભય છે. સર્વત્ર સર્વથી સર્વને વિષે અપ્રમાદિ નિર્ભય છે....

સુશિષ્ય ! પ્રમાદ એટલે સૂવું, અપ્રમાદ એટલે જાગવું. એવો અર્થ કરીશ તો નિંદ–નિદ્રા દર્શનવરણીય કર્મના ઉદયે નિંદ્રાનો અભાવ તે જાગરણ. આ જાગરણ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમના કારણે. પણ શ્રી આચારાંગ સૂત્રમાં નિદ્રાને જ પ્રમાદ કહ્યો નથી....

પ્ર(માદ)–મદ્યતે, માદ્યતે–ગાંડા થવું, પાગલ થવું મુંઝાવું....
પ્રમાદ– અત્યંત ગાંડા થવું, પાગલ થવું, ભયંકર મુંઝાવું....

એટલે દેખાવ ડાહ્યાનો પણ હકીકતમાં પાગલ.... જેનો દેખાવ ડાહ્યાનો હોય અને વર્તન પાગલ જેવું હોય તેના ગાંડાપણનું નિદાન કરવામાં ડો. પણ ભૂલ ખાય. પણ, પ્રભુ શાસનના સર્વજ્ઞ આત્માઓ–કેવલજ્ઞાની–વીતરાગી પાગલના નિદાન તુરત કરે છે.

"વર્તન સારૂં હોય પણ મન જેનું ગાંડું હોય–અવ્ય-સ્થિતિ હોય તે પાગલ."

**"મોહનીય કર્મ જેનું જોરદાર હોય તે પાગલ"**
શાસ્ત્રીય પરિભાષામાં તેને પ્રમાદી કહે છે. વર્તન કદાચ વિપરીત હોય પણ મન જેનું સ્વસ્થ હોય, મન વ્યવસ્થિત હોય તે ડાહ્યો.... શાસ્ત્રીય પરિભાષામાં તેને અપ્રમાદી કહે છે.

પ્રમાદીને બધાંથી ભય લાગે, પ્રમાદીથી બધાંને ભય... પાગલ જ્યાં જાય ત્યાં તોફાન કરે એટલે સૌને પણ ભયંકર ત્રાસ.... પાગલ જે ખાય, જે પીએ, જે કરે તેનાથી તેનું પાગલપણું તોફાન જ વધે, પાગલને જે સાચવે તેને જ તે મારે. કદાચ મગજનો પાગલ હેરાન ન પણ થાય અને હેરાન ન પણ કરે, પણ મોહનીય કર્મનો પાગલ જ્યાં જાય ત્યાં ભયંકર કર્મબંધના તોફાન કરીને જ રહે. તેથી પ્રમાદીને સર્વથી ભય, પ્રમાદીનો સર્વને ભય....

**"અપ્રમાદી સદા નિર્ભય..અપ્રમાદીથી સૌ નિર્ભય.."**

ગુરુદેવ ! આપ, આ બધું મને કેમ સમજાવો છો ? ભાઈસા'બ ! દિવસે જરા પણ સૂતો નથી. આખો દિવસ પુસ્તક લઇને બેસી રહુ છું. અપ્રમાદી નહિ ? આપ મને અપ્રમાદી નહિ કહો ત્યાં સુધી મને શાંતિ મળવાની નથી. જલ્દી કહોને...

અપ્રમત્તભાવના ચાહક મારા શિષ્ય !

મારાથી તને પ્રમાદી કહેવાય ? તું પ્રાતઃકાળમાં ઊઠીને આવશ્યક ક્રિયા કરે, પડિલેહણ કરે, અધ્યયન-અધ્યાપન કરે સ્વાધ્યાય કરે, સ્વાધ્યાય કરાવે, સેવા-સુશ્રૂષા કરે, શાશન પ્રભાવના કરે, લોચ કરે, વિહાર કરે-આવા સુસાધુને હું પ્રમાદી કહું તો મારી ગુરુતા ન લાજે ? તું પ્રમાદી હોઇ શકે ?...ના ના... એક દિવસ તો મહા અપ્રમત આત્મા બની સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કરનાર મારા શિષ્યને મારાથી તો પ્રમાદી કહેવાય કેમ ?

ગુરુદેવ ! આપ શું ફરમાવો છો ? આપ બોલો છો તો સારૂં પણ આપની આંખો મને કંઇક જુદું કહી રહી છે.... શું આપ મારા પર કટાક્ષ કરો છો ? શું મારી મજાક કરો છો ? શું મારા ગુરુના હૃદયને પણ ન જાણું ?

વત્સ :- તું મારા વચનને સમજે તેના કરતાંય અભિપ્રાયને સમજવાની અધિક કોશિશ કરે. ગુરુના અભિપ્રાય સમજનાર અને તે પ્રમાણે વર્તન કરનાર-સુશિષ્યથી પ્રભુનું શાસન ધન્ય બનવાનું છે. એકવીસ હજાર વર્ષ સુધી પ્રભુનું શાસન ચાલશે તે પણ સુયોગ્ય આત્માઓથી જને ? જો ને મારું આ શરીર એક દિવસ વિદાય લેશે. પછી શાસનનું સુકાન તારે જ સાંભળવાનું છે ને ? મારૂં શરીર નષ્ટ થશે, પણ મારા શુભ મનોરથના બીજ તો તારા જેવા સુશિષ્યમાં વાવ્યા છે. એટલે એક દિવસ નવપલ્લવિત થવાનાં જ છે. તું ભાવિના શાસન પરંપરાનો વાહક તું યોગ્ય ન હોય એ કેમ બને ?

ગુરુદેવ આમ, મને ફોસલાવો નહિ. આપની કૃપા મને યોગ્ય બનાવે. આજે આપ મને કંઇક સમજાવવા માંગો છો, શું મારી યોગ્યતાનો અભાવ લાગે છે. ગુરુદેવ આપના ચરણ -સ્પર્શ કરી કહું છું આપની હિતશિક્ષા મને યોગ્ય બનાવશે.

કડવી–કઠોર પણ મારી હિતકારી હિતશિક્ષા અવશ્ય ફરમાવો.. મોક્ષાભિલાષુક ! આપણે સૌએ આરાધના કરી જગતના પ્રમાણ પત્ર મેળવવાનાં નથી. આપણે તો આપણા આત્માથી પ્રમાણ પત્ર મેળવવાનાં છે. પરમાત્માથી પ્રમાણપત્ર મેળવવાનાં છે. શાસ્ત્રથી સહી કરાવવી છે. મારી આરાધના સુંદર છે.

જગત જુએ બાહ્ય વ્યવહાર... બાહ્ય વ્યવહાર સારો જુએ એટલે તેના પ્રમાણપત્ર મળી જાય. પણ અંતરજ્ઞાની તો બાહ્ય વ્યવહાર સાથે આત્મિક શુદ્ધિ પણ જુએ. સામાન્ય વ્યક્તિ કોઈ જાડા માણસને જોઈ કહી દે કેવું અલમસ્ત શરીર છે. પણ ડૉ. જાડા માણસને જુએ અને તેની આંખની નીચેનો ભાગ, નખ અને જીભ તપાસે, પછી જ નિરોગી કહે અને પછી જ હસે... મજાનું છે તમારૂં શરીર. તેમ આત્મિકજ્ઞાની પણ અંતરના શુભ પરિણામ સાથે બહારનો વ્યવહાર શુદ્ધ જુએ તો આનંદ માને... કારણ, અંતરમાં શુભ પરિણામ હોય તો હજારો ભદ્રિક – સરળ પરિણામી ધર્મ પામે તેવો શુદ્ધ વ્યવહાર કેમ ન રાખે ?

થોડી પણ મહત્વની વાત યાદ રાખ....જેનું અંતર શુદ્ધ અને બાહ્ય વ્યવહાર શુદ્ધ હોય તે આત્મા અનેક ભવ્ય જીવનું આલંબન બની શકે. અનેક આત્માઓનો તારક–ઉદ્ધારક બની શકે અને ખુદના આત્માનું પણ કલ્યાણ કરી શકે...

જેનું અંતર શુદ્ધ હોય અને બાહ્ય વ્યવહાર શુદ્ધ ન હોય તે માર્ગ પ્રવર્તક ના બની શકે. તેનું આલંબન લઈને કોઈ ના તરી શકે, પણ, જો પોતે એમ માને કે મારે બાહ્ય વ્યવહાર શુદ્ધ રાખવો જોઈએ.... પણ તે પાળી શકતો નથી, તે મારી ત્રુટી છે, પણ મનની શુદ્ધિ તો રાખવી રાખું. આવી જેની ભાવના હોય તે આત્મા ખુદ આરાધક બની શકે.

જેની અંતરની શુદ્ધિ ન હોય પણ બાહ્ય વ્યવહાર શુદ્ધ હોય તે પુણ્યોદયના બળે બીજાનો તારક બની શકે...ઉપદેશક બની શકે... તેના બાહ્ય શુદ્ધ વ્યવહારથી બીજાં તરી શકે પણ પોતાનો આત્મા તરી ના શકે.

જેનું અંતર પણ અશુદ્ધ છે, જેનો બાહ્ય વ્યવહાર પણ અશુદ્ધ છે. તે કયારે પણ ખુદનું કલ્યાણ ના કરે. બીજાનું કલ્યાણ પણ ના કરી શકે. મારા હૈયાની તો ભાવના છે કે તું અંતરથી પણ શુદ્ધ બન. અને બાહ્ય વ્યવહારથી પણ શુદ્ધ બન. આ બંને શુદ્ધિ તીર્થંકર પરમાત્મામાં હોય છે. તેથી જ તીર્થંકર બની શકે છે.

સ્ત્રીના સ્પર્શથી કે સચિત્તના સ્પર્શથી, રાત્રિ ભોજન કે દીવા ભોજનથી તેમના જીવનમાં કોઈ અશુદ્ધિ આવવાની ન હતી, પણ લાખો જીવનું પતન જે કારણોથી થવાનું છે તે કારણોને પ્રભુએ ત્યાગ કરી બાહ્ય વ્યવહારની શુદ્ધિ રાખી તો જ પ્રભુ મોક્ષ માર્ગના સાર્થવાહ અને સાધુ–સાધ્વી–શ્રાવક શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘના ચક્રવર્તી બની શકયા. આપણે પણ આ દિવ્ય અને ભવ્યમાર્ગે પ્રગતિ કરવાની છે. તેથી ક્રિયા કરી... સ્વાધ્યાય કરી... તપ કરી આરાધના થઈ એમ આશ્વાસન લઈને બેસી જવાનુ નથી. પણ આત્માને અનુશાસ્તિ હિતશિક્ષા આપવાની છે. તું પ્રમત્ત છે તો સર્વત્ર ભય.....

અપ્રમત્ત છે તો સર્વત્ર નિર્ભય...બાર વર્ષ નહિ... બાવીશ વર્ષ મૌનપૂર્વક તપશ્ચર્યા કરીને અભ્યાસ કરે, પણ તેની પાછળ જો વિદ્વાન કહેવરાવવાની ભાવના હોય તો **પ્રમત્ત**... પણ એક પંક્તિનો પણ પાઠ કરવા પાછળ કર્મક્ષયની ભાવના હોય તો **અપ્રમત્ત**... નવકારશીનું પચ્ચક્ખાણ હોય તો પણ અપ્રમત્ત...

આજીવન ગુરુકુળ નિશ્રામાં રહે પણ "મેં ગુરુની સેવા કરી" એમ કહેવરાવવા રહે તો પ્રમત્ત...

ગુરુની નિશ્રા મને ધન્ય બનાવે, ગુરુની સેવા મને શુદ્ધ બનાવે, આ ભાવથી રહે તો અપ્રમત્ત... તું ક્યાંય મુંઝાઈ ન જાય, અકળાઈ ન જાય તેટલા માટે વધુ સ્પષ્ટ કરું. જે અનુષ્ઠાન–આરાધના–પ્રવૃત્તિથી મોહ હટે, મોહને કુઠારા ઘાત થાય, તેનું નામ અપ્રમત્તભાવ. જે અનુષ્ઠાન–પ્રવૃત્તિથી મોહ પોષાય, કીર્તિની ઝંખના થાય, ક્લેશ થાય તે પ્રમત્તભાવ... જ્યાં મોહનીય કર્મને અનુકૂળ–પોષક– ઉત્તેજક પ્રેરક વૃતિ હોય તે પ્રમાદ. જ્યાં મોહનીય કર્મના ક્ષયની ક્ષયોપશમની હટાવવાની વૃતિ હોય તે અપ્રમાદ.

"જ્યાં મોહ ત્યાં ભય...
જ્યાં નિર્મોહ ત્યાં નિર્ભય..."

સૂવું–જાગવું – ખાવું – પીવું–બેસવું–ઊઠવું એ બધા દેહના સામાન્ય ધર્મ... એ કોઈ સંપૂર્ણ પ્રમાદભાવ નથી. ક્યારેક જીવનની જરૂરિયાત પણ બની જાય. જ્યાં મોહ જાગતો રહે તે પ્રમત્ત ભાવ. મોહ જ્યાં ઊંઘે તે અપ્રમત્ત ભાવ.

મારાં સુશિષ્ય ! તું અપ્રમત્ત બની નિર્ભય બન. બસ એજ મારા સુભાશિષ છે.

ગુરુદેવ ! હું હવે પ્રમાદથી ખરેખર ભય પામ્યો છું. અપ્રમત્ત ભાવનો ચાહક બન્યો છું. આપ અપ્રમત્ત ભાવના જાદુગર છો. મારા આત્મા પર પણ અપ્રમત્ત ભાવનો જાદુ કરો અને મારા મોહને સુવાડો નહિ પણ મારા મોહનીય કર્મને ભગાડો...

એજ, પુનઃ નમ્ર પ્રાર્થના......

卐

# ૩૪ "અતિથ સત્થંપરેણ પરં"

"શેરના માથે સવાશેર હોય" તે આપણી બહુ પ્રચલિત કહેવત છે. ક્યારેક આપણે આ કહેવત પ્રમાણે કરીને ખુશ થઈએ છીએ. કેવો દાવ લીધો. બિચારો છોભીલો જ પડી ગયો.

અરે ! આત્મન્ ! તું આનંદ માને છે પણ તારી મૂર્ખાઈનો તો થોડો વિચાર કર. માની લે કે તે કોઈને કઠોર-ભયંકર મર્મઘાની વાત કરી. તે સાંભળીને પણ તે વ્યક્તિએ તને જવાબ ના આપ્યો. તારી વાત સાંભળી લીધી. એટલે શું તારી વાત સ્વીકારી લીધી ? તું સાચો એમ માની શું તે તને શરણાશ્રિત બની ગયો...

કડકાઈથી-ઉદ્ધતાઈથી-તોછડાઈથી કોઈનું મોઢું બંધ થાય પણ દિલ તો વેર વૃતિથી પ્રજવળી ઊઠે છે. તે વ્યક્તિના હૃદયમાં વેરનું બીજ જળવાઈ રહ્યું હોય છે. સમય અને પ્રસંગ આવે તેનો ક્રોધ દાવાનળ એવો ભભૂકી ઊઠશે કે તારૂં અસ્તિત્વ જ ભયમાં મૂકાઈ જશે.

સત્તા-ગર્વિષ્ઠતા કોઈની જીભને બંધ કરી શકે છે, પણ ક્યારેય તેવી વ્યક્તિ કોઈના હૃદયમાં આરાધ્ય બની શક્તી નથી. ક્ષમા-નમ્રતાથી કદાચ કોઈની જીભ ના પણ બંધ થાય પણ, સામી વ્યક્તિના હૃદયના આરાધ્ય દેવ અવશ્ય બની શકાય છે.

કોઈને એક વાત સંભળાવનારે ૧૦૧ વાત સાંભળવા તૈયાર રહેવું જ પડશે. જો તમારે કોઈની એકસો એક વાત ન સાંભળવી હોય તો તમે કોઈને એક વાત સંભળાવવાનું છોડી દો. તમારા ક્રોધના ત્યાગમાં તાકાત એ છે કે બીજાનો ક્રોધ સહજ ભાવે ત્યાગ થઈ જશે.

શ્રી આચારાંગ સૂત્ર ફરમાવે છે–"અત્થિ સત્થં પરેણ પરં." એકથી એક ભયંકર શસ્ત્ર છે.

શિષ્ય ! શું તે ક્રોધની કદર્થના જોઈ નથી ? તારા એકવારના ગુસ્સાને યાદ કર. હૈયા ઉપર હાથ રાખી તેના પરિણામને કહે. પછી એકવાર તારા સંયમના શાંતિના પ્રસંગનું વર્ણન કર.... ગુસ્સામાં તારો વિજય થયો કે શાંતિમાં તારો વિજય થયો ? જે વિજય પરાજયને નિમંત્રણ આપે તેવા તુચ્છ વિજયમાં મારો શિષ્ય આનંદ માને ? મારા શિષ્યની અપયશ ગાથા મને શરમાવી દે. તારા ગુરુ ઉન્નત મસ્તકે ફરે તે માટે પણ મારા શિષ્ય ! તું શસ્ત્રોની પરંપરાને સમજ.

"શસ્ત્રી કરણમાં ભયવૃત્તિ કે નિર્ભય વૃત્તિ ?"

શસ્ત્ર રાખે કોણ ? જેને શત્રુ હોય તે....શસ્ત્ર વાપરે કોણ ? જેને લડવું હોય તે....

તું કહીશ હું કંઈ લડવા માટે શસ્ત્રનો ઉપયોગ કરતો નથી. હું તો વિજયી બનવા માટે શસ્ત્રનો ઉપયોગ કરૂં છું....

ભાઈ ! મારે તને સમજાવવું છે. કોઈને હરાવી જીતવું સહેલું છે. પણ કોઈને જીત આપી જીત મેળવવી ખૂબ મુશ્કેલ છે. આ જે દિવ્યકળા છે–"સૌને જીત આપી જીત મેળવ," તે તને આચારાંગ સૂત્ર દર્શાવે છે...

એકવાર કોઈનેય સંભળાવ, સામે સજ્જન હશે તો કોઈ વાંધો નહિ. પણ કોઈ માથા ભારે મળી ગયો તો વિચારી લે ... કેવા હાલ ! બેની ચાર ગાળ નહિ, પછી તો સરવાળો નહિ, ગુણાકાર નહિ, પણ સીધો વર્ગ ઉપર જ પહોંચી જશે. તું થાકીશ પણ પેલો દુર્જન નહિ થાકે. તારૂં માથું દુઃખશે.. તાવ આવશે... વેદનાથી વ્યાકૂળ બની આર્ત–ધ્યાન, રૌદ્ર ધ્યાન કરી નરકનો અતિથિ બની જઈશ. ક્રોધ શસ્ત્ર સર્વનાશ કરશે. વેરથી વેર વધશે. છરી–ચપ્પુ–તલવાર આદિની ધાર

તીક્ષ્ણ કરાવી તો ચાલે પણ ખરા અને કદાચ નિષ્ફળ પણ જાય.... આ શસ્ત્રો શસ્ત્રોને પેદા કરતાં નથી.... પણ ક્રોધ શસ્ત્ર તો તું જેના ઉપર ગુસ્સો કરે છે તેનામાં ગુસ્સો પેદા કરે છે. તારા પરિવારના પરિણામ કૃષ્ણલેશ્યાના થાય છે.... સામેની વ્યક્તિના પારવારના પરિણામ કૃષ્ણલેશ્યાના થાય છે...

એક ગુસ્સો અનેકમાં શત્રુ ભાવના અને છેવટે અનંતાનુબંધી કષાયની ભયંકર અવસ્થામાં પહોંચાડે છે. બધાંને મારી શકે નહિ, પણ ક્ષણ ક્ષણ સર્વનાશની ભાવના કરી ભયંકર કર્મબંધ અવશ્ય કરે...ભાવ શસ્ત્ર ગુસ્સાથી ઉત્કૃષ્ટ ભાવશસ્ત્ર અનંતાનુબંધી કષાય પેદા થાય છે...

સાધક ! દ્રવ્ય શસ્ત્ર–કાતર–સૂઈ–ચપ્પુ વિગેરે છોડવા સહેલાં હતા એટલે તેં દીક્ષાના દિવસે જ છોડયા. પણ ભાવશસ્ત્ર કષાયના પરિણામ, તે છોડવા જ કઠિન એટલે સજાગ રહેવાનું. સદા સજાગ રહેવા માટે જ તેં અધિકરણનો ત્યાગ કર્યો અને ઉપકરણ સ્વીકાર્યાં. રજોહરણ મુહપત્તિ–પાત્ર વિગેરે ઉપકરણનો ઉપયોગ કરનાર તું વિચાર કરે છે... મારૂં જીવન ઉપકારક હોવું જોઈએ... ઓઘો–મુહપત્તિ–પાત્ર મને સંયમ પાલનમાં સહાયક–મદદગાર બને અને હું ઉપકરણનો માલિક બની શું કરૂં છું ?

**"પરોપકારના પરિમલથી મારૂં જીવન મઘમઘાયમાન ન બનાવી દઉં ?"**

મારૂં અસ્તિત્વ વિશ્વના સમસ્ત જીવોને ઉપકારક ન બને ? ઉપકરણનો ધારક અને હું ઉપકારનું જીવંત સ્વરૂપ ના બનું ? મારામાં સો સ્વાર્થની ભાવના ન હોવી જોઇએ પણ મારી પાસે આવનારની પણ સ્વાર્થની ગંદી ગટર બંધ થઈ જવી જોઈએ. અને મારી પાસે બેસનાર–ઉઠનારના હૃદય પણ પરોપકારના પરિમલથી સુવાસિત બની જવા જોઈએ...

સાધક! તારા રજોહરણમાં શું છે? તને ખબર છે? તારૂં રજોહરણ તો દેવાધિદેવ પરમાત્માના ચરણકમલનું પ્રતીક છે. તેં રજોહરણ સ્વીકાર કરી જાહેર કર્યું. "પ્રભુ મારા હૃદય કમલમાં બિરાજિત છે મારા હૃદય કમલને સુશોભિત કરનાર વીતરાગ પરમાત્મા છે. વીતરાગના ભક્તના હાથમાં દ્રવ્ય શસ્ત્ર પણ ના હોય અને વીતરાગના ભક્તના હૃદયમાં ભાવ શસ્ત્ર પણ ન હોય. હોય માત્ર વીતરાગની આરાધના અને સાધના." જ્યાં વૈમાનિક દેવની સાંનિધ્યતા થાય ત્યાં દુષ્ટ વ્યંતર દેવોને વિદાય લેવી પડે તો જ્યાં વીતરાગ પ્રરૂપિત જ્ઞાન–દર્શન–ચારિત્રનું સાંનિધ્ય હોય ત્યાં કષાયોને સ્થાન ક્યાંથી મળે? સાધુ રજોહરણને જરાય દૂર રાખતા નથી. તેનું કારણ શું છે? તને ખબર છે. વીતરાગની છાયા ન રહે તો ભાવ-શસ્ત્રનો કારમો ઘા લાગી જાય. એટલે રજોહરણ સાથે રાખી સાધુ કહે છે. "વીતરાગનું બખ્તર મારા હૃદયનું સંરક્ષણ કરે છે. આ બખ્તરને–આ કવચને મોહ કયારેય ભેદી ના શકે."

વીતરાગના અભેદ્ય કવચના ધારક ઓ મારા સુશિષ્ય! ભાવશસ્ત્રનો તું ત્યાગ કર. એટલાં જ મારા નાના આશિષ નથી, મારા તો તને મહાન શુભાશિષ છે કે "તું ભાવશસ્ત્રનો ત્યાગી અને ભાવશસ્ત્રની ત્યાગીઓની ભવ્ય સેનાનો તું મહા સેનાપતિ બન..."

તારી શાંતિ સેના, તારી મુક્તિ સેના....તારૂં પ્રતિક રજોહરણ....સ્યાદ્‌વાદ તારા વ્યૂહ, સિદ્ધિના શિખર સર કરવા તે તારૂં લક્ષ્ય... તારા શાંતિસેનાના મંત્રીશ્વર સદ્‌બોધ....

જિનેશ્વર રૂપ રાજાનો હુકમ થઈ ગયો છે. મહાસેનાપતિ મુનિરૂપ શાંતિસેના સાથે તમે કૂચ કરો. કર્મ રૂપ રાજાએ સર કરેલ આપણો આત્મ પ્રદેશ પાછો મેળવો.

સેનાપતિ! તમારી દરમ્યાનગિરિ નીચે શાંતિ સેના

વિજયી બનશે... વિજયકૂચનું મંગલ મુહૂર્ત–ઉત્સાહ આવી ગયો છે.

"કરો પ્રયાણ....મેળવો વિજય..."

આ તમારા શાસ્ત્રવિદ્ આચાર્યના શુભાશિષ છે...

ગુરુદેવ! અધ્યાત્મ ક્ષેત્રમાં આજ સુધી હું મારી જાતને બાળક સમજતો હતો. પણ આપે મને મુક્તિ સેનાનો સેનાપતિ બનાવ્યો. હવે મારાથી કશું બોલાય નહિ. વિચારાય નહિ. મારા ગુરુદેવની દૃષ્ટિ પારગામી છે. આથી જેને પસંદ કરો તે સુયોગ્ય બનવાનો...

હવે તો એક જ કહું છું –"જય ગુરુદેવનો જયઘોષ કરી મુક્તિની મંઝિલે આગળ વધુ છું. રક્ષા અને શિક્ષા આપની. આપના શુભાશિષ સફળ કરવાની અભિલાષા મારી....

બસ, ગુરુદેવ હવે તો "નમો સિદ્ધાણં." સિદ્ધોના રાજ્યમાં આપણું મિલન સદાકાળ રહેજો....



## ૩૫ "ક્રિમંતિથ ઓવાહી પાસગસ્સ"

વિશ્વમાં વિવિધ વ્યક્તિઓ અને વિવિધ ઉપાધિઓ છે અને જ્યાં ઉપાધિ ત્યાં અશાંતિ. જ્યાં અશાંતિ ત્યાં કર્મબંધ.

પ્રવૃત્તિની વચ્ચે અટવાયેલ માનવ નિવૃત્તિના સુખને સમજી શકતો નથી. ઉપાધિ એ બંધન. નિરૂપાધિ એ સ્વતંત્રતા... આત્મા જેનાથી બંધાય તે બધી ઉપાધિ.

આત્મા જેનાથી બંધન મુક્ત થાય તે સ્વતંત્રતા.... વ્યકિત માત્ર કોઈ પણ પ્રાપ્તિ બાદ પ્રથમ સહજ વિચારવાનો "હાશ સુખી થયા" પણ એ ચાર દિવસમાં થાય. શું તે દિવસે સુખ મલ્યું હતું? સુખનું સાધન મેળવ્યું હતું? ના, ના, ના, મારી સ્વતંત્રતા ગુમ થઈ ગઈ... મારી શાંતિ ગુમ થઇ ગઈ...

સ્વતંત્રતાનો નાશ તે સુખ નહિ. શાંતિનો નાશ કરે તે સાધન નહિ... ઉપાધિ...

સાધક! ઉપાધિ શબ્દ સાંભળી તું ગોટાળો કરવાનો... ઉપાધિ અને ઉપધિ...

જેનાથી દુઃખ-દર્દ-ચિંતા નજીક આવે તે ઉપાધિ.

જેની મદદથી-સહાયથી સાધના થાય તે ઉપધિ... સાધુ પાસે જે ચીજ હોય તે દરેકને ટકોરા મારી મારીને પૂછે-બોલો, તમે ઉપાધિ કે ઉપધિ....?

ઉપધિ હો તો રહો....ઉપાધિ હોય તો વિદાય થાવ.... સાધનાની પ્રારંભ અવસ્થામાં ઉપધિ સ્વીકારવી પડે અને ઉપાધિના ત્યાગ માટે સતત્ જાગૃત રહેવું પડે....

સાધુ જીવનના શૈશવકાળમાં ઉપાધિના દ્રવ્ય અને ભાવભેદ સમજવા ખૂબ જરૂરી....

'દ્રવ્ય ઉપધિ=બાહ્ય સાધનો, ધન, ઘર, કુટુંબ અને આપણું શરીર વિગેરે....

ભાવ ઉપધિ=આઠ પ્રકારનો કર્મબંધ.

દ્રવ્ય ઉપધિ=આઠ પ્રકારના કર્મબંધ થવાના બાહ્ય સાધનો.

ભાવ ઉપધિ=આઠ પ્રકારના કમબંધના અભ્યંતર હેતુઓ. બાહ્ય ઉપધિ બાધક બને પણ ખરી અને ન પણ બને... પણ. ભાવ ઉપધિ અવશ્ય બાધક બને....

સાધક ! હંમેશા બાધક તત્ત્વથી દૂર રહે....

જે આસાનીથી–સહેલાઇથી છૂટી શકે તેના ત્યાગમાં તો ક્ષણનોય વિલંબ નહિ. એથી જ દીક્ષાનાજ દિવસથી "કરેમિ ભંતે" ઉચ્ચારતાં સાધુ સર્વ બાહ્ય ઉપાધિનો ત્યાગ કરી હળવો બને. શાસ્ત્રાભ્યાસ, ગુરુ નિશ્રા અને સંયમના પાલન દ્વારા આંતર ઉપાધિના ત્યાગ માટે સતત્ પ્રવૃત્તિશીલ રહે.

સાધુ સંસારના બાહ્ય સાધનોને છોડતાં મન ઉપર બોજ, ન અનુભવે કે મેં ત્યાગ કર્યો.

સાધુ કહે, ત્યાગ શાનો ? ધન–ઘર–પુત્ર વિગેરે બોજ મેં તો વજન હલકું કર્યું. વ્યક્તિ પરાર્થે કંઇક કરે, કંઇક કીંમતી છોડે તો તેને મોટાઈ લાગે. પણ વ્યક્તિ ખુદની શાંતિ માટે ઉપાધિને છોડે તેમાં મહત્તા શાની ?

સાધુને નાનપ લાગે તો ઉપાધિથી....સાધુથી ક્યારેક બોલાઈ જાય..."મારૂં શરીર સુંદર" તો તુરત સાધુને વિચાર આવે, "શરીર ઉપાધિ કે ઉપધિ ?"....

શરીર મોક્ષની સાધનામાં સહાયક બને તો ઉપધિ... શરીર પ્રત્યે મમત્વ–મોહ તો ઉપાધિ... શરીર પ્રત્યે મમત્વ એટલે ઔદારિક વર્ગણા પ્રત્યે મમત્વ. શરીર એટલે કાર્મણ

વર્ગણાનો જથ્થો–જડ... જડ પ્રત્યે પ્રેમ ત્યાં શાંતિ ક્યાંથી હોય? જેનાથી શાંતિ નહિ તે ઉપધિ નહિ પણ ઉપાધિ... જો, તું કોઈને શાંતિમાં સહાયક બને તો ઉપધિ...

મોક્ષની આરાધનામાં નિમિત્ત બને, પ્રેરક બને, મદદગાર બને તો ઉપધિ અન્યથા ઉપાધિ...

મારે મારી જાતને પ્રશ્ન પૂછવાનો છે અને તારે તારી જાતને પ્રશ્ન પૂછવાનો છે કે તું ઉપધિ કે ઉપાધિ?

ઉપકરણ–ઓઘો–પાત્ર–વસ્ત્ર વિગેરેને ઉપધિ ઘણીવાર કહ્યું છે, કારણ, ચારિત્ર પાલનમાં સહાય કરે છે, પણ હવે જવાબ આપવાનો છે... આપણે ઉપધિ કે ઉપાધિ?

સૌને આરાધનામાં સહાયક ખરા? સાની વાત તો ખૂબ દૂર... જેને તમે આરાધનામાં સહાય કરી તેને માટે તું ઉપધિ કે ઉપાધિ? જેને તારે આરાધનામાં સહાય કરવાની છે તેવા આશ્રિતવર્ગ માટે તું ઉપધિ કે ઉપાધિ?

**તારૂં મન તારા માટે ઉપધિ કે ઉપાધિ?**

ગુરુદેવ! દ્રવ્ય ઉપધિ છોડું.... પણ ભાવ ઉપધિ ક્યાંથી છૂટે? આપ સમજાવો છો ત્યારે લાગે છે–અંતરથી ઉપાધિ છૂટી નથી.... એટલે છોડેલી બાહ્ય ઉપાધિ પણ પાછી ફરી મારી પાસે આવી જાય છે. નામ બદલાય છે પણ ઉદ્દેશ બદલાતો નથી. આંતર ઉપાધિથી ઘેરાયેલ હું મોક્ષ માર્ગના આલંબનોને પણ ઉપાધિ બનાવી દઉં છું.... આ મારી ભયંકર વિચિત્રતા....

ગુરુ–શિષ્ય જેવા આધ્યાત્મિક પાત્રોને પણ મારૂં મેલું મન ઉપાધિ બનાવી દે છે. તો પછી વસ્ત્ર–પાત્રનું પૂછવું શું? આપ જ મારા તારક અને ઉદ્ધારક, એટલે આપ જ મને સમજાવી શકો....

સાધુ થયો એટલે સાધનાનો પ્રારંભ થયો, સાધનાની

પૂર્ણાહુતિ નહિ. સાધુ થયો એટલે ઉપાધિથી અળગા થવાની ભાવના, પણ બધી જ ઉપાધિ દૂર નહિ. ઉપાધિ દૂર કરવાનો પ્રયત્ન પ્રારંભ કર્યો....

ગુરુદેવ ! કહોને, સર્વ ઉપાધિ ક્યારે દૂર થાય? મારે તો સર્વ સમય માટે સર્વ ઉપાધિનો ત્યાગ કરવો છે.

**"જ્યાં ઉપાધિ ત્યાં આનંદ નહિ"**

જ્યાં નિરૂપાધિ ત્યાં જ શાશ્વત્–સત્ય–આનંદ.....

વત્સ ! યાદ રાખી લે, શ્રી આચારાંગસૂત્રનું અમરપદ...

**"ક્મિત્થિ ઓવાહી પાસગસ્સ"**

દર્શકને ઉપાધિ ક્યાંથી ? દર્શક–વિશ્વદર્શક–કેવળજ્ઞાની, કેવળજ્ઞાની નિરૂપાધિક...જો તારે ઉપાધિ રહિત થવું હશે તો કેવળજ્ઞાન પ્રાપ્ત કરવું પડશે. સૂર્ય હોય તો જેમ અંધકાર ન રહે તેમ કેવળજ્ઞાન હોય તો કોઈ ઉપાધિ ના રહે... બધી ઉપાધિને ઉચાળા ભરવા પડે...

કેવળજ્ઞાન ત્યારે જ પ્રગટ થાય જ્યારે જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ, મોહનીય કર્મ, અંતરાયકર્મ નષ્ટ થાય. બાકીના ચાર કર્મોને પણ કહી દેવું પડે. હવે અમારી નક્કી મર્યાદા છે. અમે પણ વિદાય લઈ લેવાનાં. કેવળજ્ઞાન વગર ભાવ ઉપાધિ તો નષ્ટ થાય જ નહિ.

જ્ઞાનમાં તાકાત છે ઉપાધિ નષ્ટ કરવાની...

"તારી અનેક ફરિયાદ હોઈ શકે" આ ચોથો આરો નથી. વજ્રઋષભ નારાચ સંઘયણ નથી...શુકલધ્યાન નથી...

પછી કેવળજ્ઞાન કેવી રીતે મળે?... મારી તો ઉપાધિ નષ્ટ થવાની નથી. આવી રોતલ વાત ના કરતો... અનુપમા દેવી પાસે તારા જેવો જ કાળ, શરીર, ધ્યાન હતા. પણ તેમની ઉપાધિ નષ્ટ થઈ ગઈ. કેવળજ્ઞાન મેળવ્યું...

ગુરુદેવ ! અનુપમાદેવીએ કેવળજ્ઞાન મેળવ્યું તે તો મહાવિદેહ ક્ષેત્રમાં ને? અહિં ભરતક્ષેત્રમાં તો નહિ ને?

સાધક ! તારી વાત સરળતાયુક્ત નથી. કેવળજ્ઞાન મહાવિદેહ ક્ષેત્રમાં મેળવ્યું, પણ કેવળજ્ઞાનની આરાધના–પૂર્વ તૈયારી તો ભરત ક્ષેત્રમાં કરીને ?

મને અને તને જે પરિસ્થિતિ મળી છે. તે પરિસ્થિતિમાં રહીને આરાધના કરીને ? તેવા વાતાવરણમાં રહીને કરી. મહાવિદેહ ક્ષેત્રમાં તેમનો સાધના કાળ કેટલો ? વિચાર....

આઠમે વર્ષે દીક્ષા...નવમે વર્ષે કેવળજ્ઞાન... ખૂબ ધ્યાન પૂર્વક સમજ... અનુપમાદેવી કેવળજ્ઞાનના શિખરની સાધના સુધી તો ભરત ક્ષેત્રમાં જ પહોંચી ગયા હતા. ત્યાં જઈને તો કેવળજ્ઞાનનો વિજય ધ્વજ લહેરાવ્યો. એટલે મારાં સાધક શિષ્ય ! મારે તને તૈયાર કરવો છે. અહીં જ તારે ઉપાધિ વચ્ચે નિરૂપાધિક બનવાનું છે.

ઉપાધિ વચ્ચે નિરૂપાધિક સ્થિતિ પ્રજ્ઞ–સમભાવી–આત્મ-જ્ઞાની જ રહી શકે. તારી બુદ્ધિમાં વ્યાકૂળતા ન આવવા દે. તારા સ્વભાવને શાંત બનાવી દે...

પ્રમાદનો ત્યાગ કરી જ્ઞાન મેળવવા માટે કમ્મર કસ... જ્ઞાનના માર્ગે–સાધનાના માર્ગે ખૂબ પ્રગતિ કર. તો તને પણ અનુપમાદેવી જેમ શું કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ? અને તારા માટે પણ પેલું શ્રી આચારાંગ સૂત્રનું મંગળ ગીત કેમ ન ગવાય ? "કિમત્થિ ઉવાહી પાસગસ્સ"–હું તને કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રેરણા કરું છું. બસ, કેવળજ્ઞાની બન્યા પછી કોઇ ઉપાધિ મારા શિષ્યને સતાવશે નહિ, હેરાન કરશે નહિ. નિરૂપાધિક સુખનો આનંદ મળશે...શાશ્વત્ આનંદ મેળવ, એ જ ભાવના...

ગુરુદેવ ! આપ તો મારા હિતસ્વી છો. મને છોડવાનું કહી કંઈક અદ્ભુત અપાવો જ છો. આપે મને ઉપાધિનો ત્યાગ કરવાનો કહી કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રેરણા કરી. આપ મારાં પ્રેરક છો એ નિઃસંદેહ હકીકત છે...

**"માંગુ આપના ચરણમાં પુરુષાર્થ માર્ગે ડગ ભરવાની શક્તિ."**

卐

# ૩૬ "અપ્પમત્તો સયા પરિક્કમિજ્જાસિ"

જ્યાં મન છે ત્યાં કંઈકને કંઈક પ્રવૃત્તિ છે. પણ ઉત્થાનની કે પતનની? તે પ્રશ્ન છે. માનવ કંઈક કરવાને ટેવાયેલ છે. પણ સારૂં કરવું તેવો નિશ્ચય કરી શકતો નથી. કીડીની ગતિ પણ અવિરત ચાલુ છે. પણ પ્રાપ્તિ શું?

જે ગતિ પ્રગતિને પ્રાપ્ત કરાવે તે સાચા અર્થમાં ગતિ છે બાકી ભ્રમણ જ નહિ પણ પરિભ્રમણ છે...

વત્સ! શ્રી આચારાંગ સૂત્ર તને ગતિ–પ્રગતિ, યત્ન–પ્રયત્નની આજે વાત નથી કરતું. આચારાંગ સૂત્ર તને આજે પરાક્રમના–વિક્રમના સાહસના પાઠ ભણાવે છે. તને પરાક્રમ કરવા પ્રેરણા કરે છે. પણ, શામાં પુરુષાર્થ કરવો? શા માટે પુરુષાર્થ કરવો? કેટલાં વખત પુરુષાર્થ કરવો? એ બધી તારી પ્રશ્નોત્તરી રહેશે. તે બધાનાં જવાબ આ રહ્યા–

"અપ્પમત્તો સયા પરિક્કમિજ્જાસિ"

મોક્ષમાર્ગમાં હંમેશા અપ્રમત થઈને પરાક્રમ કર... તારી પરાક્રમની ગાથા જુગજુની છે. ભીમના પરાક્રમ કરતાં પણ તારી પરાક્રમ કથા આશ્ચર્યકારક અને વિસ્મય પેદા કરે તેવી છે. પરાક્રમ–સાહસ તો તારા લોહીમાં વણાઈ ગયા છે. શાસ્ત્ર દ્વારા તારે દિશા બદલવાની છે. તારા પુરુષાર્થને એક નિયતલક્ષી બનાવવાનો છે. એક દિવસ ઝઝૂમીને બેસી જવાતું નથી. પ્રતિદિન–પ્રતિક્ષણ–પ્રતિપળ તારે ઝઝૂમવાનું છે, પણ અપ્રમત્ત બનીને, સદા જાગૃત બનીને, સદા ઉપયુક્ત બનીને

મહાત્મા! આપની મારા વિષે શું માન્યતા છે? આપ, એવું માનો છો કે શું હું પારકું ખાઈને સૂઈ જાઉં છું? મોક્ષમાર્ગની કોઈ આરાધના કરતો નથી? મને સંયમ યાત્રા અંગે કશી

ચિંતા કે ચાહના નથી, પણ મહાત્મા હું ય તમારો શિષ્ય છું. નાનું પણ સિંહનું બાળક છું. આપની પાસે જ મોક્ષનો પાઠ ભણ્યો છું. મારૂં લક્ષ્ય પણ મોક્ષનું છે. મોક્ષ માર્ગ અંગે મારો પણ પુરુષાર્થ છે. કૃપા કરો. "મારાં વિશે આપની માન્યતા ના બદલો."

સુશિષ્ય ! તારા વિષેનો મારો અભિપ્રાય તારે જાણવો છે? સાચું કહું ? તું તારા મૂલ્યાંકન કરે છે તેના કરતાં કંઈક અધિક ઉચ્ચ–શ્રેષ્ઠ મૂલ્યાંકન હું તારા કરું છું.

મારી દૃષ્ટિમાં તું મહાન આત્મા છે.

મારી દૃષ્ટિમાં તું શાસન પ્રભાવક છે.

મારી દૃષ્ટિમાં તું શુદ્ધાત્મા છે. વધુ કહું ? હું તને પ્રતિદિન દ્રવ્ય સિદ્ધાત્મા ગણી ભાવવંદન કરું છું. મારા સ્વપ્નનું તું ભવ્ય શિલ્પ છે. તેથી તારા સર્જન માટે મેં એક ભવ્ય રેખાચિત્ર દોર્યું છે. બોલ, હવે તું શું કહે છે?

ગુરુદેવ ! ન સમજુ આપના ભવ્ય આદર્શને, ન સમજુ આપના ભવ્ય સર્જનને.... પણ એટલું સમજુ આપ મારા તારક છો, હિતચિંતક છો. આપની આજ્ઞા શિરસાવંદ્ય કરવી તે મારૂં મહાવ્રત છે. આપના અદના સેવકને કંઇક ફરમાવવા કૃપા કરો. દયા કરો. આપની દયાને પાત્ર બનીશ તો પણ મારા દોષો દૂર ભાગશે. જે ધન્ય દિવસે આપની કૃપાને પાત્ર બનીશ તે દિવસે સદ્‌ગુણનો સમ્રાટ બનીશ.

સેવક પર મહેરબાની કરો. પ્રભુ! પ્રકાશો...વત્સ ! પ્રત્યેક વ્યક્તિનો આદર્શ તેના જ્ઞાન પર આધાર રાખે છે. અલ્પજ્ઞાની પાંચ–પચીશ ગાથા કરી લે છે. પાંચસો હજાર સ્વાધ્યાય કરી લે છે. આવશ્યક ક્રિયા કરી લે છે અને એકાદ બે સાધુની સેવા–સુશ્રૂષા કરી લે એટલે તેને લાગે છે મેં મોક્ષમાર્ગનો પુરુષાર્થ કરી લીધો. પણ પુરૂષાર્થ અને પરાક્રમમાં ખૂબ

ફર્ક છે. પુરુષાર્થમાં એકલું શરીર મહેનત કરે છે. જ્યાં શરીર એકલું મહેનત કરે ત્યાં થાકે પણ જેના તનની સાથે મન અને વચન જોડાય ત્યાં શરીર થાકે નહિ. જેમ જેમ શરીર પ્રવૃત્તિ કરતાં કરતાં અધિક પ્રવૃત્તિ માટે ઉત્સાહી બને તેનું નામ પરાક્રમ...

**"તારે મોક્ષમાર્ગનો માત્ર પુરુષાર્થ નહિ, પરાક્રમી બનવાનું છે."**

અજેય સાહસવીર બનવાનું છે... અપ્રમત્ત થઈ ભવ્ય પરાક્રમી વીર બનવાનું છે. મોક્ષમાર્ગ ભલે કઠીન હોય. પણ તારા પરાક્રમથી મોક્ષમાર્ગના એક એક સોપાન તારે અવશ્ય ચઢવાનાં છે. એક દિવસ હરણ ફાળ ભરે અને બીજે દિવસે સૂઈ જા, તે ન ચાલે. મોક્ષમાર્ગની આરાધનામાં ક્ષણની પણ શિથિલતા, ક્ષણની પણ પરાક્રમ શૂન્યતા એટલે મોક્ષની મહત્તા સમજવામાં થયેલી ભયંકર ભૂલ... તારે મોક્ષ કોઈના માટે મેળવવાનો નથી. તારે મોક્ષ કોઈનાય લાભ માટે મેળવવાનો નથી. પણ ખુદની આત્મિક સ્વતંત્રતા સિદ્ધ કરવા મોક્ષ મેળવવાનો છે. મોક્ષ મેળવવાથી તને શાશ્વત્ આનંદની પ્રાપ્તિ થવાની છે... ક્ષુધાતુર ભોજન મલ્યાં બાદ ભોજન આરોગવામાં વિલંબ કરે ?

તૃષાતુર જલ મલ્યાં બાદ જલ-પાન કરવામાં વિલંબ કરે ? જો વિલંબ કરે તો સમજાય કે ક્ષુધાતુર ન હતો...તૃષાતુર ન હતો...તેમ મુમુક્ષુ મોક્ષના આલંબન મલ્યાં બાદ તેને સ્વીકારવામાં વિલંબ કરે ? મોક્ષના આલંબન સ્વીકારવામાં વિલંબ થાય તો કહેવું પડે મોક્ષની ઇચ્છા મોળી છે. દીક્ષા અને શિક્ષા મલ્યાં બાદ પણ જે શિષ્ય હંમેશા અપ્રમત્ત બની આરાધનામાં ભવ્ય પરાક્રમ કરતો નથી તેનો સિદ્ધ થવાનો અભિલાષ અને મુનિ બનવાની ઝંખના મોળી કહેવાય....

પણ, તારી ઇચ્છાને ભોળી કહેવાય? તારી તો મોક્ષની ઇચ્છા છે. તારો મોક્ષનો પુરુષાર્થ છે. પણ હજી ત્રણ તત્ત્વ ખૂટે છે.

"નિયમિતતા આવી નથી...પરાક્રમ વૃત્તિ પ્રગટ થઈ નથી...અપ્રમત્તતા સિદ્ધ કરી નથી..."

એટલે વણિકની જેમ ગણી ગણીને ડગ ભરે છે...કેટલો બધો વિચાર કરે છે પછી જ એક કાર્યનો પ્રારંભ કરે છે. પણ, શ્રી આચારાંગ સૂત્ર સાધકનું પ્રેરક બળ છે. પુનઃ પુનઃ શ્રી આચારાંગ સૂત્રની હિતશિક્ષાનું ચિંતન કરે.

"અપ્પમત્તો સયા પરિક્કમિજ્જાસિ...." નિત્ય નિયમિત–પુરુષાર્થ–પરાક્રમ અને તે પણ અપમત્તભાવે શક્ય ત્યારે જ બને કે જ્યારે મોક્ષ પ્રાપ્તિની ઝંખના તીવ્રાતિતીવ્ર બને. તીવ્ર ઝંખના જંપીને બેસવા ના દે...થોડાથી ચલાવી ના લે...અ-નિયમિતતા તેને ન પાલવે...શક્ય એવા દરેક આરાધનાના યોગમાં નિયમિત રીતે મન–વચન અને કાયા થી ઝઝૂમી ઉઠે. સાત રજ્જુ ઊંચે રહેલાં મોક્ષને પરાક્રમ દ્વારા હાથ વેંતમાં માને અને અવિરત સાધના કરે તે, મોક્ષ માર્ગમાં અપ્રમત્ત ભાવે નિયમિત પરાક્રમ કરનાર કહેવાય...

વત્સ ! મોક્ષમાર્ગમાં અપ્રમત્ત નિયમિત પરાક્રમ એટલે સદા અખંડિત ઉત્સાહ–આનંદ અને શક્તિ પ્રમાણેનો ભવ્ય પુરુષાર્થ...

મન–વચન–તનથી સાધ્ય દરેક યોગોમાં તત્પર...તન થાકે તો વચનનો સદુપયોગ કરી લે અને મન–વચન બંને થાકે તો પણ મનને આરાધનામાં જોડી રાખ.

જીવનનો છેલ્લો શ્વાસ નહિ, પણ સંયમયાત્રાની પ્રારંભ થી પૂર્ણાહુતિ સુધી આરાધનાનો મહાયજ્ઞ અખંડ પ્રજ્વલિત રાખે. આરાધનાની દિવ્ય જયોત દ્વારા વિરાધના–આશાતના નામશેષ બની જાય...

## "તને જોતાં લાગે વીતરાગની મૂર્તિ."

અપ્રમત્ત ભાવના પુરુષાર્થે તને છદ્મસ્થ અવસ્થામાં પણ વીતરાગ સમાન બનાવી દીધો હોય. જ્ઞાનાવરણીય કર્મનો ઉદય હોય પણ અપ્રમત્તભાવની જ્ઞાન સાધનાએ તારામાં સર્વજ્ઞ જેવી દેશના શક્તિ વિકસિત થઈ હોય...

ભલે, તું છદ્મસ્થ હોય. પણ તારી પ્રત્યેક વૃત્તિ અને પ્રવૃત્તિ જોતાં લાગે આ મહાત્માના કેવળજ્ઞાનનો ઉષાકાળ પ્રગટી ગયો છે. તારો દેહ પ્રત્યેનો અનાસક્ત ભાવ જોઈ દેહમાં હોવા છતાં તને વિદેહી કહે. તું મહાત્મા ભલે હોય, પણ તારી આત્મશુદ્ધિની ઝંખના જોઈ તને કોઇ કહે–'સિદ્ધાત્મા.'

આ પરિસ્થિતિ નિર્માણ થાય ત્યારે સમજજે હવે તારા મોક્ષ માર્ગની આરાધના કરવાના અપ્રમત્ત ભાવના પરાક્રમ કરવાના શ્રી ગૌતમ પ્રારંભાયા. હવે સિદ્ધિ જ્યારે તારૂં સ્વાગત કરવા આતુર બનશે ત્યારે મારૂં મન મયૂર કેટલું નૃત્ય કરતું હશે? મારો શિષ્ય સિદ્ધ સુખનો સમ્રાટ બન્યો. અને પુનઃ હું તારી અપ્રમત્તભાવનાને વંદન કરીશ.

"શિષ્યમાં ગુરુભાવના દર્શન કરવાના મારાં મનોરથ છે. બસ, થઈ જા તૈયાર."

ગુરુદેવ ! શિલ્પીના ટાંકણા વગર કોઇ ભવ્ય–દિવ્ય–શાશ્વત્ સર્જન થતું નથી. પ્રત્યેક ભવ્ય શિલ્પ શિલ્પીના પરાક્રમની મૂક ગાથા સદા ગાઈ રહ્યું હોય છે.

હું તો શિલા, શિલ્પી આપ.

"એક ભવ્ય શિલા બનીશ તો, મૂકભાવે ગાઈશ મારાં કલાકાર ગુરુના પ્રચંડ પરાક્રમની યશગાથા."

આપનું સ્વપ્ન સાકાર કરવા મથીશ અને આપના સ્વપ્ન સૃષ્ટિનો સિદ્ધાત્મા, હું જરૂર ભાવ સિદ્ધાત્મા બનીશ.

સિદ્ધ બનવાના એક આશિષ માંગી વિરમું છું. એજ મારૂં એક અરમાન છે. સેવકને સિદ્ધિનું ફરમાન આપી દો.

બસ, એજ—નમ્ર વિનંતિ— 卐

## ૩૭ "અતિવિજ્જો ન પડિસંજલિજ્જાસિ"

કોઈ વ્યક્તિ ચાલે, હરે, ફરે અને ડાહ્યા–સમજુ લોકો તેની પાસે શું છે ? તે તુરત જ સમજી જાય છે. માનવમાં રહેલ સદ્‌ગુણ કે દુર્ગુણ તે વ્યક્તિની પ્રવૃત્તિથી પ્રગટ થઈ જાય છે. મનમાં ગુસ્સો હોય તો હાથની મુઠી જ વળી જાય અને પગના ધમ–પછાડા શરૂ થઈ જ જાય. માનવની જીભ કદાચ મૌન રાખે પણ તેની બીજી ઇંદ્રિયો અંતરમાં આવેલાં આવેશને પ્રકટ કરી દે છે. હૈયામાં કોઈ વ્યક્તિ પ્રત્યે પ્રેમ હોય તો કદાચ શબ્દથી આપણે પ્રેમને પ્રગટ ન કરવા દઈએ પણ આંખથી પ્રગટિત થઇ જ જાય છે. હૃદયના ભાવોને વ્યક્ત કરવા પાંચ–પાંચ ઇંદ્રિય સદા આતુર છે....

ઇંદ્રિયો કહે છે–"બધા અમારો ગુન્હો કાઢે છે. અમે ઇંદ્રિયો ઉન્મત્ત છે. અમે સહુને હરાવીએ છીએ. અમે પાપ કરાવીએ છીએ. પણ અમારા યથાર્થ–સાચાં સ્વભાવને વિરલ આત્માઓ જ જાણે છે."

"અમે નથી ઉન્મત્ત...અમે નથીરાખતા કોઇને અંકુશમાં" ....પણ અમે છીએ–"મન મહારાજાની સંપૂર્ણ શરણાગતિમાં –આજ્ઞાધીનતામાં"

વિશ્વમાં ગમે તે થાય. શેઠ અને નોકર વચ્ચે સત્યાગ્રહ થાય...હડતાલ પડે....વિરોધ થાય...વિચારોના મતભેદ થાય ....શેઠ અલગ અને મજૂર સંઘ અલગ....પણ અમે ઇંદ્રિયો ક્યારે પણ મનમહારાજાને બેવફા બનતી જ નથી..અમે ઇંદ્રિયોએ વિચાર જેવું જ રાખ્યું નથી તો, અમારો હુકમ અને હકુમત ક્યાંથી ? અમારૂં કાર્ય તો એક જ મન મહારાજાના હુકમનો

તુરત અમલ કરવો...અમારા આ સંઘને બંધ કરવો હોય. ચુપ કરવો હોય તો અમારી સાથે વાત ન કરો...અમારા માલિક મન સાથે વાત કરો...તેનો જે આદેશ એ જ અમારૂં શરણ.

વત્સ ! ઇંદ્રિયોના તોફાન કેમ થાય ? કેમ બંધ રહે ? આ નીતિ જ્ઞાની મહાત્માઓ જાણે એટલે તેઓ ઇંદ્રિયનો વાંક-ગુન્હો બતાવતા જ નથી...પણ તેની શક્તિને સમજે છે. તેથી તેમના માલિક મનને સિદ્ધ કરવા, મનને નાથવા મથે છે...

શ્રી આચારાંગ સૂત્ર કહે છે–"અતિવિજ્જે નો પડિસંજ-લિજ્જાસિ" "વિદ્વાન્ ગુસ્સો કરતો નથી." આ એક પંક્તિ અનેક આગમના રહસ્ય સમાન છે...મંત્રની જેમ જાપ કર... આ પદને અજપાજાપ વડે તારા હૃદયમાં કોતરી રાખ....

"અતિવિજ્જે"= વિદ્વાન્–આગમનો જાણકાર, તત્ત્વને સમજેલ, આશ્રવ અને સંવરના ભેદને જાણનાર, પાપ અને પુણ્યને માનનાર, બંધ અને મોક્ષના ઊંડા રહસ્યને સમજનાર મહાન આત્મા તે વિદ્વાન્....

જે વ્યક્તિ તત્ત્વને જાણી શકે, પરમાર્થને સમજી શકે, રહસ્યના પારને પામી શકે તેનું મન હંમેશા શાંત હોય. મનમાં ક્યાંય વ્યાકૂળતા–વિહ્વળતા, ઝંખના, આવેગ આવેશ ન હોય..

જ્ઞાન મનને સંયમમાં રાખે...જ્ઞાન મનને કાબુમાં રાખે... જ્ઞાન દીપક જાગૃત રહે એટલે મનોમંદિરમાં અજ્ઞાન અંધારાનું સામ્રાજ્ય ન આવે એટલે ઇંદ્રિય તો શાંતિની સેના બની જાય...

જ્ઞાન મન પાસે પ્રત્યેક પદાર્થના–પરિસ્થિતિના–વ્યક્તિના ઘટસ્ફોટ કરાવે છે. જ્ઞાન મનને કહે છે–તું વસ્તુના મૂલ્યાંકન કર...બાદમાં તારા ઇંદ્રિય અનુચરોને આજ્ઞા આપ...

ઘરના સાથે લઢાઈ કરાય ? પારકા સાથે પ્રીતિ કરાય ? તારી સામે આવેલ હકીકત શું છે એ તો જો ?...

જ્ઞાનની આજ્ઞા મનને માનવી જ પડે. જ્ઞાનથી પ્રેરાઈ મન વિચાર કરે છે. ત્યાં પરિસ્થિતિનું સત્ય દર્શન થાય છે. પરિસ્થિતિનું સત્ય દર્શન મનને શાંત બનાવે છે...મન શાંત બનતાં વચન પણ શાંત બને છે અને કાયા પણ શાંત બને છે અને પેલું ઇંદ્રિયનું તોફાની ટોળું તો ચૂપચાપ, સીધે-સીધું શાંત થઇને બેસી જાય છે...
પ્રસિદ્ધિ બની જશે. પ્રસિદ્ધિ માટે પુરુષાર્થ નહિ કરવો પડે,

આ શ્રી આચારાંગ સૂત્રનું અમરપદ-"અતિવિજ્જો નો પડિસંજલિજ્જાસિ." તેનાં રહસ્યને સમજ. વિદ્વાન્ ગુસ્સો નથી કરતો. વિદ્વાન્ સંતપ્ત થતો નથી, વિદ્વાન્ અકળાતો નથી, વિદ્વાન્ માર્ગ ભૂલતો નથી. વિદ્વાન્ ગુસ્સો જ કરતો નથી, એમ નહિ પણ, વિદ્વાન્ હોવાથી માન-માયા લોભ પણ કરતો નથી. વિદ્વાન્‌ની તાકાત કષાય માત્રને કાબુમાં રાખવાની છે. વિદ્વાન્ તત્ત્વજ્ઞાની છે...એટલે પોતાના અપરાધની ક્ષમા માંગી શકે છે. બીજાના અપરાધને માફ કરી શકે છે. તેથી તેનું મન અકળાતું નથી. મન અકળાતું નથી એટલે લોહી ગરમ થતું નથી. અને લોહી ગરમ ન થવાનાં કારણે ગુસ્સો આવતો જ નથી. વિદ્વાન્ ગુસ્સાને જ હરાવે છે. એવું નહિ અને એટલો જ અર્થ કરીએ કે વિદ્વાન્‌ને ગુસ્સો આવતો નથી. તો સંસારના મૂળભૂત બીજા ત્રણેય કષાયોને કોના દ્વારા જીતી શકાય...?

વિદ્વાન્ અજ્ઞાની તથા જ્ઞાની બંનેને યોગ્ય ન્યાય આપી શકે છે. વિદ્વાન્ અજ્ઞાનીને જોતાં તેના ગુન્હાને જોતાં વિચારે છે તેણે ગુન્હો કેમ કર્યો ? અભિમાનના સહારે....ભૂત-પ્રેત-પિશાચ જે માનવના શરીરમાં આવે તેને પાગલ કહી તું માફ કરે તો અભિમાન રાક્ષસે જેના મનમાં પ્રવેશ કર્યો હોય તેને પાગલ કહી માફ ના કરી દે ?....

જ્ઞાની અભિમાનીને માર્ગ આપી દે છે. વિદ્વાન્ અને જ્ઞાની

સામ-સામા આવે છે. ત્યારે વિદ્વાન્ જ્ઞાનીના સન્માન કરવા લાગી જાય છે એટલે અભિમાન ઉભું રહીને અકળાઈ જાય છે. મને તો મોકો જ આપતાં નથી. નિરૂપયોગી-નકામો બનીને રહેવું તેના કરતાં "કરો ગચ્છન્તિ." એટલે જ્ઞાની પાસે સદા નમ્રતાનો જ વિજય થાય છે...જ્ઞાની અને માયાને તો જરાય બને નહિ. જ્ઞાન-જ્ઞાનીનું નામ આવે ત્યાં માયા ધ્રુજવા માંડે. જ્ઞાની શુદ્ધિને ઝંખે...

પવિત્રતા ચાહે.....નિર્મળતાની ઇચ્છા રાખે....માયા તો વિષધરી જ્ઞાનરૂપ અમૃતનો સ્પર્શ થાય તો તેને સરળતારૂપ અમૃતવેલ બનવું જ પડે. જ્ઞાની માયાને-કપટને પૂછે, " કેટલાં સમય માટે-કોના માટે તમારી મહોબ્બત કરવાની ?"

અશાશ્વત્ જીવન માટે, અશાશ્વત્ મૂલ્યો માટે તમારી મહોબ્બત નહિ થાય. અમારી પ્રીતિ સરળતા સાથે થઇ ગઈ છે.

જાવ, માયા મહાદેવી વિદાય થાવ....જ્ઞાની પાસે લોભને તો સ્થાન જ ક્યાં મળે ? જ્યાં સ્થાન નહિ, ત્યાં માન તો હોય જ શાનાં ? જ્ઞાનીએ તો શરીરને પણ આહ્વાહન કરીને કહી દીધું છે, જો, તું મોક્ષમાર્ગમાં સહાયક બનીશ તો તારૂં કંઇક ધ્યાન રાખીશ. નહિતર તારી સાથે પણ સત્યાગ્રહ-અણસણ પ્રારંભી દઇશ. શરીર પર પણ મમત્વ નહિ...આસક્તિ નહિ... તો જ્ઞાની વિશ્વની કઇ વ્યકિત અને કયા પદાર્થ ઉપર આસકિત રાખે. સૌ વ્યક્તિ અને પદાર્થોને કહે "તમે જ્ઞાન-દર્શન-ચારિત્રનો ઉપકાર કરવા આવો તો ઉપકરણ રૂપે તમને સ્વીકારૂં....અધિકરણનો તો મારે ત્યાગ છે....

જ્ઞાની સંતપ્ત ન બને એટલે કષાયોને આધીન ના બને... જ્ઞાની ક્રોધ-માન-માયા-લોભનો વિજેતા બને... મારાં શિષ્ય ! મારે પણ તને જ્ઞાની બનાવવો છે. જ્ઞાનામૃતના તને પાન કરાવવા છે.

"મારી ભાવના પૂર્ણ કરીશ ને ?"....

ગુરુદેવ ! ફરી ફરીને એક જ વાત કરું છું...

મને શિષ્ય બનાવો...સાચો શિષ્ય બનાવો...આપનો શિષ્ય બનાવો...

આપના શિષ્ય તરીકે મારો સ્વીકાર કરો...આપનો શિષ્ય ક્યારેય કાચો ન રહે...સાચો બને....

હું તો શીલા...શિલ્પી આપ....આપને યોગ્ય લાગે તેવું મારું સર્જન કરો....

આપની હિતશિક્ષા રૂપ ટાંકણામાં એવું અદ્ભુત કૌવત છે...પથ્થર પારસ દેવ બને છે...

બસ, મને હિતશિક્ષા આપજો...એજ પુનઃ પુનઃ નમ્ર પ્રાર્થના....



# ૩૮ નો નિહણિજ્જ વીરિયં

જ્યાં સુધી માન મોહનીયકર્મ છે ત્યાં સુધી દરેક વ્યક્તિ દેખાવ કરવાની કે હું શ્રેષ્ઠ છું. મારું જીવન શ્રેષ્ઠ છે. મારા આશ્રય દાતાઓ શ્રેષ્ઠ છે. હું જીવનમાં કોઈ કાર્ય ન કરું તો પણ તેમાં મારી શ્રેષ્ઠતા છે. માનવ ધર્મ કરે તો તે દ્વારા ધર્મી કહેવરાવે છે. પણ ધર્મ ન કરતો હોય તે છતાંય નાસ્તિક કહેવરાવવું તેને પસંદ પડતું નથી. પણ તેવી વ્યક્તિ ચાહના રાખે છે કે તમે નાસ્તિક ના કહો પણ વિચારક કહો.

માનવ...જો દાન આપે છે તો તેની પાછળ દાનવીર કહેવરાવવાની ઝંખના પ્રાયઃ રહેલી હોય છે. પણ દાન ન આપે અને તેને કંજુસ કહે તો તેને પસંદ પડતું નથી. તે વ્યક્તિ કહે છે યોગ્યક્ષેત્ર–યોગ્યપાત્ર હોય તો હું દાન કરું છું. મને કંજુસ ના કહો...વિવેકી કહો. વ્યક્તિ કોઈને કંઈ મદદ કરે છે તો પરોપકારી કહેવરાવવા આતુર રહે છે. પણ વ્યક્તિ જ્યારે જરાપણ કોઈને મદદ–સહાય–સેવા કરતી નથી ત્યારે પણ સ્વાર્થી કહેવરાવવાનું તેને મંજુર નથી, પણ વ્યક્તિ કહે છે તમે મને પરમાર્થી કહો. સામી વ્યક્તિને હું મદદ કરું તો તેની પુરુષાર્થ કરવાની શક્તિ ક્ષીણ ન થાય માટે જ મેં આ માર્ગ મારી બદનામી વહોરીને પણ લીધો.

સાધક! સંસારીની આ રીત કદાચ હોઇ શકે. પણ સાધકની પદ્ધતિ અલગ. સાધકનું જીવન શ્રેષ્ઠ. તેના આચાર શ્રેષ્ઠ પણ વિચાર તો સર્વશ્રેષ્ઠ વિશ્વમાં કોઇપણ વ્યક્તિ દેખાવ માટે કંઈપણ કરે પણ સાધુમાં ક્યારેય પ્રદર્શન વૃતિ–જાહેરાતની ભાવના ન આવવી જોઇએ. જાહેરાતની ભાવના પ્રદર્શનની

ભાવના એટલે પ્રશંસાની અપેક્ષા ગુરુઓ જ્ઞાનીઓ હિતસ્વીઓ ક્યારેય પ્રશંસા ન કરે. અનુમોદના સમયે જ થાય. તુરત ના થાય. વ્યક્તિની સામે અનુમોદના ના પણ કરે. અનુમોદના એ આંતરગુણ–આંતર સ્વભાવ છે. એટલે પ્રસંગે શિષ્યની અનુમોદના સહજ ભાવે થઇ જાય. શિષ્યની પ્રશંસા ન હોય, સ્તુતિ ન હોય. પ્રશંસા બહારના સંબંધની હોય. સ્તુતિ ગુરુજનની હોય. શિષ્યને પ્રેરણા કરવાની હોય.

સાધકને પ્રશંસાની ભાવના પેદા થાય એટલે ગુરુ ભૂલાય અને જગત યાદ આવે. જગતની અપેક્ષા રાખવી પડે. સંસારીની અપેક્ષા એટલે જાણે–અજાણે ૧૮ પાપ સ્થાનકની અપેક્ષા. નિરવદ્ય–પાપ રહિત જીવનનો સ્વામી પુનઃ સાવદ્ય પાપી જીવનનો ભોક્તા બની જાય. એટલે જ સાધક શિષ્ય! તારે સાધના કાળમાં ખૂબ સાવધ અને એકાગ્ર રહેવાનું. શ્રી આચારાંગ સૂત્ર કહે છે–

"નો નિહણિજ્જ વીરિયં."

"સંયમ જીવનમાં શક્તિને ક્યારેપણ ગુપ્ત નહિ રાખવાની."

આ વાક્ય સાંભળતાં જ તું કહીશ ગુરુદેવ! તમે તો મને ગુપ્ત રાખવાનાં પાઠ ભણાવતાં હતા અને શ્રી આચારાંગ-સૂત્ર કહે છે તારી શક્તિ જાહેર કર. પ્રગટ કર. આમ શ્રી આચારાંગ સૂત્ર અને આપની વાતમાં સુમેળ કેમ નહિ? શું કારણ છે? આપની વાત અને શ્રી આચારાંગ સૂત્રની વાતમાં આટલો મોટો ફરક પડે છે. મને સમજાવવા તસ્દી લો.

વ્હાલા વત્સ! શ્રી આચારાંગસૂત્ર અને સદ્‌ગુરુની વાતમાં ફરક ન પડે. શાસ્ત્રાભ્યાસ કરી મારી મતિ–બુદ્ધિ તો શાસ્ત્ર પરિકર્મિત થઈ છે. પણ હજી તારી બુદ્ધિ પરિપક્વ થઇ નથી. એટલે તું શબ્દ સાંભળે અને શબ્દના અર્થ કરે. પણ મારે તને વીર વર્ધમાન સ્વામીની વાણીનું–આગમનું રહસ્ય સમ-જાવવું છે.

જાહેરાત-પ્રદર્શન એટલે માન-સન્માન-કીર્તિનો સસ્તો માર્ગ. શાસ્ત્ર ક્યારેય કીર્તિના માર્ગની પ્રેરણા ના કરે. શાસ્ત્ર તો કર્તવ્ય પથનો ઉપદેશ આપે. વીર વર્ધમાન સ્વામી જન્મથી ત્રણ જ્ઞાન યુક્ત, દીક્ષા બાદ મનઃ પર્યવ જ્ઞાનની પ્રાપ્તિ, કેવળજ્ઞાન થવાનું એ નિશ્ચિત હકીકત, પણ પરમાત્માએ કેટલાં વર્ષ તપ કર્યો ? કેવો તપ કર્યો ? કેવી રીતે તપ કર્યો ? પ્રભુએ સાડાબાર વર્ષ ઘોર તપ કર્યો, પ્રાયઃ બધો તપ નિર્જળ કર્યો, સંપૂર્ણ તપ કાયોત્સર્ગ ધ્યાનમાં અપ્રમત્તભાવે કર્યો, એ પરમાત્મા તને પ્રેરણા કરે છે.

'નો નિહણિજ્જ વીરિયં'

સંયમ અનુષ્ઠાન કર. શક્તિને ગુપ્ત ન રાખ.

શક્તિ ન છૂપાય એ દ્વારા પણ પ્રભુ ફરમાવે છે પુરુષાર્થમાં પામર ના બન, પુરુષાર્થ દ્વારા તું પણ પ્રભુ બન. તારી જે આરાધનામાં શક્તિ હોય-રૂચિ હોય તેમાં સંપૂર્ણ પુરુષાર્થ કર.

'સામર્થ્ય હોય છતાં-શક્તિ હોય છતાં ગણત્રી કરે તે વણિકવૃત્તિ' 'શક્તિનો સંપૂર્ણ સદુપયોગ કરે તે વીરવૃત્તિ.'

વીર પ્રભુ તને શક્તિનો સદુપયોગ કરવા પ્રેરણા કરે છે. સાધક ! જો તું સંપૂર્ણ શક્તિથી તપ કરીશ તો અણહારી પદ પ્રાપ્ત કરીશ. શકિત સામર્થ્ય હોવા છતાં થોડો ઘણો તપ કરીશ તો આલૌકિક ફળરૂપ બળ-રુપ-રિદ્ધિ-પુણ્ય વિગેરે ફળ મળશે.

સાધક ! જો તું જ્ઞાન પ્રાપ્તિમાં અપ્રમત્ત ભાવે લાગીશ તો કેવળજ્ઞાનનો વિદ્યાર્થી બનીશ, શકિત ગુપ્ત રાખી જ્ઞાન મેળવીશ-અલ્પ પ્રયત્ન કરી જ્ઞાની કહેવરાવીશ તો કીર્તિ મળશે પણ સદ્ગુણ નહિ મળે. શ્રી આચારાંગસૂત્ર કહે છે- સાધક ! મન-વચન-અને કાયા ત્રણે શકિતને સંપૂર્ણ પણે વિકસિત

કર, પણ શકિત–સામર્થ્ય હોય તો પીછેહઠ ન કર. જેમ વૃક્ષ ઉપરથી ફુલ લઇએ તો ફુલ આવે, ફુલ ન ચૂંટીએ તો વૃક્ષ કરમાઈ જાય. જેમ કૂવામાંથી પાણી ખેંચીએ તો પાતાળ સેર ફૂટે, પણ પાણી ન કાઢીએ તો કૂવો સૂકાઈ જાય, તેમ સાધક! જો તું સર્વ શકિતથી પુરુષાર્થ કરે તો અનંત શકિતનો સ્વામી બને, તારા સામર્થ્ય–શકિતને રોકનાર અંતરાય કર્મને પાધરા પોબારા ગણવા પડે, પણ શકિત છતાં શકિતનો સદ્દુપયોગ ન કરે તો તે શકિત બીજા જન્મમાં ન મળે.

શ્રી આચારાંગસૂત્ર તો માતાના દૂધ જેવું પાચ્ય છે. માતાનું દૂધ બાળકનું સ્વાસ્થ્ય સુધારે તેમ શ્રી આચારાંગસૂત્રનું અમીપાન તારું ભાવ સ્વાસ્થ્ય અવશ્ય સુધારે.

'ન નિહણિજ્જ વીરિયં'

તું શકિતનો નાશ ના કર, પણ સદ્દુપયોગ કર.

વ્યકિતની અનાદિની આદત છે. થોડું કરી સારું કહેવાની આદત જતી નથી, એટલે કંઈ પણ કર્તવ્ય કર્યાબાદ તુરત વ્યકિત કીર્તિના માર્ગે ચાલ્યો જાય છે, તેને શ્રી આચારાંગ સૂત્ર કહે છે–

સન્માર્ગનો–સત્ શકિત વિકાસનો તારો સંપૂર્ણ પુરુષાર્થ હશે તો સિદ્ધિ તારા ચરણ–કમલને ચૂમશે. તારી સિદ્ધિ એજ પ્રસિદ્ધિ બની જશે. પ્રસિદ્ધિ માટે પુરુષાર્થ નહિ કરવો પડે."

શ્રી આચારાંગસૂત્રનું ધ્રુવપદ "નો નિહણિજ્જ વીરિયં." હજી સાધકના કાનમાં કંઈક કહે છે. જો, તું શક્તિનો સંપૂર્ણ સદ્દુપયોગ નહિ કરે તો તારી શક્તિઓનો તારા હાથે જ નાશ થશે. તારી સિદ્ધિ તારા હાથે જ નષ્ટ–ભ્રષ્ટ થઈ જશે.

તું તપ કરે છે પણ જવાબ મેળવ તારા આત્માથી... સંપૂર્ણ શકિતથી તપધર્મની આરાધના કરી કે તપસ્વી કહેવરાવવા ? તું જ્ઞાન અર્જન કરે છે પણ તારી સ્મરણ શકિત પ્રમાણે કે કોઈના પ્રમાણમાં ? તું વૈયાવચ્ચ કરે છે કોઇને

જોઈને કે બાહુબલીજી–નંદીષેણ જેવા થવા માટે ? શકય સર્વ શક્તિ લગાવીને ?

શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષાને હજી ખૂબ વિચારવા જેવી. છે. 'શકિત ન છૂપાવ...તેમ કહ્યું પણ...શકિત ઓળંગીજા... શકિતથી અધિક કર તેમ ન કહ્યું...કેમ ?

**'શકિતનું અતિક્રમણ વ્યકિતનો નાશ કરે.'**

જેમ શકિતના અતિક્રમણથી વ્યકિતનો નાશ તેમ શકિતનું પ્રગટીકરણ ન થાય તો પણ નાશ. શાનો ? સિદ્ધિનો...

શકિત ગુપ્ત ન રાખવાનું કહેવા દ્વારા શ્રી આચારાંગસૂત્ર કહે છે–તારા નિજના પુરુષાર્થના પ્રગટીકરણમાં તારા સહજ આત્મ પ્રકૃતિના દર્શન સુલભ છે.

સાધક ! શકિતના વિકાસથી તારા વ્યકિતત્વનો વિકાસ અને જ્યાં સાધનાથી વ્યકિતત્વનો વિકાસ ત્યાં આંતર આત્માની ચૈતન્ય પ્રગટીકરણ ની અદ્વિતીય પદ્ધતિ તને શ્રી આચારાંગસૂત્રએ ઉપદેશી.

**"આદેશમાં આગ્રહ હોય."**

**"ઉપદેશ સ્વેચ્છાએ ગ્રહણ થાય."**

શ્રી આચારાંગસૂત્ર ઉપદેશક ગ્રંથ છે.

સાધક ! તું ઉપદેશ ચાહક છે. બસ, વીર વીતરાગના ઉપદેશને અનુસરણ કર, એજ મારી તો તારા પ્રત્યે શુભ ભાવના...

ગુરુદેવ ! હું તો આપનો શિષ્ય. મને તો આપની શિક્ષા જોઈએ...આપની હિતશિક્ષા જોઈએ...તે હિતશિક્ષા અનુસરણ કરવામાં ક્ષણનો વિલંબ કરું તો મારા શિષ્યભાવની સાધના લાજે. મારા શિષ્ય ભાવની સિદ્ધિ અર્થે આપની હિતશિક્ષાને અનુસરવા કટિબદ્ધ થાઉં છું.

**"સ્વીકારો વંદના...."**

卐

## ૩૯ દીઠે આણાકંખી પંડિએ અણિઠે

સ્નેહ-લાગણી-પ્રેમ એ બધાં એટલા સુવાળાં શબ્દો છે. કે શબ્દના ઉચ્ચારણ માત્રથી કેટલાંક તો ઢીલા-પોચા થઈ જાય છે. આ જગતમાં અત્યારે સૌથી અધિક વ્યભિચાર જો કોઇનો પણ થતો હોય તો તે સ્નેહ-લાગણી અને પ્રેમ શબ્દનો-

**"વિપરીત ઉપયોગ-ખરાબ ઉપયોગ-દુરૂપયોગ-અયોગ્ય વ્યક્તિ દ્વારા અયોગ્ય રીતે થતો ઉપયોગ તે વ્યભિચાર"**

ઉઘાડે છોગે-ધોળે દિવસે-ખુલ્લે હૈયે સૌ કોઈ સ્નેહ લાગણી અને પ્રેમ શબ્દનો વ્યભિચાર કરી રહેલ છે. જે પદાર્થનો દુરૂપયોગ થાય તેનું મહત્ત્વ ઘટી જાય. તેમ સ્નેહ-લાગણી અને પ્રેમ શબ્દનો એટલો દુરૂપયોગ થયો છે કે તેનું મહત્ત્વ ઘટી ગયું છે. છતાં માનવ તેના મોહક રૂપમાં ફસાઈ જાય છે. સ્નેહ-લાગણી-પ્રેમ એ કોઈ પરિચયથી પેદા થનાર ચીજ છે ? છતાં જ્યારે હૈયામાં રહેલી વાસનાઓ વિફરે છે. ત્યારે વાસના સુંવાળું રૂપ લઈને કહે છે-તારામાં ક્યાં કોઈ વિકૃત ભાવના છે. નિઃસ્વાર્થ સ્નેહ-નિઃસ્વાર્થ પ્રેમ છે.

સૂર્ય પૂર્વનો પશ્ચિમમાં ઉગે તો પણ સંસારમાં નિઃસ્વાર્થ સ્નેહ હોય નહિ. સ્નેહ-લાગણી પ્રેમ જ્યાં કંઈક પોતાનો સ્વાર્થ સિદ્ધ થતો હોય ત્યાં જ પેદા થાય છે. આપણી ખુશી માટે કોઇની સાથે સારો વર્તાવ કરવો....આપણી ખુશી માટે કોઈના પર ન્યોચ્છાવર થઈ જવું....આપણી ભાવનાની પૂર્તિ માટે કોઈને સમર્પણ થઈ જવું....શું આ નિઃસ્વાર્થ મોહના લક્ષણ છે ?

સંસારીના સ્નેહ–લાગણી–પ્રેમ ક્યારેય નિઃસ્વાર્થ હોય જ નહિ. છેવટે પોતાના આત્માના મોહનીય કર્મના આવિર્ભાવ સ્વરૂપ છે. ખુદના કર્મના ઉદયના સ્વરૂપ છે.

**પોતાના કર્મના ઉદયને ભોગવવા એક પાત્રનું સંશોધન તે જ સ્નેહી–તે જ પ્રેમી.**

છેવટે ખુદના કર્મની જ આ બધી વિટંબના છે. વીતરાગ વગર નિઃસ્વાર્થી કોણ ? રાગ હોય અને સ્વાર્થ ન હોય તે બને ? જ્યાં તેલ હોય ત્યાં ચિકાસ હોય જ. જ્યાં રાગ હોય ત્યાં સ્વાર્થ હોય. એટલે જ સંસારીઓનો સ્નેહ નિઃસ્વાર્થ ન હોય. થોડી ઘણી પણ સ્વાર્થની ભેળસેળવાળો જ સંસારીનો સ્નેહ હોય અને જ્યારે વ્યક્તિ સ્વાર્થ રહિત નિઃસ્વાર્થી બને છે ત્યારે તે નિઃસ્નેહી બને છે. સ્નેહ રહેતો નથી. પછી નિઃસ્વાર્થ સ્નેહ રહે ક્યાંથી ? શાસ્ત્ર કહે છે–

નિઃસ્વાર્થ સ્નેહ એટલે હૈયાની હિતભાવના...કલ્યાણ ભાવના....મંગલ ભાવના. નિઃસ્વાર્થ સ્નેહ કોઈ એક વ્યક્તિ પર હોતો નથી. નિઃસ્વાર્થ સ્નેહ તો પ્રાણીમાત્ર ઉપર હોય છે. નિઃસ્વાર્થ સ્નેહની ધારા વિશ્વમાત્રને પાવન કરે. કોઈ એકાદ વ્યક્તિ ઉપર થતો પ્રેમ એ ક્યારેય નિઃસ્વાર્થ ન હોય.

કારણ; વ્યક્તિ ઉપર પ્રેમ કરે છે ત્યારે જગત્ ગૌણ બને છે અને એકાદ વ્યક્તિ અધિક બને છે. કોઈ એકાદ વ્યક્તિ ગુણથી અધિક નથી. પુણ્યથી અધિક હોઈ શકે છે. જો તને ગુણનો પ્રેમ હોય તો જીવમાત્રમાં ચૈતન્યનો ગુણ સમાન છે, તેનો ઉપાસક બન. પણ ચૈતન્યનો ઉપાસક બને એમાંથી સ્નેહ ચાલ્યો જાય અને જ્ઞાન પ્રગટ થાય.

સ્નેહ હોય તો સંતાપ....
સ્નેહ હોય તો સંયોગ....
સ્નેહ હોય તો વિયોગ....
સ્નેહ હોય તો જ દુઃખ....

આ બધી દુઃખની ઝંઝટમાં ફસાય તે મૂર્ખ. શ્રી આ-ચારાંગસૂત્ર કહે છે સાધક યાદ રાખ. ફરી ફરી સ્મરણ કરી લે. તારું નામ યાદ રાખે છે તેમ યાદ રાખજે.

સ્નેહ અજ્ઞાની કરે...સ્નેહ મૂર્ખ કરે...જ્ઞાની ક્યારેય સ્નેહ કરે નહિ, સ્નેહ રાખે નહિ શ્રી આચારાંગસૂત્રની પરિભાષા યાદ રાખી લે.

પંડીત કોને કહેવાય ?

જગતના બધા ધર્મગ્રંથો વાંચ્યાં હશે. પણ શ્રી આચા-રાંગસૂત્ર એક અધ્યાત્મશાસ્ત્રનો અનોખો ગ્રંથ છે. જેમ જેમ મનન કરે, તેમ તેમ તેની ભવ્યતા સમજાતી જાય. શ્રી આચારાંગસૂત્ર ફરમાવે છે–

'ઇહ આણાકંખી પંડિએ અણિહે'

'આ જિનશાસનમાં જિનાજ્ઞાનો ચાહક પંડીત સ્નેહ રહિત હોય.'

'પંડીત સ્નેહ રહિત' ? કોણ ? પોથા પંડીત ? શું પુસ્તકનો જ અભ્યાસ કરનાર ?

એકલા પુસ્તકનો અભ્યાસ કરનાર ક્યારેક તો વાંચનથી અસદ્ વાંચનથી અકાર્ય તરફ પ્રેરિત બને છે. જૈન શાસન એકલા અભ્યાસીને પંડીત કહેતું નથી. અભ્યાસ કયો કરવો ? કોની પાસે કરવો ? શા માટે કરવો ? અભ્યાસ કયા ધ્યેયથી કરવો તેની પણ જિનશાસનમાં ખૂબ દીર્ઘ વિચારણા કરી છે.

જિનશાસનમાં કોઇપણ એક માર્ગ ઉપર અધિક જોર નથી. આ શાસનમાં તો સ્પષ્ટ ફરમાવ્યું છે–'સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ' નહીં કે એકલો જ્ઞાનમાર્ગ.

સ્યાદ્વાદ સિદ્ધાંતમાં નિરપેક્ષતા ક્યાંય ચાલે નહિ. સાપે-ક્ષતા સર્વત્ર કહી છે. નિરપેક્ષતા એ અસત્ય સર્વ આરાધનાં પ્રત્યે સાપેક્ષતા એ સત્ય.

જ્ઞાનના આરાધક અને ક્રિયામાર્ગના લોપકને આ શાસનમાં પંડીત કહયા નથી. પણ, અહીં ખૂબ સુંદર શબ્દ છે. આણાકંખી–આજ્ઞાનો આકાંક્ષી....વીતરાગની આજ્ઞાનો ચાહક... શાસ્ત્ર મર્યાદાનો ઉપાસક....શાસ્ત્ર પ્રમાણે જીવન જીવવાને ઝંખતો શાસ્ત્રાજ્ઞાના લક્ષ્યને સિદ્ધ કરવા મથતો–વીતરાગ વચન પ્રમાણે જીવન જીવવાનો અભિલાષુક તે પંડીત.

શાસ્ત્રવાકય કયારે અપૂર્ણ ન હોય. સંદિગ્ધ ન હોય. વિપરીતતાયુક્ત ન હોય. અન્યોન્ય વિરુદ્ધ ન હોય. શાસ્ત્રવાકય સદા અસંદિગ્ધ હોય. અવિપરીત હોય.

પંડીતની વ્યાખ્યા કરતાં 'આણાકંખી' કહ્યું. પણ આણાપાલગ કેમ ન કહ્યું ? પંડીત શાસ્ત્રજ્ઞા મુજબ જીવી પણ શકે અને સંપૂર્ણ શાસ્ત્રાજ્ઞા મુજબ ન પણ જીવી શકે ? શાસ્ત્રમાં ફરમાવેલ આજ્ઞાનો અમલ થઇ પણ શકે અને સમસ્ત આજ્ઞાનું પાલન ન પણ થઈ શકે.

શાસ્ત્રાજ્ઞા પાલનમાં પુરુષાર્થની–શક્તિની જરૂર પડે છે. પુરુષાર્થ અને શકિત સૌમાં સમાન પ્રગટ ન થઇ શકે. પુરુષાર્થ અને શકિત છદ્મસ્થમાત્રમાં વિભિન્ન રહેવાના....શકિતની અધિકતા–ન્યૂનતાના કારણે વ્યકિતમાત્રમાં શાસ્ત્રાજ્ઞા પાલનમાં અધિકતા–ન્યૂનતા રહેવાની. તને ચારિત્રાચારના પાલનમાં તરતમતા દેખાય ત્યાં મૂંઝાતો નહિ કારણ એ તરતમતા વીર્યાંતરાયકર્મના ક્ષયોપશમને આભારી છે. એટલા માટે જ શ્રી આચારાંગસૂત્રમાં પંડીતની પરિભાષા જણાવતાં કહ્યું– આણાકંખી પ્રભુની આજ્ઞાનો આકાંક્ષી પંડીત સસ્નેહી ન હોય–નિઃસ્નેહી હોય.

મારા સુશિષ્ય ! પ્રભુના શાસનમાં સ્નેહ કોને કહેવાય તે પણ સમજી લેજે. સ્નેહ એટલે ચિકાસ. ચોંટવું–લાગવું–ખરડવું. આ શાસનમાં આઠકર્મ છે. આઠકર્મની ચિકાસથી

જ આત્મા લેપાય છે. આઠકર્મ રહિત તે અસ્નેહી-નિઃસ્નેહી. કર્મ સહિત તે સ્નેહી. કર્મ રહિત તે નિઃસ્નેહી.

ગુરુજી....ગુરુજી....પંડીત માત્ર નિઃસ્નેહી-કર્મ રહિત. સિદ્ધ ? બહુ સરસ !

સુશિષ્ય ! ઉતાવળે આંબા ન પાકે. શાસ્ત્રના રહસ્ય સમજવા ધૈર્ય જોઇએ. અધીરતા-ચંચળતા તને શાસ્ત્ર પારગામી નહિ બનાવે. સાંભળી લે તારા પ્રશ્નનો જવાબ.

પંડીત તે કર્મરહિત નહિ પણ નક્કી કર્મ રહિત બનનાર. આસન્ન ભવ્ય આત્માનો મોક્ષ નજદીક હોય છે. એટલે નજદીકના ભવિષ્યની વાત વર્તમાન જેવી કહેવાય એટલે ભવિષ્યકાળની સિદ્ધિને વર્તમાનમાં બતાવી.

જે પ્રભુની આજ્ઞાની આકાંક્ષા રાખનાર પંડીત છે તે અસ્નેહી છે. અસ્નેહી-કર્મ રહિત સિદ્ધ થાય છે. તું પણ મારો શિષ્ય ! તને પણ મારા આશીર્વાદ તું પણ પંડીત બન.... પ્રભુની આજ્ઞાની આકાંક્ષા રાખનાર પંડિત બન....

પ્રભુની આજ્ઞાની આકાંક્ષા રાખનાર પંડીત કર્મ રહિત સિદ્ધ બને છે.

બસ, તું પણ સિદ્ધ બન એ જ શુભાશિષ.

ગુરુદેવ ! હું પંડીત બનીશ કે નહિ તે મને ખબર નથી. આપ જ મારા ભવિષ્ય જાણનાર ભાવિના ઘડવૈયા છો. પણ હું એટલું તો અવશ્ય કહું છું આપ સમા પંડીત ગુરુનો સુશિષ્ય બનવા અવશ્ય કોશીશ કરીશ.

મનોરથ આપના....પ્રયત્ન મારો....

બસ, ગુરુદેવ મને આશિષથી ધન્ય બનાવો....

卐

## ૪૦ "જુદ્ધારિહં ખલુ દુલ્લહં"

શૂરી ક્ષત્રિયાણીના સપુતને યુદ્ધ ન મળે ત્યારે આકરો-ઉતાવળો થઈ જાય. પણ, યુદ્ધના નિયમને જાણે પણ ક્ષત્રિય. અને યુદ્ધના નિયમને પાળે પણ ક્ષત્રિય. સાચો ક્ષત્રિય ક્યારેય અયોગ્ય યુદ્ધ ન કરે. સાચો ક્ષત્રિય ક્યારેય યુદ્ધના કાયદાનો ભંગ ન કરે. ક્ષત્રિય અયોગ્ય સમયે યુદ્ધ ન કરે. અયોગ્ય રીતે યુદ્ધ કરે તો ક્ષત્રિયાણીનું દૂધ લાજે. પણ ક્ષત્રિય યુદ્ધના સમયે યુદ્ધ ના કરે તો ક્ષત્રિયાણીને ધરાશયી થવું પડે. યુદ્ધના સમયે પીછેહઠ કરે તે ક્ષત્રિયાણીનો સપૂત નહિ કોઈ વડારણનો જાયો હોય. યોગ્ય યુદ્ધ-ધર્મયુદ્ધ સામે આવે એટલે ક્ષત્રિય ઝાલ્યો-પકડયો ન રહે. માંદગીના બિછાને પોઢેલ પણ ક્ષત્રિય એકવાર તો રણ કેસરીયા કરે જ. આ છે ક્ષત્રિયની રીત રસમ.

તું પણ ત્રિશલાનંદન વીરવર્ધમાનનો સપુતને !

આજે પ્રભુ પરમાત્મા તને યુદ્ધ માટે હાકલ કરે છે... યુદ્ધ માટે આહ્વાહન કરે છે....આવી જા....યુદ્ધના મેદાનમાં.. તારા યુદ્ધ શાસ્ત્રનું સ્મરણ કરી લે. જીવ સાટેના પણ ખેલ ખેલી લે. પણ....ડરતો નહીં, ગભરાતો નહીં, કાયરની જેમ પીછેહઠ કરતો નહીં. આજ તો કેશરીયા કરી યુદ્ધનો રંગ જમાવી લે. કારણ, આ યુદ્ધને યોગ્ય વાતાવરણ ખૂબ દુર્લભ હોય છે.. શ્રી આચારાંગસૂત્ર રણભેરીનું વાદન કરે છે.

"જુદ્ધારિહં ખલુ દુલ્લહં" કાયરતાથી જો બધિર બન્યો હોય તો તારા કાનમાં સિંહનાદ કરુ છું– 'જુદ્ધારિહં ખલુ દુલ્લહં.'

તારક....! તમે તો શાંતિના અવતાર, શાંતિના ચાહક અને આ યુદ્ધનું ભૂત મને ક્યાં લગાડો છો. લડવું અને વઢવું એ

તો મારો સ્વભાવ થઈ ગયેલ છે. આપના સાંનિધ્યે આવતાં જાણે-અજાણે કંઈક શાંત થયો છું. ત્યાં ફરી યુદ્ધની મને પ્રેરણા ના કરો. લઢવા માટે મને પ્રેરણા કરવાની જરૂર જ નથી. લઢાઈનું કારણ તો હું ક્યાંય શોધી લઉં છું. મને લઢાઈ વગર ચેન પડતું નથી. આ મારો જુગ જૂનો અવતાર છે. મને અવળે રસ્તે ના દોરો ને.

ગુરુદેવ ! તમે તો મારી વહારે ધાવ. મને મદદ કરો. મારો પક્ષ કરો. જરા શાંતિથી બેઠો છું ત્યાં મને સતાવો નહિ.

વત્સ ! તારે શાંતિ જોઈએ છે એ કરતાં અનેક ગણી ભાવના મારા હૈયામાં છે કે તને શાંતિ પ્રાપ્ત થાય. મારા કોડ છે તને શાંતિદૂત તરીકે નિરખવા. તું જ્યારે શાંત થઈશ ત્યારે તારા આત્માને હું પણ વંદન કરીશ. પણ તું અત્યારે જે શાંતિ કહે છે તે સાચી શાંતિ નથી. સ્મશાનની શાંતિ છે.

શ્રી આચારાંગસૂત્ર તને ખૂબ સુંદર હિતશિક્ષા આપે છે. તું લઢયો છે પણ યુદ્ધના સમયે નહિ. યુદ્ધની ક્ષણો દુર્લભ હોય છે. આ પળ-આ જન્મ યુદ્ધના યોગ્ય છે. યુદ્ધના યોગ્ય સમયે યુદ્ધ કરે તેને વિજયની વરમાળા મળે. અત્યાર સુધી તેં જે યુદ્ધો કર્યા-વિજયની વરમાળા પહેરી તે બધી તારી પરાજયની દર્દભરી કથા છે. મહાભારતનું યુદ્ધ કર્યું કે પ્લાસીનુ યુદ્ધ કર્યું પણ એ અયોગ્ય સમયના અયોગ્ય રીતે ચઢાયેલ યુદ્ધે તને પરાજયી બનાવ્યો છે. પાગલને પાગલતા ન સમજાય તેવી વાત છે. હવે કહું છું યુદ્ધ કરી લે. વિજય તારો છે. આ યુદ્ધમાં જો વિજયી બની જાય તો ફરી કયારેય તારે યુદ્ધના મેદાનમાં જવું ના પડે. તૈયાર થઈ જા. સમયને સમજી લે. માનવનું ઔદારિક શરીર એ ભાવ યુદ્ધને યોગ્ય છે. કાર્મણ શરીર અને તૈજસ શરીર ભાવયુદ્ધને યોગ્ય નથી. વૈક્રિય શરીર દ્વારા તો વિવિધ રૂપો જ થાય. કયાં શાતાવેદનીય જન્ય સુખો અનુભવ-

વામાં વૈક્રિય શરીર મદદ કરે. ક્યાં ભયંકર અશાતા વેદનીય જન્ય દુઃખો અનુભવવામાં વૈક્રિય શરીર મદદ કરે છે. આહારક શરીર તો પ્રભુના સમવસરણના દર્શન માટે તથા પ્રશ્નોના નિવારણ માટે જ ઉપયોગી થાય. તિર્યંચનું ઔદારિક શરીર પણ પરિષહ–ઉપસર્ગ સામે યુદ્ધ ન આપી શકે. માનવનું ઔદારિક શરીર જ કર્મ સાથે લડત આપી શકે અને વિજયમાં સહાયક થઈ શકે. આજ સુધીમાં જે આત્માઓ મોક્ષે ગયા છે, મોક્ષે જઈ રહ્યા છે અને મોક્ષે જશે તે બધા માનવના ઔદારિક શરીર સિવાય કોઈ આંતરશત્રુની લડાઈમાં વિજયી બન્યું નથી.

તું પુણ્યાત્મા છે....ધન્યાત્મા છે. તીર્થંકર પરમાત્માએ જે શરીર દ્વારા સર્વ કર્મનો ક્ષય કર્યો તેવું શરીર તને મળ્યું. હવે છોડી દે અયોગ્ય યુદ્ધ. છોડી દે નાની નાની લઢાઈ. આવી ક્ષુદ્ર–તુચ્છ બાબતમાં તારા માનવ જીવનનો દુરુપયોગ ન કર. પાંચ શરીરમાંથી એક જ શરીર તને શુકલધ્યાન અને શૈલેશી અવસ્થામાં મદદ કરી શકે છે. આ માનવ જન્મની પ્રાપ્તિ સહેલી નથી. આસાન નથી. અસંખ્ય દેવો, સંખ્યાતા માનવો અનંતા તિર્યંચો અને અસંખ્ય નારકીઓ માનવ જન્મને ઝંખી રહ્યા છે....બધા ઝંખતા રહ્યા...અભિલાષ કરતાં રહ્યા. તને અલભ્ય–દુર્લભ માનવનો દેહ પ્રાપ્ત થયો. હવે આર્ય યુદ્ધ કરી લે. જેમાં માનવના હાથે માનવ કપાય તે અનાર્ય યુદ્ધ....માનવનું હિત જેમાં જોખમાય તે અનાર્ય યુદ્ધ.... સૌભાગ્યવતી સ્ત્રીના કંકણ અને તિલક નાશ પામે તે અનાર્ય યુદ્ધ....કર્મબંધ જેનાથી થાય તે અનાર્ય યુદ્ધ....માનવનું શરીર મળ્યા બાદ અનાર્ય યુદ્ધ ના લઢાય....

આર્ય યુદ્ધ માટે તત્પર થઈ જા. આર્યયુદ્ધ તેને કહેવાય જે આંતર શત્રુ સામે હોય. આર્યયુદ્ધ તેને કહેવાય જે કષાયોની

સામે હોય. આર્યયુદ્ધ તેને કહેવાય જે પરિષહ અને ઉપસર્ગ સામે હોય. આર્યયુદ્ધ તેને કહેવાય જે સમસ્ત કર્મ સાથે હોય.

પ્રભુ પરમાત્માએ આર્યયુદ્ધના વ્યૂહ બતાવ્યાં છે. સદ્-ગુરુનો અર્જુન સમો શિષ્ય બની જા. આર્યયુદ્ધના દાવપેચ. સમજી લે. અર્જુને મહાભારતના યુદ્ધમાં શ્રી કૃષ્ણને સારથી બનાવેલ. તું પણ અંતરશત્રુના મહાસંગ્રામમાં શાસ્ત્રાજ્ઞાને સારથી બનાવી દે. પ્રભુનું શાસ્ત્ર તારામાં કાયરતા પેદા નહિ. કરે. પ્રભુનું શાસ્ત્ર તને સમ્યગ્દૃષ્ટિના દર્શન કરાવશે. કુરુ-વંશના સ્નેહીઓ સમૂહ સમાન માતાનો મોહ–પિતાની ફરજ–સ્ત્રીનું રૂદન આ બધામાં તને ફસાવવા નહિ દે..પુદ્ગલ આ. બધામાં તને ફસાવવા નહિ દે. પુદ્ગલની માયા જડ તું ચેતનને નિહાળ. શાસ્ત્ર તને સંજય દૃષ્ટિ આપશે. શરૂ કરી. દે...પ્રારંભ કરી દે...અર્જુનને કુંતા માતાની રક્ષા હતી તો, તને અષ્ટપ્રવચન માતાની રક્ષા છે. અર્જુનના પક્ષમાં થોડાં જ રાજાઓ અને સેનાપતિઓ હતા. તારા પક્ષમાં સર્વ સાધુકુળ. છે, સર્વ સમ્યગ્દૃષ્ટિ જીવો તને વીરરસ પોષક ગીતોથી નવાજી રહયાં છે. મહાવ્રતના ઉચ્ચારણ રૂપ યુદ્ધના તિલક થઈ ગયાં છે. "જય વીતરાગ" બોલી યુદ્ધ શરૂ કરી દે. સિદ્ધિ તારો સત્કાર કરવા આતુર છે. ક્યાંય પરાજયનો ડર ના રાખીશ. મિથ્યાદૃષ્ટિ રૂપ દુર્યોધનને હાંકી કાઢ. વિષય અભિલાષ રૂપ દુઃશાસનને. દૂર કર. દુર્યોધન અને દુઃશાસન દૂર થતાં અજ્ઞાન રૂપ અંધ ધૃતરાષ્ટ્ર કાગારોળ કરી મૂકશે. તારા ઉત્સાહ રૂપ મહાશકિત-શાળી બંધુ ભીમને ભીસી નાંખવા પ્રયત્ન કરશે. પણ માયારૂપ શકુની દૂર થયો હોવાથી અજ્ઞાન રૂપ ધૃતરાષ્ટ્ર બાજી હારી જશે. માયારૂપ શકુનિને હટાવી દે.. યોગરૂપ કર્ણથી ડર નહિ.. યોગરૂપ કર્ણ બહાદુર સેનાપતિ છે. પણ અંતે તમે એક માતાના સંતાન છો. જ્યારે સમિતિ રૂપ કુંતા માતા યોગરૂપ

કર્ણને સમજાવશે ત્યારે યોગરૂપ કર્ણ મેદાન છોડી દેશે. [સર્વ યોગના રૂંધન વગર મોક્ષ ન થાય] અંતે આત્મા રૂપ અર્જુન હસ્તિનાપુર મોક્ષનું સામ્રાજ્ય પ્રાપ્ત કરે એ જ મારા હૃદયની ભાવના છે. તારા આત્મયુદ્ધની અમરકથા કહેતી આ અધ્યાત્મ ગીતા પ્રતિદિન પ્રાતઃકાળે દરેક ધર્મી પરિવારમાં પાઠ થશે.

પરમાત્માના શાસનના ગુરુએ પોતાના કરતાં પણ શિષ્યોને સવાયા જોવા ઇચ્છે છે. જગતગુરુ હીરસૂરીશ્વરજી મ. સાહેબ શિષ્ય સેનસૂરીશ્વરજી મ. ને સવાયા હીર ન બનાવ્યા? પ્રથમ ગણધર ગુરુ ગૌતમ સ્વામીએ પોતાના પહેલાં ૫૦ હજાર શિષ્યોને કેવલજ્ઞાની ના બનાવ્યા? શિષ્ય તારી પ્રગતિ એ મારા સ્વપ્નની સિદ્ધિ છે. મારા હૈયામાં પણ જગદ્‌ગુરુ હીરસૂરીશ્વરજી મ. સા. અને મહાગુરુ ગૌતમ જેવા કોડ છે.

જા....વ્હાલાશિષ્ય? આંતર યુદ્ધના મેદાનમાં. બન... પરમાત્મા મહાવીરના સાચો સપુત...તારી સિદ્ધિને અભિનંદન આપવા મારું મન પણ આતુર છે.

ગુરુદેવ! ગુરુદેવ! મારો કંઠ આજે રૂંધાઈ ગયો છે. શબ્દો અને અશ્રુ બંનેએ મારી પાસેથી વિદાય લીધી છે. આજ મારું હૃદય પશ્ચાતાપની આગથી સળગી ઉઠ્યું છે. હું કેવો ક્ષુદ્ર! ન સમજી શકયો વીતરાગના આગમને....

ન સમજી શકયો માનવ જીવનના મહત્વને....ન વિચારી શકયો મારા ગુરુદેવના અરમાનોને....લઢયો–ઝઘડયો પણ ક્ષુદ્ર કારણોથી....મારી પરાજયની કથા બોલતાં પણ શરમાઉં છું. પણ હું આપનો શિષ્ય છું....

આપની હિતશિક્ષાથી ઘડાયેલો છું....

આપના આશિષથી આજે પ્રારંભ કરું છું....

આંતરયુદ્ધ...રક્ષા કરજો....આપના શિષ્યના શુભભાવોની. એજ મંગલ પ્રાર્થના.... 卐

# "જયં વિહારી"



સંસ્કૃત ભાષાનો હૃ–હર્=હરણ કરવું. લઈ જવું. ધાતુ 'ઉપસર્ગ' બદલાતા પોતાનો મૂળ અર્થ બદલી જુદાં જ અર્થો લઈને વિશ્વ સમક્ષ આવે છે.

આ+હૃ=આહાર કરવો. સમ્+હૃ=સંહાર કરવો.

નિ+હૃ=નિહાર કરવો. વિ+હૃ=વિહાર કરવો.

પ્ર+હૃ=પ્રહાર કરવો. મૂળ ધાતુ સામે ઉપસર્ગ આવતાં તેના સમગ્ર અર્થ બદલાઈ જાય અને નવી શબ્દ શક્તિ પ્રગટ થઈ જાય; તો આશય બદલાતાં શબ્દનો અર્થ કેટલો બદલાઈ જાય ?

આજે શ્રી આચારાંગસૂત્ર આપણી સામે ફક્ત પાંચ અક્ષરની હિતશિક્ષા લઈને આવ્યું છે. ત્રણ અક્ષરનો મૂળ શબ્દ અને બે અક્ષરનું વિશેષણ. પણ, આ પાંચ અક્ષર આપણને કોઈક ભવ્ય દુનિયાના શિખર સિદ્ધ કરવા પ્રેરિત કરે છે.

"જયં વિહારી=યતનાપૂર્વક વિહાર કરનાર."

સુશિષ્ય ! સાધુતાના પાલન માટે જેમ મહાવ્રત જરૂરી તેમ વિહાર પણ ખૂબ જરૂરી છે. વિહાર એટલે વિહરણ. ફરવું–ફરવું. પોતાની જગા છોડવી પણ આનંદ માનવો. જલવિહાર, વનવિહાર, નૌકાવિહાર બધા શબ્દો નિર્દેશે છે ફરવું પણ આનંદ માટે, વનમાં ફરવું પણ આનંદ માટે નૌકામાં અહીં ત્યાં ઘુમવું પણ આનંદ માટે, આ વિહાર શબ્દનો અર્થ છે. ત્યારે શાસ્ત્રમાં વિહાર શબ્દ પાછળ યાત્રા શબ્દ જોડાય છે–વિહારયાત્રા. જેમ જીવનયાત્રા–સંયમયાત્રા તેમ વિહાર પણ યાત્રા.

યાત્રા શબ્દ આવે એટલે તુરત ખ્યાલ આવે. યાત્રા તીર્થ માટે હોય. તીર્થની હોય. વિહાર કેમ યાત્રા ? આ પ્રશ્ન તને થવાનો....

પ્રભુ શાસનમાં હરવા ફરવા, આનંદ–પ્રમોદ કરવા મનને બહેકાવવા વિહાર નહિ, પણ....વિહાર દ્વારા યાત્રા, વિહારથી યાત્રા. જગતમાં સુખ મેળવવા માટે, દુઃખ નિવારણ માટે કોણ હરતું ફરતું નથી ? જેનામાં હરવા–ફરવાની સંચરણ કરવાની શક્તિ છે તે સમસ્ત ત્રસ જીવો એક જગ્યા છોડે છે અને બીજી જગ્યાએ જાય છે. આમ સ્થાનાંતર કરવું તેને. વિહાર કહીએ તો બધાં જ ત્રસ જીવો વિહાર કરે છે જ. પછી સાધુને નવું શું કરવાનું છે ?

વિશ્વના સમસ્ત જીવો ચાહે ચેતના શક્તિ વિકસિત છે, કે અવિકસિત છે, નિગોદનો અવ્યક્ત જીવન પ્રક્રિયાવાળો જીવ હોય કે અનુત્તર દેવલોકમાં રહેલ સર્વાર્થ સિદ્ધ વિમાનનો દેવ. હોય બધાં જ વિહાર કરે છે. સૌને જન્મ સ્થાન છોડવું પડે છે અને બીજા જન્મમાં જવું પડે છે. એક સ્થાનેથી બીજે સ્થાને જવું તેનું નામ વિહાર હોય તો કોણ વિહાર નથી કરતું ?

સાધુ ! તું વિહાર જ ન કરે પણ, વિહારને યાત્રા બનાવે. સંયમયાત્રા સમાન તારી વિહારયાત્રા પણ મહા મંગળજનક. યાત્રા હંમેશા તારક હોય....ઉદ્ધારક હોય....આત્મવિકાસક હોય....તેમ સાધુ મહાત્મા ! તારે વિહારને યાત્રા બનાવવાની.

**આત્મા કલ્યાણ માટે વિહાર કરવાનો...**

**કર્મ નિર્જરા માટે વિહાર કરવાનો...**

**જિનેશ્વર પ્રભુની આજ્ઞા પાલન માટે વિહાર કરવાનો...**

પ્રભુએ ફરમાવ્યું–સાધુ જીવનના સંરક્ષણ માટે વિહાર એક અનિવાર્ય જરૂરિયાત. તું પૂછીશ–'વિહારનો ઉદ્દેશ શું'? એક સ્થળે રહેવાથી અનુકૂળતા અધિક મળવાનો સંભવ....એક સ્થાને રહેવાથી રાગ–દ્વેષના કારણનો અધિક સંભવ..એક સ્થાને રહેવાથી મમત્વાદિ અનેક દોષ અધિક થવાનો સંભવ. એક સ્થાને રહેવાથી સામર્થ્ય શક્તિ અવિકસિત રહેવાનો અધિક સંભવ તેથી જ પ્રભુએ સાધુને વિહાર ફરમાવ્યો.

વિહાર કરે એટલે સૌથી પહેલાં રાગ–દ્વેષના બંધન કપાય....સંગ છૂટે....રોજ નવા ગામ અને નવા મુકામ.... પ્રતિદિન અજ્ઞાત કુલ અને અજ્ઞાત લોકો પાસેથી ભિક્ષા લાવવાની...કોઈ ઓળખે નહિ એટલે ગૃહસ્થ મમત્વ રાખે નહિ–કે 'અમારા ગહારાજ.' સાધુ કોઈને ઓળખે નહિ એટલે 'મારો ભક્ત' આવો મમત્વનો પરિણામ પેદા થાય નહિ.

રાગ ભાગે તો દ્વેષને બિચારાને કયાં સ્થાન મળે? રાગ–ભયંકર બંધન જેનાથી તૂટે તે વિહારયાત્રા ન કહેવાય તો શું કહેવાય? યાત્રા જેમ મમત્વ છોડાવે તેમ વિહાર પણ મમત્વ છોડાવે. એટલે વિહાર પણ યાત્રા. વિહાર યાત્રા થાય એટલે અનુકૂળતા વિદાય લે અને પ્રતિકૂળતાનો પ્રારંભ થઈ જાય.

વિહાર યાત્રા એટલે....અનુકૂળતામાં આત્મશક્તિનું રોધન....પ્રતિકૂળતામાં આત્મશક્તિનું પ્રગટીકરણ....

વિહારનો પ્રારંભ થાય, વિહારનું લક્ષ્ય નિશ્ચિત પણ માર્ગ તો અનિશ્ચિત કારણ કે કોઈએ ચીંધ્યા માર્ગે ચાલવાનું...-માર્ગ દીર્ઘ પણ હોય....માર્ગ કંટકથી ભરાયેલ પણ હોય....માર્ગ કઠીન પણ હોય છતાંય વિહાર કરવાનો.... વિહાર કરવાનો એટલે આત્મશક્તિને આહ્વાહન કરવાનું ન ચલાય, પગમાં વાગે, થાકી જવાય, આવી બધી કાયર વાતો નહિ કરવાની. આત્માનું સામર્થ્ય પ્રગટ કરવાનું.

તું અનંતશક્તિનો સ્વામી....આજે તારી આ પરિસ્થિતિ! ચલ....જલ્દી ચાલ....ચુપચાપ ચાલ....આત્મ સામર્થ્યની સિદ્ધિ માટે ચાલ....આત્મ સામર્થ્યના પ્રગટીકરણમાં મદદગાર વિહાર યાત્રા નહિ તો બીજું શું ?

સાધુ વિહારથી તારા આ લક્ષ્ય સિદ્ધ થાય તો તારો વિહાર એ યાત્રા. અન્યથા વિહાર એટલે નાહકનું અર્થ શૂન્ય પરિભ્રમણ.

રાગની વૃદ્ધિ માટે વિહાર નહિ...દ્વેષીનાં તિરસ્કાર ત્યાગ કરવા માટે વિહાર નહિ....પણ અંતરમાં રહેલી રાગ-દ્વેષની ભાવના નષ્ટ કરવા માટે વિહાર કરવાનો....

સુસાધુ! તને કોઇ મળે છે અને પૂછે છે કેટલો વિહાર કર્યો? તું તારી નોંધપોથી કાઢે છે, પાંચ-પચીશ-સોની ગણત્રી કરે છે અને કહે છે 'મારો વિહાર'? મુખ ઉપર મલકાટ લાવીને કહીશ ૨૫ વર્ષમાં ૭૫ હજાર કિલોમિટર....

શાસ્ત્રકાર આપણી મૂર્ખતા પર એક આછેરૂં સ્મિત કરે છે....ભાઈ! કિલોમીટરની અધિકતા, તેને તું વિહાર કહે તો યાદ રાખજે; સંસારી જીવ જ અધિક વિહાર કરે છે અને ઝડપી વિહાર કરે છે. અહીં રહેલ એક જીવ સિદ્ધશિલાની પૃથ્વી પર નિગોદમાં ઉત્પન્ન થયો. તો કેટલો વિહાર થયો, તને ખબર છે? સાતરજ્જુનો....કેટલીવારમાં? મર્યાદિત સમયમાં, વધુ અંતર કાપવું....માઈલોની બહુ લાંબી ગણત્રી રહે. સાધુ માટે ઉત્કૃષ્ટ વિહાર નહિ પણ શ્રી આચારાંગ સૂત્ર કહે છે ભાઇ, સાધુ! તું વિહારી....પણ 'જયવિહારી' ખરો?

'જય વિહારી' એટલે વિહારમાં વિજય મેળવનારો? ના...સાધુ મહાત્માની પરિભાષામાં વિહાર કરવાનો પણ

પરાજય માટે નહિ, સદા જય માટે. વિહારી એટલે જયં વિહારી પણ શ્રી આચારાંગસૂત્ર કહે છે. પુણ્યાત્મા ! સાધક મહાત્મા !

'જયં વિહારી' શબ્દનો અર્થ તારી નોંધમાં રાખ.
**જયણાપૂર્વક વિહાર કરવાનો...**

વિહાર કરતાં ક્યાંય આડું અવળું જોવાનું નહિ, પણ માર્ગમાં જ દૃષ્ટિ રાખવાની. શું પડી ના જઇએ માટે ?

યતનાપૂર્વક વિહાર થશે એટલે પડી નહિ જવાય એ ચોક્કસ વાત...પણ તારું લક્ષ્ય તારી જાતને બચાવવાનું જ નહિ; સર્વ જીવોની રક્ષાપૂર્વક કોઇપણ જીવને જરા પણ કષ્ટ ન પડે...જરા પણ દુઃખ ન પડે તેવો વિહાર, તો 'જયં વિહારી.'

卐 યતનાપૂર્વકનો વિહાર દિવસે થાય....

卐 યતનાપૂર્વકનો વિહાર રાત્રે ન થાય...

卐 યતનાપૂર્વકનો વિહાર સૂર્યોદય બાદ થાય...

卐 યતનાપૂર્વકનો વિહાર ગુર્વાજ્ઞાથી થાય...

卐 યતનાપૂર્વકનો વિહાર ગીતાર્થ ગુરુની નિશ્રામાં થાય.

卐 યતનાપૂર્વકનો વિહાર એટલે યત્નપૂર્વકનો પ્રયત્નપૂર્વકનો, સમ્યક્ યત્નપૂર્વકનો વિહાર.

卐 સમ્યક્ યત્નપૂર્વકનો વિહાર એટલે મિથ્યાત્વમાંથી સમ્યક્ત્વ ગુણસ્થાનક પ્રાપ્તિનો પ્રસંગ...

卐 યતનાપૂર્વકનો વિહાર એટલે આત્મા બાહ્ય દશામાં ન જાય. અભ્યંતર દશામાં—આત્મિક દશામાં આત્મિક દશામાં વિહરે તેવા પ્રયત્નપૂર્વકનો વિહાર.

શિષ્ય ! યાદ રાખી લેજે....સ્થાનાંતર કરવો તે વિહાર

નહિ...મને ક્યાંય વાગી ન જાય, ઇજા ન થાય તે માટે ધ્યાન રાખીને ચાલવું તે જયંવિહારી નહિ...એક જ સ્થળે શરીર રહેલ હોય પણ આત્મા ગુણસ્થાનકની પ્રાપ્તિમાં આગળ વધતો હોય તો 'જય' વિહારી....ઉગ્ર વિહારી..'

જંઘાબળ ક્ષીણ થયું હોય, ચાલી ન શકતા હોય તેવા મહાત્માને વર્ષો સુધી એક સ્થળે નિવાસ કરવો પડે પણ જો આત્મા રાગ–દ્વેષના બંધનથી મુક્ત રહે તો 'જયંવિહારી'

મારા સુશિષ્ય ! તું પણ કર્મમુક્ત થવા દ્વારા 'જય' વિહારી' થા, એ જ અંતરના શુભાશિષ.

ગુરુદેવ ! મારી પરિસ્થિતિ હું જ જાણું. સાચું કહું છું પહેલા હું નિવાસી બનું, પછી પ્રવાસી બનું... પહેલાં હું સ્થિર બનું, પછી વિહાર કરું...

ગુરુ ચરણનો નિવાસી બનું...પછી મુકિતમાર્ગનો પ્રવાસી બનું...આત્મસ્વભાવમાં સ્થિર બનું...પછી મોક્ષમાર્ગ તરફ વિહરણ કરું...

આપની કૃપા મને 'જયંવિહારી' બનાવે...જો, હું 'જય'' વિહારી બનીશ તો પણ ઉદ્ઘોષણા તો આપના વિજયની કરીશ.

મારો વિહાર યાત્રા બને એ જ પુનઃ પુનઃ પ્રાર્થના કરી વિરમું છું.



# ૪૨ ચિત્ત નિવાઈ

જિનશાસન અદ્વિતીય શાસન. તેનાં વિધિ-નિષેધ અલૌકિક. તેનાં વ્રત–નિયમ અલૌકિક. સામાન્ય વ્યક્તિ ક્યારેક જિન શાસનનું ગૌરવ ન પણ સમજી શકે. હીરાનું મૂલ્ય કદાચ ભિક્ષુક ન પણ કરી શકે. તેથી શું હીરાનું મૂલ્ય ઘટી જાય?

અદ્વિતીય ચીજો અદ્વિતીય વ્યક્તિઓ જ સમજી શકે. મારા સુશિષ્ય!

શ્રી આચારાંગ સૂત્ર આજે તને એક ભવ્ય વાત કરે છે. પ્રભુનો સાધુ એટલે "ચિત્ત નિવાઈ." જેવો શબ્દ સાંભળીશ એટલે તું અર્થ કરવા માંડીશ અને બોલી ઉઠીશ અરે, આમ તમે અદ્વિતીય કહો છો 'ચિત્ત નિવાઇ' જેનું ચિત્ત પડી ગયું છે તે. હા... તારે ચિંતક બનવાનું–વિચારક બનવાનું. પછી તારો વિચાર છોડી દેવાનો, મૂકી દેવાનો, એકલા પોતાના અભિપ્રાયને અનુસરવું એ તો સ્વચ્છંદ વૃત્તિ. ખુદના અભિપ્રાય પ્રમાણે જ ચાલવાની આદતવાળા આત્માઓ ઉત્સૂત્ર પ્રરૂપક અને અભિનિવેષિક મિથ્યાત્વી બન્યાં.

**સાધુતા એટલે સ્વેચ્છાએ પોતાના અભિપ્રાયનો ત્યાગ.**

**સાધુતા એટલે સ્વેચ્છાએ પોતાના મતનું વિસર્જન.**

આપણો મત–અભિપ્રાય એટલે શું? તેનો વિચાર કોઈ દિવસ કર્યો છે? બોલ. હું અને તું જ્ઞાની? ના... જ્ઞાની નહિ

તો પછી આપણો અભિપ્રાય કોનો બને? અજ્ઞાનીનો અભિપ્રાય બને. શું અજ્ઞાનીનો અભિપ્રાય તારક બને?

આપણો અભિપ્રાય એટલે કષાયી આત્માનો અભિપ્રાય.

કષાયે આપણને જે માર્ગે દોર્યા તે માર્ગ ઉપર ચાલ્યાં પછી તે માર્ગનું મમત્વ થયું. મમત્વ થયુ એટલે મધ્યસ્થ દૃષ્ટિ રહી નહિ અને મારું તે સારું આવા કદાગ્રહ થયો. આવા કદાગ્રહ યુક્ત આપણો અભિપ્રાય.

બોલ, શું આ અભિપ્રાય આપણી પ્રગતિ કરે? સાધુતાનો પ્રારંભ જ ત્યારે થાય જ્યારે સ્વેચ્છાનું સહજ ભાવે વિસર્જન થાય... સ્વેચ્છાએ પદાર્થનો ત્યાગ કરવો આસાન પણ, ઇચ્છાનો-અભિપ્રાયનો શું ત્યાગ થઈ શકે?

ગુરુદેવ! માફ કરો. બધી વાતમાં માથું હલાવું તેવો હું કંઈ કાંચીડો નથી. મારું માથું પણ મણનું છે. ખૂબ વિચારું પછી જ હા કહું. તેમાંય આપના સરખા તારક ગુરુ સામે ખોટી હા માં હા કરાય! જો એવું હું કરું તો શું કહેવાય? મારા ગુરુદેવને હા જી હા કહેનાર હાજીયા મસકા પોલીસ કરનારા માખણીયા ગમે છે. એટલે મેં નક્કી કર્યું છે આપનું ખરાબ ન લાગે માટે પણ મારે સત્ય હકીકત કહેવી જોઇએ. બરાબર ને ગુરુજી?

વત્સ! તારી વાત કોઇ દિવસ ખોટી હોય? મારાથી તારી વાતને ખોટી કહેવાય? તું મારી વાતમાં હાજી હા ન કરે પણ હું તો તારી વાતમાં હાજી હા કરું, કારણ મારે તને સારો બનાવવો છે... શુદ્ધ બનાવવો છે. તારી વાત સાંભળતા હા ન કહું તો તું આગળ વાત કેવી રીતે કરે? હં...હા... પછી આગળ બોલ..,

ગુરુદેવ! તમે શું કહો છો એ બધી મને ખબર પડે છે. તમે મારા ઉપર કેટલો બધો કટાક્ષ કરો છો? હા પણ હમણાં મારે આપની અને મારી વાત નથી કરવી. પેલી શ્રી આચારાંગ સૂત્રની પંક્તિ આપ સમજાવતા હતા ને "ખુદની ઈચ્છાનો-અભિપ્રાયનો ત્યાગ કરવાનો" પણ મારો નમ્ર પ્રશ્ન છે. નમ્રતાપૂર્વકના પ્રશ્નનો જવાબ તો આપો જ ને? ઈચ્છાનો-અભિપ્રાયનો મનનો ત્યાગ કરાય?

અનંતા જીવોને જે મનોયોગ મળ્યો નથી તે પંચેન્દ્રિય પર્યાપ્તાને મળે. તેમાં પણ સમૂચ્છિંમ મનુષ્યને નહિ. ગર્ભજ પર્યાપ્તા મનુષ્યને. શું આ મનોયોગને ત્યાગ કરવાનો? આપ તો મને એવુ કહો અનંતા જીવો પાસે જે મનોયોગ નથી તે મનોયોગ તને મળ્યો. હવં તો જેટલી ઇચ્છા થાય એટલી કરી લે, જેટલાં અભિપ્રાય વ્યક્ત કરી શકતો હોય તે કર. સુંજી ના બન...

ગુરુદેવ! મનોયોગ હોય અને અભિપ્રાયનો ત્યાગ કેવી રીતે થઈ શકે? સ્વ અભિપ્રાયનો ત્યાગી તે આપનો શિષ્ય બનવા લાયક ને? પછી તો કોઈ બુધ્ધુ અથવા સમૂચ્છિંમ જેવા ને જ આપનો શિષ્ય બનાવવો સારો.

મારા સુશિષ્ય! તારી શક્તિ તો ખૂબ વિકસિત છે. હું પણ એક દિવસ તારી હિતશિક્ષા સાંભળવા સમય કાઢીશ. આજે તો આપણે શ્રી આચારાંગ સૂત્રની હિતશિક્ષા સાંભળવી છે. તારા પ્રશ્નના જવાબ જરૂર આપીશ, પણ કુતર્કના જવાબ નહિ આપું. શાસ્ત્રકાર ભગવંત તને ચિત્ત નિપાતીનો અર્થ સમજાવે છે તે સમજ... પછી તારા બધા પ્રશ્નો કર...

પોલીસ કહે 'હટી જાવ, માર્ગ છોડો, દૂર થાવ' એટલે પહેલાં હટી જવાનું, પછી પ્રશ્ન કરવાનો કેમ હટી જવાનું?

તેમ તું પણ પહેલાં સીધો બન... સરળ બન...શાસ્ત્રના રહસ્ય સમજવાની કોશિશ કર. તારો આત્મા ઉંચો છે પણ, ક્યારેક કુતર્કના રવાડે ચઢી જાય છે., પણ... હું તારો ગુરુ તને છોડું એવો ક્યાં છું: કાન પકડીને પણ રસ્તે લાવીશ સમજ્યો ને?

ગુરુદેવ! શું કરું? ક્યારેક મન મુંઝાઇ જાય છે. શાસ્ત્રની વાત સમજાતી નથી. તેથી મન મારી પાસે કુતર્કો કરાવે છે.

માફ કરો.., ક્ષમા કરો... મને સમજાવો...

ઇચ્છાનો ત્યાગ એટલે શું?

સરળ ભાવે કહુ "મને સમજાતું નથી. મોહનીય કર્મ હોય ત્યાં સુધી ઇચ્છાનો ત્યાગ સંભવી શકે?

વિનયી શિષ્ય!

શાસ્ત્રના રહસ્યો મારે તેને સમજાવવા જ જોઇએ. એ તો મારી ફરજ છે. હવે ધ્યાનથી સાંભળ.

શ્રી આચારાંગ સૂત્ર કહે છે. સ્વેચ્છાનો ત્યાગ કર, ઇચ્છાનો ત્યાગ નહિ પણ સ્વેચ્છા. સ્વતંત્ર ઇચ્છા. પણ ગુરુ ઇચ્છાનો ત્યાગ કરવાનો નથી. જીવન માટે પાણી જરૂરી પણ, ઝેરી જળ પીએ તો મરણ.

તેમ સ્વેચ્છા મુજબ સાધુ જીવન પાલન કરે તો... સ્વતંત્રતાથી સાધુ જીવનનું પાલન કરે તો... સાધુતાનો નાશ. સ્વેચ્છાએ સ્વતંત્રતા પૂર્વક ખુદની ઇચ્છાનો ત્યાગ કરવાનો.

ખરાબ ચીજ છોડવામાં ત્યાગ શાનો? એ તો વિસર્જન કહેવાય. અસદ્‌ના-ખરાબના વિસર્જન કરવાં જ જોઈએ.

'ચિત્ત નિપાતી' શબ્દનો અર્થ શીલાંકાચાર્ય મ. સા. ખૂબ સુંદર કરે છે.

## સાધુનું ચિત્ત એટલે સદ્ગુરુનો અભિપ્રાય કારણ, સાધુ સદ્ગુરુને સમર્પિત

શરીર શિષ્યનું પોતાનું પણ અધિકાર ગુરુનો. ગુરુને યોગ્ય લાગે તેમ આજ્ઞા કરે. ઉપવાસ કરાવે કે આહાર કરાવે. દીક્ષાના પ્રથમ દિવસેજ સ્વેચ્છાએ ગુરુ ચરણમાં મન–વચન –કાયાના દાન કરી શિષ્ય ધન્ય બન્યો છે.

શરીર પર ગુરુનો અધિકાર તો વચન ઉપર કોનો અધિકાર ?

તું જ્યારે પણ કંઈ બોલવાનું હોય છે ત્યારે ગુરુ પાસે આદેશ માંગે છે અરે! શું સ્વાધ્યાય કરતો હોય તો પણ પૂછતો નથી ? સજ્ઝાય સંદિસાહું ? પચ્ચક્ખાણ કરવું હોય તો કહેતો નથી ? "ઇચ્છકારી ભગવંત ! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી." ગુરુદેવને કેમ પૂછે છે ? તું કહીશ મારા માલિક મારા ગુરુ. તેમનો મારા પર અધિકાર છે. તારા શરીર–તારા વચન ઉપર જેમ ગુરુનો અધિકાર તેમ તારા મન ઉપર પણ ગુરુનો અધિકાર ખરો ને? તને ધીમે ધીમે ગુરુકુળવાસમાં નિવાસ કરતાં સમજાવે.

ધન્ય-પુણ્ય શિષ્ય કોણ બને છે? ત્યાગી ? તપસ્વી ? જ્ઞાની ? ના 'ચિત્ત નિપાતી' શિષ્ય ધન્ય બને છે, ધન્યાતિ ધન્ય બને છે.

"ચિત્ત નિપાતી" એટલે ખુદને મન હોવા છતાં તે પ્રમાણે વિચાર ન કરે, પણ પોતાના ગુરુના અભિપ્રાયને સમજવાની કોશિશ કરે. ગુરુના અભિપ્રાયને અનુકૂળ વર્તન કરવાનો જેનો સ્વભાવ થઈ ગયો છે તે સુશિષ્ય...!

**સહજ ભાવે જે કરાય...જે થઈ જાય તેનું નામ જ સ્વભાવ.**

ગુરુના અભિપ્રાય પ્રમાણે વર્તન કરવામાં જે શિષ્યને સહજ આનંદની અનુભૂતિ થતી હોય તેનું નામ શિષ્ય. આવી ભવ્ય શિષ્યવૃત્તિ પાછળ અદ્વિતીય વિચાર શક્તિ કાર્ય કરે છે. મારા ગુરુનો અભિપ્રાય સર્વજ્ઞ શાસનને સંમત છે. અનુકૂળ છે. કારણ તેઓ એકલાં શાસ્ત્રાભ્યાસી નથી પણ, શાસ્ત્ર પરિકર્મિત બુદ્ધિવાળાં છે. શાસ્ત્ર જાણી સમજી તે અપવાદ માર્ગનું આચરણ કરે તેવા શિથિલ પરિણામી કે કાચા–પોચા વૈરાગી નથી. મારા ગુરુદેવ વીતરાગ સમાન વૈરાગી છે.....ગૌતમ સમા મહાજ્ઞાની છે. એટલે તેમનો અભિપ્રાય સર્વજ્ઞ શાસ્ત્રને અનુરૂપ હોય. તેથી ગુરુના અભિપ્રાય પ્રમાણે વર્તન કરવાના સ્વભાવમાં પ્રભુ શાસનને સમર્પિત થવાની હિતભાવના છે. બસ.....

શિષ્ય ! તું ચિત્ત નિપાતી બનવાનાં બહાને શાસનને સર્વાંગ સમર્પિત બન એ જ મારી હિતભાવના.....

ગુરુદેવ ! મને લાગે છે આપની હિતશિક્ષા સાંભળતો રહું અને અનુસરણ કરતો રહું તો અવશ્ય શાસન સમર્પિત બની શકું.

કરો મારા ભાલમાં વૈરાગ્યનાં તિલક.... અને પહેરાવો મારા કંઠમાં જિનાજ્ઞાની પુષ્પમાળા....

શાસન વીર બનવાનો મંગલ પ્રારંભ કરું છું. રક્ષા કરજો મારા ઉત્થાનની....



# ઉન્નયમાણે નરે મહયા મોહેણ સુજઝઈ

પાગલ વ્યક્તિ ઘણીવાર એકની એક વાતનો પ્રલાપ-બડબડાટ કરતી જ હોય છે. દુનિયાની હજારો વાતો લાખો પ્રશ્નો-કરોડો વિચારો તેને ગૌણ લાગે અને પોતાની જ ધૂનમાં ફરે તે પાગલ. પાગલ કોઈનું ય સાંભળે નહિ, કોઈનું ય માને નહિ. તેનો આગ્રહ હોય "મને સાંભળો... મને સમજો..." ભૂલે ચૂકે ય પાગલને કોઈ સમજાવવા જાય તો બસ...પછી તો જોઇ લો...તમાસો...પાગલનું ભાષણ અસ્ખલિત ધારાઓ વહેવા લાગે. કોઈ પણ સંયોગોમાં તે સિદ્ધ કરવા પ્રયત્ન કરે. "શું હું સમજતો નથી કે તમે મને સમજાવવા આવ્યા ! મારા જેવા બુદ્ધિમાનને કહો છો, તમે પાગલ નથી ? મોટે ભાગે પાગલનું એવું માનવું હોય છે...આખી દુનિયા પાગલ હોય છે."

વિદ્વાનો-વિચારકોનો અભિપ્રાય છે કે કોઇ મૂર્ખ-બુદ્ધુ પાગલ બનતો નથી. પણ જે ખૂબ બુદ્ધિશાળી હોય.... વિચારક હોય તે પાગલ બને છે. બસ, તેના મગજમાં એક ધૂન ચઢી ગઈ હોય છે. દુનિયાએ તેને સમજવાની કોશિશ કરવી જોઇએ. દુનિયા તેને સમજતી નથી. આ ધૂન વધતી ગઈ. કોઇ તેને નિવારી નાં શકયા ત્યારે મગજ ઉપરનો સંયમ તૂટી ગયો અને માણસ પાગલ બની ગયો. પાગલ બન્યા બાદ એકને એક વાત લવ્યા કરે અને દુનિયા તેની ઉપેક્ષા કર્યા કરે છે.

સુશિષ્ય !

આ દુનિયામાં પાગલ અનેક પ્રકારના હોય છે. કોઈનું વિચારતંત્ર વ્યવસ્થિત ન હોય અને પાગલ બને છે તો કોઈના વિચારો સુયોગ્ય ન હોવાથી પાગલ બને છે. મગજ અવ્યવસ્થિત હોય તેવા પાગલની દવા થાય છે પણ મન અવ્યવસ્થિત હોય તેવા પાગલને માટે કોઈ ઔષધિ હોતી નથી. મન અવ્યવસ્થિત–મન અસ્વસ્થ કોનું હોય ?

મોટે ભાગે હું અને તું આપણે બંને માનીએ કે મન કોનું માંદુ રહે ? જેનામાં ગુસ્સો અધિક હોય પણ... ગુસ્સાવાળાની એક ખાસિયત છે કે તે જલ્દી પોતાના વિચારોની ઉલ્ટી કરી દે છે. જેમ પિત્ત ચઢયું હોય અને માથું દુઃખે, અસહ્ય વેદના થાય. પણ ઉલ્ટી થઈ જાય પછી માથું હલકું થઈ જાય, વેદના શમી જાય, શરીર સ્વસ્થ બની જાય........ગુસ્સાનું પણ એવું જ છે. ક્રોધી માણસો એકવાર બોલી જાય પછી શાંત થઇ જાય. બોલી નાંખે પછી દિલમાં કાંઇ ન રહે પણ ગુસ્સા કરતાં અધિક ભયંકર માન છે. માનની ઉલ્ટી થતી નથી. માન તો માથે ચઢી જાય છે એટલે અભિમાની ક્યારેય કોઈને માથું નમાવતો નથી અને વચનથી પણ નમતા નથી. વિચારોની આપ લે કરવામાં પણ માનતા નથી બધાથી દૂર દૂર ભાગે છે. અભિમાની વ્યક્તિનો સ્વભાવ સ્નેહાળ ન હોય....અતડો હોય. ક્રોધથી માનવ પાગલ જ બને છે. તેના વિવેક ચક્ષુ નષ્ટ–ભ્રષ્ટ થઇ જાય છે. વિવેક રહિત માનવ અને પશુમાં ખાસ ફરક રહેતો નથી એટલે લાગે આ તે માનવ કે માનવ પશુ ! અભિમાની વ્યક્તિનું મન હંમેશા અસ્વસ્થ રહે છે. મારે અને તારે બંનેએ નિદાન કરાવવાના છે. આપણે આ રોગથી ઘેરાયેલા નથી ને ? પરીક્ષા ખૂબ સહેલી છે.

ગુરુદેવ!

શું મન અસ્વસ્થ હોય તેની પરીક્ષા સહેલી ?

વત્સ !

હા, ભાઈ હા, શ્રી આચારાંગ સૂત્ર કહે છે.

'ઉન્નયમાણે નરે મહયા મોહેણ મુજ્ઝઈ'

ગર્વિષ્ઠ મનુષ્ય ભયંકર મોહ વડે પીડાય છે.

માનવ ધનનું દાન કરી શકે છે, અન્નનું દાન કરી શકે છે, જે માંગો તે આપી શકે છે પણ ક્યારેય સત્તાનું દાન કરી શકતો નથી. માનવને લાગે છે સત્તા જાય તો સન્માન શું ?

**માનવમન** બધું ત્યાગ કરી શકે છે પણ **માન વમન** કરવાનું આવે ત્યારે ચકરાવે ચઢી જાય છે અને એક સજ્જનને ન શોભે તેવા ભયંકર તોફાનો કરી મૂકે છે. માનવને લાગે છે બધાં વગર ચાલે પણ પેલા માન–સન્માન–સ્વમાન વગર ચાલે ?

માનવીના માન–સન્માન માર્ગનાં વલખાં એટલા તીવ્ર અને એટલા ભયંકર હોય છે કે મહાત્માઓ આ ભયંકરતા ઉપર એકાંતમાં અશ્રુ વહાવે છે. માનવને માન માટે વલખાં–ઝંખના–કરવાથી માન મળશે કે નમ્રતાથી માન મળશે ? સત્તાને સૌ ઝૂકે છે–નમે છે પણ સત્તાધીશોને ક્યારેય હૈયામાં સ્થાન મળતું નથી. સત્તાનો કોરડો વીંઝી કોઈને સતાવી શકાય પણ સત્તા દ્વારા હાર્દિક સન્માન પ્રાપ્ત ન કરી શકાય. વ્યક્તિ સત્તાથી શોભે કે સત્યથી ? સત્તા માટે માનવ શું પાપ કરતો નથી ? સત્તા મળ્યા બાદ સત્તાને ટકાવવા માનવીને શું શું પાપ કરવું પડતું નથી ? એક છત્રીય સામ્રાજ્યના સમ્રાટને પણ સત્તા હાથ તાળી દઈને ચાલી જાય છે. ત્યારે તેમની દશા અત્યંત દયનીય–કરૂણામય

હોય છે. નિરાધાર–અનાથ કરતાં પણ અધિક દયાપાત્ર હોય છે. આ સત્તાથી સાવધ રહેવાનું છે. સત્તા પાછળ અપમાનનો ભયંકર શ્રાપ લાગેલ છે. શ્રાપિત વસ્તુનો સ્વીકાર વિચારક ક્યારેય ન કરે. સત્તા–અપમાન–તિરસ્કાર નીચકુલને નિમંત્રણ આપે છે.

પરમાત્મા મહાવીરદેવને મરિચિના ભવમાં કોણે સંતાપ્યા? કોણે દુઃખી કર્યા? અભિમાને જ. જે પદથી વિશ્વના કલ્યાણ કરવાના હોય તે પદને પણ શું ગણ્યું? પોતાનું માન ગૌરવ મારા દાદા તીર્થંકર. મારા પિતા ચક્રવર્તી. આ અવસર્પિણીમાં હું અંતિમ તીર્થંકર. વાસુદેવ અને ચક્રવર્તી. મારું કુળ ઉત્તમ. મરિચિએ કુળની અનુમોદના કરી ઉચ્ચ કાર્ય કર્યું હોય તો ધન્ય બની જાત પણ કુળનું અભિમાન કરી તુચ્છતા કરી. કુળના અભિમાન ઉપર ત્રિદંડ લઈ નૃત્ય કર્યું.

'અમાહો ઉત્તમં કુલં'–આ કોનું નાટક? અભિમાનનું. અભિમાન વડે મહામોહ ઉત્પન્ન થયો. બસ, પછી મૂંઝાઇ ગયા....પથ ભૂલ્યાં....ભયંકર ભવાટવીમાં મોહથી વ્યાકૂળ બન્યા. તીર્થંકરના જન્મમાં પણ સુકુળ–ઉચ્ચકુળ દુર્લભ બન્યું. જે અભિમાન તીર્થંકર પરમાત્માને પણ કહી દે "તમે પણ એકવાર મારા રવાડે ચઢયાં.–મારી દોસ્તી કરી તો તીર્થંકરના જન્મમાં–તીર્થંકરના ભવમાં પણ તમને કહી દઉં–ભૂલતાં નહી, તમે મારા એકવારના દોસ્ત હતાં. ૬૪ ઈન્દ્રો તીર્થંકર રૂપે માતાના ગર્ભમાંથી તમારી સ્તુતિ કરે.

"નમુત્થુણં...અરિહંતાણં...ભગવંતાણં".. કહી તમારા ચરણમાં વંદના કરે તો ય હું અભિમાન તમારી

ઠેકડા કરતાં ના શરમાઉં. ૮૪ દિવસની નીચકુળની સજા સહન કરવાની ફરજ પાડું. **જે અભિમાન તીર્થંકર પરમાત્માને પણ પરચો દેખાડી દે તે આપણને છોડે?**

આપણી તો અભિમાન શું અવદશા કરે તે શાંતચિત્તે વિચાર કરવો જ જોઈએ.

ગુરુદેવ ! હું તો આપનો શિષ્ય છું. 'નમો' નો પાઠ ભણનાર, નિત્ય ગુરુવંદન કરનાર, તીર્થંકરની આજ્ઞા માનનાર મારામાં માન–અભિમાન મિથ્યાભિમાન હોઈ શકે ? અને આપ તો મારા મહાગુરુ....આપની પાસે તો અભિમાન આવી જ ના શકે.

શિષ્ય ! ક્રોધ જેટલો સહેલાઈથી જીતાય છે એટલો માન મહીધર સહેલાઇથી જીતાતો નથી. મેં તને પરીક્ષાની વાત કરી હતી ને ?

ચલ, યાદ કર જીવનનાં પ્રસંગો.... કોઇએ તને હિતશિક્ષા આપી....આજ્ઞા કરી....તારી ભૂલ કાઢી ત્યારે તારા મનમાં શું દ્વિધા થાય છે ? તેની સાચી વાત કર.

ગુરુદેવ ! હું હિતશિક્ષા સાંભળવા આવું ત્યારે હિત-શિક્ષા ગમે. આજ્ઞા ચાહું ત્યારે આજ્ઞા શિરસાવંદ્ય કરવી ગમે. બાકી વારંવાર શિખામણ આપે તો થાય 'કરવા દો કચ કચ.... એ બોલે છે, અમે ક્યાં સાંભળીએ છીએ ? બડબડાટ કરવા દો. ઘડી ઘડી હુકમ કરે તો થાય 'શું કંઇ તમારા નોકર છીએ ?' નોકરની જેમ હુકમ કર્યા કરો છો ? જાવ, તમારી વાત કશી માનવાના નથી' અને વડીલ અમારી ભૂલ કાઢે ત્યારે અને તેમાં પણ બધાની વચ્ચે અમારી ભૂલ કાઢે ત્યારે

મારા મનમાં શું થાય છે કહું ? ના....ના....એ મારાથી નહિ બોલાય. પણ, આપ પૂછો છો અને ન કહું તો પણ ખરાબ કહેવાય....કહી દઉં ?

"તમારા મોઢે તાળું નથી, તમારું મોઢું ખુલ્લું છે એટલે જેમ ફાવે તેમ બોલો. બાકી અમે પણ તમારી ભૂલો કાઢીએ તો અમારાથી એક અંશ પણ ઉતરો એવા તમે નથી. તમે મોટા છો, તમારી ભૂલ કહેવાય નહિ. તે પણ શરમ –ઉપકારની ભાવનાથી નહિ પણ તમારા ડરથી.... ભૂલે ચૂકે ય જો તમારી એક ભૂલ કહીશું તો તમે અમારી સીત્તેર ભૂલો કાઢશો. માટે મૌન રહીએ. બાકી મનમાં તો તમને ઘણું ઘણું કહી દઈએ. અમે અમારી ભૂલ જોવા ટેવાયેલાં જ નથી. એટલે અમને લાગે કોઈની ભૂલ કહેવી તેમાં હિત ભાવના શાની ? ભૂલ કહેનાર અમને હિતસ્વી લાગતાં જ નથી આકરા લાગે છે. પછી પરિણામ એવું આવે છે કે અમે તેમની નજર ચૂકવતા આમ તેમ ફરીએ. જાહેરમાં આવી વંદન વ્યવહાર કરી લઈએ છીએ. અમારા ગુરુજી છે. વડીલ છે તેમ ઓળખીએ પણ, અમારી ભૂલ કહેનાર અને જાહેરમાં અપમાન કરનાર તો ખરાબ લાગે છે. મનમાં બબડીયે ય ખરા–'આના કરતાં તો પાળેલો કૂતરો ય સારો. તે પણ ઓળખીતાને ભસતો નથી, અજાણ્યાને ભસે છે અને અમારા વડીલ તો રંગમાં જ ભંગ કરે છે. આવી છે અમારી મનઃસ્થિતિ....સરળ સ્વભાવે રજુ કરી છે.

આપને જે માનવું હોય તે માનો. ભલો–ભૂંડો–સારો–ખોટો–યોગ્ય–અયોગ્ય–વિનયી–અવિનયી પણ આપનો જ છું.

આપના ચરણમાં જ રહેવાનો છું....

× × × × ×



# અજઝપ્પ સંવુડે પરિવજ્જઈ સયા પાવં”

માનવ માત્ર પુણ્યશાળી કહેવરાવવાને આતુર છે. કોઈને પણ પાપી કહેવરાવવું પસંદ નથી. ક્યારેક કોઈ પોતાને પાપી કહે છે તે પણ બીજા અધિક પુણ્યશાળી કહે તે માટે બોલે છે. બાકી વિશ્વમાં કોને સારા કહેવરાવવાની ઇચ્છા ન હોય ?

જે મહાત્માઓ હકીકતમાં સારા છે–શ્રેષ્ઠ છે – વિશુદ્ધ છે તેમને કોઈ ઝંખના હોતી નથી અને જેને ઝંખના છે તેની પાસે પુણ્ય નથી. ખુદની જાતને પુણ્યશાળી–ધર્મી–મહાત્મા કહેવરાવવા વ્યકિત કેટલીય ઉંચા–નીચી કરે છે. કેટલાંય સાચા પુણ્યશાળીને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. એટલું જ નહિ. પુણ્યશાળીની કીર્તિથી હૈયામાં તીવ્ર ઈર્ષ્યા પ્રગટ થાય છે. કોઈવાર તો મહાત્મા ઉપર કલંક–આક્ષેપ–અપવાદ પણ મૂકી દે છે. આ છે પુણ્યશાળી કહેવરાવવા માટેની દર્દભરી પાપ કથા.

સર્વજ્ઞના શાસનના જ્ઞાન વગર કોણ મોહ સામે રણભેરી વગાડી શકે ? સર્વજ્ઞ શાસનના રહસ્યો જ આત્માની વિશુદ્ધ દશા તરફ પ્રગતિ કરવા પ્રેરે છે. બાકી તો જ્ઞાનના નામે કીર્તિનો વ્યાપાર ચાલે....ભક્તિના નામે પાખંડ તત્ત્વોની ઉશ્કેરણી વધે....

અધ્યાત્મના નામે ક્રિયા–વ્યવહાર માર્ગના બધા બંધન છોડી શાસન–શાસ્ત્ર–શિષ્ટજન અને વ્યવહારની મર્યાદાનો લોપ

કરે. અધ્યાત્મના નામે જગતમાં ખુદનો સ્વેચ્છાવાદ પોષણ કરનાર વિશ્વમાં અનેક હોય છે.

ભોળાં ભકતો માની લે છે "આ મહાત્મા અધ્યાત્મવાદી છે." અધ્યાત્મીની ઉદ્‌ઘોષણા કરાવવી અલગ છે અને અધ્યાત્મી બનવું અલગ છે. જૈનશાસ્ત્રની દૃષ્ટિએ કોઈપણ આત્મા કયા ગુણસ્થાનકે સાચો અધ્યાત્મી કહેવાય તે સમજવું ખૂબ જરૂરી છે.

卐 મેલાં કપડાં પહેરવા તે અધ્યાત્મી નહિ.
જો મેલાં કપડાં પહેરનારને અધ્યાત્મી કહેવાય તો બધા ઘાંચી જ અધ્યાત્મી કહેવાશે....

卐 જટાજૂટને અધ્યાત્મી કહેવાય તો આફ્રિકાના જંગલમાં ફરતા જંગલી માનવી અધ્યાત્મી....

卐 અવ્યવસ્થિત જીવનને અધ્યાત્મ કહેવાય તો હિપ્પીને જ અધ્યાત્મી કહેવા જોઈએ....

ૐ તપ કરનારને અધ્યાત્મી કહેવાય તો તામલી તાપસને જ અધ્યાત્મી કહેવા જોઈએ....

ૐ ગુફામાં રહેનારને અધ્યાત્મી કહેવાય તો સિંહ–વરૂ જેવા જંગલી પ્રાણીને જ અધ્યાત્મી કહેવા જોઈએ.

ૐ સ્વેચ્છાચારીને જ જો અધ્યાત્મી કહેવાય તો ઇચ્છા મુજબ હરનાર–ફરનાર–ખાનાર–ભસનાર પશુને જ અધ્યાત્મી કહેવા જોઈએ.

જટાજૂટ વધારવી તે અધ્યાત્મ નહિ....અવ્યવસ્થિત જીવવું તે અધ્યાત્મ નહિ....તપ કરવો તે અધ્યાત્મ નહિ... ગુફામાં રહેવું તે અધ્યાત્મ નહિ....

વિશ્વના અનેક ધર્માત્મા અધ્યાત્મી મહાત્માના સંપર્કમાં-પરિચયમાં આવવા ચાહતા હોય છે. પણ વિશ્વમાં ઢોંગી

અધ્યાત્મી ક્યારેય ખોટ હોતી નથી અને સાચા અધ્યાત્મી મહાત્માની સદા સર્વદા અછત જ હોય છે. અધ્યાત્મી આત્માની ઉપાસના–માન–સન્માન–સત્કાર જોઈને ઘણાને અધ્યાત્મી બનવાનું મન થાય. આપણી આ મનોભાવના જ્ઞાનીઓ જાણે છે. અધ્યાત્મના નામે આપણી ગાડી ક્યાંય ઉંધા પાટે ચડી ન જાય એટલે શ્રી આચારાંગ સૂત્ર આપણને ફરમાવે છે પહેલાં અધ્યાત્મની વ્યાખ્યા સમજી લે. પછી અધ્યાત્મી મહાપુરુષના આશીર્વાદ મેળવ અને બાદમાં અધ્યાત્મી બન....

શ્રી આચારાંગ સૂત્રનું ૧૬૦ મું સૂત્ર કહે છે– "અજ્ઝપ્પ સંવુડે પરિવજ્જઈ સયા પાવં" – "અધ્યાત્મી સદા પાપનો ત્યાગ કરે છે."

શિષ્ય ! તું પ્રશ્ન પૂછીશ...! તમે અધ્યાત્મીની વ્યાખ્યા કરો છો પણ, મને સમજાવો...

### અધ્યાત્મ એટલે શું ?

ભલા ! અધ્યાત્મના નામે કેટલાંક લોકો માયાજાળ ઉભી કરતાં હોય છે પણ જિનશાસનમાં અધ્યાત્મનો અર્થ છે.

### 'આત્મામાં રહેનાર.'

શાસ્ત્રકારો આત્માની સાથે રહેનાર તરીકે મનને જ સ્વીકારે છે. અર્થાત્ અધ્યાત્મ એટલે 'મન' એટલે જ અહીં ફરમાવે છે –

**મન જેનું સંવૃત છે તે સદા પાપનું પરિવર્જન કરે છે.**

- જૈન શાસનની દૃષ્ટિએ મનને કાબુમાં રાખનાર–મનનો નિરોધ કરનાર તે અધ્યાત્મી...
- મનથી ક્યારે પણ વિચારની મર્યાદા ઉલ્લંઘે નહિ તે અધ્યાત્મી....

- પોતાના સ્થાનને યોગ્ય વિચાર કરે તે અધ્યાત્મી....
- ખુદના વિચારના સંયમ દ્વારા આચારના મર્યાદાનું જતન કરે તે અધ્યાત્મી....

સમજપૂર્વક મનનો જે સંયમ કરે તેના વચન અને કાયા સહજ ભાવે સંયમી બની જાય છે. જ્યાં મનને રસ છે ત્યાં જ વચન અને કાયા પ્રવૃત્તિશીલ બને છે. મન જે વિષયમાં ઉદાસ બને છે-નિરસ બને છે ત્યાંથી વચન અને કાયા ધીમે ધીમે ખસી જ જાય છે. એટલે જ આનંદઘનજી મહારાજે ફરમાવ્યું-

"મન સાધ્યું તેણે સઘળું સાધ્યું",

મન સંસારથી નિવૃત્ત બને છે એટલે તન સંસારને કહી દે છે 'અમારા મુખ્ય ભાગીદારે વિદાય લીધી. હવે અમે નકામા બની ગયા. અમે પણ એક દિવસ સંસારને રાજીનામું આપી દેવાના.'

**જેનું મન સંયમી તે પાપનો સદંતર ત્યાગ કરે છે.**

અહીં 'પાવ' શબ્દનો અર્થ કરવાનો છે પાપનું મૂળ કારણ શું? 'કર્મ.' કર્મ હટે એટલે પાપ કોઈ રૂપે પણ પ્રવેશ કરી શકતું નથી. અધ્યાત્મી એટલે સંયમી.

**સંયમી આશ્રવનો ત્યાગી હોય....પાપ અને પુણ્ય બંનેને વિદાય કરનાર હોય....**

સંયમી પુણ્યકર્મને પણ કહી દે છે-અમારા આત્મઘરમાં તમને પણ સ્થાન નહિ મળે. કારણ-'તમે પણ કર્મના સુંવાળા સંતાન છો....કર્મના મોહામણા સંતાન છો....ભલે, પાપ કર્મનું બિહામણું સંતાન છે પણ, પાપ અને પુણ્ય તમે બંનેય વિદાય થાવ. અમે તમારા વિરોધી નથી, તમારા સ્નેહી યે નથી. અમે તો જડ કર્મના વિરોધી છીએ. કર્મના

સોહામણાં સંતાન પુણ્યને અમારા આત્મમંદિરમાં પ્રવેશ મળે તો તેની પાછળ-પાછળ કર્મનું બિહામણું સંતાન પાપ પણ પ્રવેશ કરી દે. પાપ-પુણ્ય પછી તો એવા પગ પહોળાં કરીને બેસી જાય કે સમસ્ત કર્મનો પરિવાર સહકુટુંબ સહપરિવાર વગર નિમંત્રણે મારા આત્મ સામ્રાજ્યમાં અડ્ડો જમાવીને બેસી જાય... એવું મને પોસાય નહિ એટલે સાચો અધ્યાત્મી કર્મ માત્રને જાકારો આપી દે.

સાચો સાધુ જ પાપ – પુણ્ય બંનેની ઉપેક્ષા કરી શકે. સાચા સાધુને જેમ પાપ પ્રત્યે નફરત હોય, તેમ તેને પુણ્ય પ્રત્યે પણ નફરત હોય. પાપ અને પુણ્ય બંને સાધુના માટે હેય...છોડવા લાયક...સાચા અધ્યાત્મી પુણ્યને વિદાય આપતાં જરા આશ્વાસન આપે છે. 'તને હમણાં મોકલી આપું છું પણ એકવાર મોક્ષની સાધના કરવા પંચેન્દ્રિયજાતિ-મનુષ્યગતિ- મનુષ્યનું આયુષ્ય-વજ્રઋષભનારાચ સંઘયણ, ઔદારિક શરીર વિગેરે થોડી પુણ્ય પ્રકૃતિરૂપ તમારી પાર્ટીને નિમંત્રણ આપીશ. પણ હું તમારે આધીન નહિ બનું. મારા નીચે તમારે કામ કરવું પડશે. શુક્લધ્યાને પહોંચવા થોડી તમારી મદદ લઈશ.' નિઃસરણી-સીડીના સહારે રાજમહેલમાં પહોંચાય પણ, રાજમહેલમાં પહોંચ્યા પછી સીડીનો ય ત્યાગ કરવાનો. તેમ સર્વ સંવરભાવ રૂપ શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરીશ ત્યારે કર્મમાત્રને કહી દઈશ.

દૂર હટો... દૂર હટો... તમારું કામ નથી એટલે

- સાચા અધ્યાત્મી સમભાવમાં સ્થિત હોય....
- સાચા અધ્યાત્મી જગતના જીવ માત્રના મિત્ર હોય....
- સાચા અધ્યાત્મીમાં જ કરુણાના સ્વયંભુરમણ સમુદ્ર લહેરાયમાન થાય....

- સાચા અધ્યાત્મી જ શ્રેષ્ઠ ગુણાનુરાગી અને શ્રેષ્ઠ ગુણાનુવાદી હોય.
- સાચા અધ્યાત્મી જ કર્મથી ભારે બનેલ પ્રત્યે ઉપેક્ષા કરી શકે છે.
- સાચા અધ્યાત્મી ગુણના પક્ષપાતી હોય...દુર્ગુણના દ્વેષી હોય...દુર્ગુણી પ્રત્યે તેમના હૈયામાં મધ્યસ્થ ભાવ હોય. તટસ્થ ભાવથી આત્મા અને કર્મનું નાટક જોયા કરે. કર્મનું નાટક જોઈ રાગ ન કરે અને દ્વેષ પણ ન કરે.
- સાચા અધ્યાત્મી ૧૫૮ કર્મ પ્રકૃતિને બંધ–ઉદય–સત્તામાંથી સંપૂર્ણ છોડે.
- સાચા અધ્યાત્મીમાં જ સર્વ સંવરભાવ સાધી શકે અને યોગ નિરોધ કરવાની શક્તિ પ્રગટે.
- સાચા અધ્યાત્મી જ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

ઓ ભાવિના પ્રભુના અનંત ગુણોના વારસદાર અને વર્તમાનના મારા શિષ્ય !

બસ, તું અધ્યાત્મી બની સર્વ સંવરભાવને પ્રાપ્ત કર. એ જ મારી તો હાર્દિક ભાવના છે.

ગુરુદેવ ! વર્તમાનમાં તો મારો આત્મા બાહ્યદશામાં છે. આપની કૃપાએ અંતરાત્મદશાની ઝંખના જાગી છે. મહાત્માનો વેશ પરિધાન કર્યો છે પણ...અધ્યાત્મી બન્યો નથી. બસ...

મારા હૈયામાં અધ્યાત્મી બનવાની કંઈક સુષુપ્ત પણ ઝંખના તો અવશ્ય છે.

આપની પ્રેરણા મારી જાગૃતિ અવશ્ય લાવશે...

આપની પ્રેરણા એ મારા માટે અધ્યાત્મનો ઉષાકાળ છે. ઉષાકાળ બાદ સૂર્યોદય થતાં કેટલી વાર ?

બસ, હવે રાહ જોઉં છું...

**ક્ષાયિક શ્રદ્ધાનાં સૂર્યોદયની... ! ! !**



# વિતિગિચ્છ સમાવન્નેણં અપ્પાણેણં નો લહઈ સમાહિં

કોઈ પણ વ્યક્તિ અગ્નિ પાસે બેસે અને ઠંડક થાય, તેવું બને નહિ, મનમાં ભ્રમ પેદા થાય તો શાંતિ પ્રાપ્ત થાય નહિ, તેમ સત્ય તત્ત્વ પ્રત્યે અરૂચિ પેદા થાય તો શાંતિ મળે નહિ. સત્ય–સુયોગ્ય મહાત્મા પ્રત્યે તિરસ્કાર પેદા થાય તો પણ શાંતિ મળતી નથી. સાધક જીવનમાં–આરાધનામાં–સાધનામાં આનંદ ત્યારે આવે જો ચિત્ત સ્વસ્થ હોય તો. ચિત્તની અસ્વસ્થ દશામાં કદાચ આરાધના થાય તો પણ યંત્રવત્ થાય, પ્રાણ પૂરાય નહિ.

સાધક !તારે આરાધના અને સાધના બંને કરવાની છે. આરાધના નિત્ય કરવાની હોય. સાધના સમયે–સ્થળે અને લક્ષ્ય સિદ્ધિ અર્થે અમુક મર્યાદામાં તેના નિયમ પ્રમાણે કરવાની હોય. પ્રભુશાસન ફરમાવે છે આરાધના–સાધનાના પ્રારંભ ચિત્તની સ્વસ્થતાથી જ કરવા. ચિત્તની સ્વસ્થતા વગર કરેલી આરાધના-સાધના સફળ થતી નથી, સિદ્ધિદાયક બનતી નથી. એટલે તને કહું છું. પહેલા ચિત્તની સ્વસ્થતા પ્રાપ્તકર. ચિત્તની સ્વસ્થતા કહો કે સમાધિ કહો એકજ છે.

સાધક ! તું વિનયી છે. ગુરુની વાત સ્વીકારે તો પરમાત્માનો ઉપદેશ કેમ ન સ્વીકારે ? પરમાત્માના ઉપદેશને તું અનુસર. પ્રભુની આજ્ઞાની આરાધના મોક્ષ માટે થાય છે. તું મુમુક્ષુ છે. મારે હવે તને વધુ શું કહેવાનું ?

ગુરુદેવ ! હું શું છું અને શું નથી. તે બધું આપ જાણો છો. મારી વૃત્તિને, મારા આત્મ સ્વભાવને હું જાણું તેના કરતાંય આપ અધિક જાણો છો. સંસાર સમુદ્રમાં ડૂબતાં મારા પ્રત્યે આપને કરુણા જન્મી, મારો હાથ પકડી બહાર લાવ્યા. શું હવે મારા દુર્ગુણોને બહાર નહિ લાવો ? મારા સદ્‌ગુણોને પ્રગટ નહિ કરો ?

આપને વિનવું છું–મારી જીવન નૈયાના સુકાની બનજો. મને મોક્ષમાં સ્થાપિત કરજો. આપે ફરમાવેલ મારા હિત માર્ગે ચાલીશ. પણ અધ્યાત્મ જીવન માટે બાળક છું. સ્ખલના થશે.
બસ, આપ મને ચેતવજો...

આપના માર્ગ દર્શનથી પતનમાંથી બચીશ... અને ઉર્ધ્વારોહણની શ્રેણિમાં ધીમે ધીમે પણ સફળતા પ્રાપ્ત કરીશ. વિદ્વાનની સ્તુતિ ચિત્ત સ્વસ્થતા–સમાધિ આપે અને હું આચારાંગ સૂત્રની હિતશિક્ષા નો હું ઉપાસક બન્યો છું.

મારા ગુરુદેવ ! આપ પણ જ્ઞાની છો...આપની સ્તુતિ દ્વારા વિશ્વના સમસ્ત સાધુ તત્ત્વની સ્તુતિ કરીશ. આ અભિલાષ મારો પૂર્ણ થાય. એજ

## નત મસ્તકે પ્રાર્થના....

શ્રી આચારાંગસૂત્ર તને હંમેશા કર્તવ્યનો ઉદ્‌બોધ કરે છે, ક્યારેક નિષેધાત્મક પદ્ધતિએ, ક્યારેક વિધેયાત્મક પદ્ધતિએ મહાપુરુષો પ્રેરણા કરે. શાસ્ત્રમાર્ગનું વિધાન કરે. સદ્‌કર્તવ્યનું ફળ કહે. અસદ્‌ કર્તવ્યનું પણ ફળ ભયંકર હોય તેમ કહે. પણ તું આમ કરીશ તો તને નુકસાન થશે. તું આમ કરીશ તો સ્વર્ગે પહોંચી જઈશ એમ કહે. મહાપુરુષના વચન દીપક સમાન હોય. દીપકનું કાર્ય સ્પષ્ટ દર્શન કરાવવાનું.

તેમ મહાપુરુષ આપણને શાસ્ત્રનો રાજમાર્ગ બતાવે. વીતરાગનું વચન વીતરાગ ખુદ 'તિન્નાણું તારયાણું' હોય તેમ વીતરાગ વચનના અનુયાયી મહાપુરુષ 'તિન્નાણું તારયાણું' બુદ્ધિના ધારક હોય.

શ્રી આચારાંગસૂત્ર એ તો પરમાત્મા મહાવીરની વાણી. તેમાં કોઈના પ્રત્યે શ્રાપ પણ ન હોય, અનુગ્રહ પણ ન હોય. સત્યમાર્ગનો પ્રકાશ હોય. જે શાસ્ત્રમાં સત્યમાર્ગનો પ્રકાશ હોય તે કાલંજયી ગ્રંથો બને છે. પ્રભુ ફરમાવે છે—વિતિગિચ્છા સમાવન્નેણું અપ્પાણેણું નો લહઇ સમાહિં"

વિચિકિત્સા પ્રાપ્ત કરેલા આત્માને સમાધિ મળતી નથી. જયાં આગમની પંક્તિ સાંભળીશ એટલે તું તેના રહસ્યને પ્રાપ્ત કરવાને ઉત્સુક બની જઈશ. તારી જિજ્ઞાસા જાણું છું....સમજું છું...એટલે તારી જિજ્ઞાસાને અનુરૂપ વિસ્તૃત–વિસ્તારથી અર્થ સમજાવીશ. અધીરો ના થા....જાગૃત થા....સાવધ થા....ઉપયોગી બન...એકાગ્ર બન..

'વિચિકિત્સા એટલે ચિત્ત વિપ્લુતિ'

યુક્તિ વડે-તર્ક વડે પ્રત્યક્ષ-પરોક્ષ-આગમ-અનુષ્ઠાન-ઉપમાન વિગેરે પ્રમાણ વડે સમજાવે છતાં સમજાય નહિ. મોહના ઉદયથી બુદ્ધિમાં ભ્રમ પેદા થાય. આ બધા મારી પાસે મોહક રજુઆત કરે છે પણ આ કંઈ સત્ય નથી....વિશ્વસનીય નથી.... ફળદાયક નથી..આવો આત્મિક પરિણામ તે વિચિકિત્સા. શાસ્ત્રમાં વિચિકિત્સાને દર્શનનો અતિચાર કહ્યો છે. વિચિકિત્સા સમ્યક્ત્વ —શ્રદ્ધા—આસ્થા—વિશ્વાસને દૂષિત કરે છે. આત્માનો પરિણામ બદલાતાં મનની વિચારણા બદલાય છે. પણ હજી આચારની પ્રણાલી બદલાઈ નથી. એટલે આચાર પાળે છે. પણ આચારનો પ્રાણ શ્રદ્ધા ચાલી જવાથી આચાર નિષ્પ્રાણ બની જાય છે. વિચિકિત્સાનો બીજો પણ અર્થ છે.

## 'વિચિકિત્સા એટલે વિદ્વાનની જુગુપ્સા.'

જૈનશાસ્ત્ર એકલા ગ્રંથોના અભ્યાસીને વિદ્વાન કહેતાં નથી પણ ગ્રંથોના અભ્યાસ દ્વારા સંસાર સ્વભાવ સમજી સંસારનો જે ત્યાગ કરે છે તેને વિદ્વાન કહે છે.

વિદ્વાન એટલે ત્યાગી–મહાવ્રતધારી મહાત્મા–સાધુ–યતિ–મુનિ. આવા સાધુ–સાધ્વીજી મ.ની જુગુપ્સા–નિંદા–તિરસ્કાર એટલે વિચિકિત્સા. સાધુ થયા તો સાધના કરે પણ આવા મેલાં કપડાં શું કામ પહેરે છે? વૈરાગી થયા તો રાગ ન રાખે પણ શરીરને પરસેવાથી નીતરતું શું કામ રાખે છે? સાધુ થયા તો તપ કરે–જપ કરે પણ ગંદા શરીરની ઉષ્ણ જળ વડે થોડી શુદ્ધિ કરી લે તો શું વાંધો?

આમ, સાધુની જીવન ચર્યા પ્રત્યે જે વ્યકિતને અણગમો–અરૂચિ–અભાવ પેદા થાય તેને ચિત્તની સ્વસ્થતા–ચિત્તની પ્રસન્નતા, આત્મિક આનંદ મળતાં નથી. આત્મિક આનંદ એ તો સાધુ ચર્યાનું પરમ લક્ષ્ય છે. સાધુની નિંદા ગૃહસ્થ કરે તો દોષ લાગે તેમ સાધુ કરે તો ય દોષ લાગે.

તું અતિચાર ભણેલ છે. અતિચાર તને મુખપાઠ છે. એટલે વિચિકિત્સાનો આટલો અર્થ તને સમજાય; પણ જરા આગળ વધ. સાધુની જીવનચર્યાની નિંદા આટલો જ વિચિકિત્સાનો અર્થ નથી કરવાનો. થોડો વિચાર કર. સાધુની જીવનચર્યાની નિંદા ન થાય તો સાધુ મહાત્માની નિંદા થાય? ત્યાગી–વૈરાગીની પંચાત કરાય?

વિદ્વાન–મહાત્માની કુથલી થાય?

વિદ્વાનની ટીકા ટીપ્પણ થાય?

સાધુની જીવનચર્યાની નિંદા આત્મ સમાધિને નષ્ટ કરે તો સાધુ પ્રત્યેનો અભાવ–અરૂચિ–અણગમો–તિરસ્કાર–નિંદા–કુથલી આત્માનાં ઉત્થાન કરે કે અધઃ પતન કરે? સાધુ તો

સમભાવી મહાત્મા છે. તું નિંદા કરીશ તો પણ દયા અને કરૂણા ચિંતવશે. પણ સાધુની નિંદાથી તારા આત્માને શું લાભ થશે? બોલ ભલા! મારે તને આગમ પંક્તિનું રહસ્ય સમજાવવું છે. તારી આત્મિક સમાધિ ભયમાં મૂકાશે. આ પાપ તને મનુષ્ય બનાવીને પણ પાગલ બનાવશે....મૂર્ખ બનાવશે.... કદાચ બુદ્ધિ રહેશે તો પણ સદ્‌બુદ્ધિ નહિ રહે. સત્ય સમજી શકશે નહિ. સદ્‌ભાવ સમજાવનાર મળશે તો પણ તારો પૂર્વગ્રહ છોડીશ નહિ. શાસ્ત્રીય શબ્દમાં કહું – વિચિકિત્સાથી બોધિ દુર્લભ બને છે. સમકિત પ્રાપ્ત થાય તેવા અનેક નિમિત્તો–આલંબન નિષ્કામિયાણ–નિરૂપયોગી નિવડે છે.

તું મારો આરાધક શિષ્ય! તારી આરાધના સફળ બનવી જોઈએ. નિષ્કંટક–નિરંતરાય બનવી જોઈએ. બાલ્ય ઉંમરથી સદ્‌ગુરુની છાયા પામેલ વર્તમાનનો મારો શિષ્ય પણ ભાવિનો પ્રભુના શાસનનો વાહક=શાસન પ્રભાવક મહાત્મા, સમાધિના મહામાર્ગનો તું ઉપાસક બની જા... આરાધક બની જા....

જ્ઞાની–વિદ્વાન–શાસ્ત્રવિદ્–ત્યાગી–તપસ્વી–સાધુ મહાત્માના ચરણનો ઉપાસક બની જા.... અંતરના અધિકેરાં બહુમાન રાખ. મહાત્માના ગુણોનો પ્રશંસક બની જા. મહાત્માની ગુણ સ્તુતિ દ્વારા જીવનને ધન્ય બનાવી દે....

"ગુણ સ્તુતિ મહાત્માની થશે....પણ, આત્મિક શાંતિના અણમોલ લાભ તને મળશે."

નાના એવા નિમિત્તાથી સન્માર્ગની તને પ્રાપ્તિ થશે. મહાત્માની ઉપાસના એટલે ખરેખર તારા જીવનની અદ્‌ભુત પ્રાપ્તિ. મહાત્માની ઉપાસનાથી તારું પુણ્ય એટલું મજબુત થશે કે તને બુદ્ધિનો વિભ્રમ ક્યારેય પેદા નહિ થાય. તારા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થશે. મોહનીયકર્મનો ઉદય દૂર જશે. શ્રી આચારાંગ સૂત્રમાં સદા સંયમીની હિતશિક્ષા....



# સે ઉટ્ઠિયસ્સ ઠિયસ્સ ગઈ

## સમણુપાસહ

જગતમાં સૌ પ્રગતિને ચાહે–પ્રગતિની પ્રશંસા કરે. પણ, પ્રગતિ અંગે પુરુષાર્થ કેટલાં કરે ? કબીરવડ જેવા ઘેઘુર વડલાની છાયામાં સૌ શાંતિ પ્રાપ્ત કરે. પણ ક્યારેક તો કબીરવડને પૂછો–"તું કઈ પરિસ્થિતિમાંથી પસાર થયો ?" વૃક્ષને જો હાથ અને આંખ હોય તો આંખ ઉંચી કરી આંગળી આકાશ સામે ચીંધીને કહે–ભગવાન જ જાણે. સારા અસ્તિત્વ માટે મારે શું શું સહેવું પડ્યું ? તેમાં પણ જેમ જેમ વડવાઈઓ વધી તેમ તેમ તો પૂછવાનું શું ? એક વૃક્ષનો વિકાસ પણ કાળજી માંગે છે, તો એક માનવ–સામાન્ય માનવ મહામાનવ બને ત્યારે તેને કેવા ભયંકર જીવન સંઘર્ષમાંથી પસાર થવું પડે ? શેઠ–શેઠાણી કે રાજા–રાણીની કથા વાર્તા હોય તો લખી શકાય પણ અંતરની કથા ....! અંતરની કથા કેવી રીતે શબ્દમાં રજૂ થઈ શકે ?

મહામાનવની પ્રગતિની કથા શબ્દમાં રજુ ન થઈ શકે તો આત્મામાંથી મહાત્મા બનવા અને મહાત્મામાંથી પરમાત્મા બનવા ઝંખતા આત્માની કથા શું શબ્દમાં આલેખી શકાય ? શબ્દ શક્તિ ત્યાં વામન બની જાય છે. આત્મશક્તિ અનેરી આભાથી પ્રગટી ઉઠે છે.

'આત્મશક્તિના આલેખન ન થાય પણ આત્મશક્તિના દર્શનથી,–આલંબનથી આત્મશક્તિનો વિકાસ અવશ્ય કરી શકાય.'

આપણા સૌની આત્મશક્તિનું વિકાસક પરમસૂત્ર શ્રી આચારાંગ સૂત્ર–તેનું ૧૬૪મું સૂત્ર કહે છે–

"સે ઉટ્ઠિયસ્સ ઠિયસ્સ ગઇં સમણુપાસહ"

"સમ્યક્ ઉત્થાન વડે સ્થિત થયેલાંની ગતિને સારી રીતે જુઓ."

ઓ....શિષ્ય !

તું ગતિ શબ્દ સાંભળીશ કે તરત પૂછીશ. ગતિ કે પ્રગતિ ? ગતિ = ચાલમાં શું જોવાનું ? દરેકની ચાલવાની રીત અલગ હોય. કોઈ જ્યોતિષી ચાલ ઉપરથી કંઈક ભવિષ્યકથન કરી શકે. કોઈક ડોકટરો ય ચાલ જુએ તો ઘણા અનુમાન કરી શકે. પણ હું ગતિ ઉપરથી શું સમજું ?

પ્રગતિની વાત કરું ? પ્રગતિ તો સહજ પ્રગટ થઈ જાય. પ્રગતિને ક્યારેય પ્રગટ કરવી પડતી નથી અને પ્રગટ કરવી પડે તે પ્રગતિ નહિ, કંઈક ગુપ્ત ગતિ હોય, તારા મનની વક્રતાને સમજું છું. છતાં તને કહું છું ગતિ શબ્દનો અર્થ કર અથવા શાસ્ત્ર દ્વારા સમજ ગતિ એટલે શું ? મને તારા મનની ખબર છે.

મારો આ પ્રશ્ન સાંભળીને પણ તું કહેવાનો ગતિ શબ્દનો અર્થ તમે જ કહો ને ?

ભાઈ ! બધું હું જ કહીશ અને હું જ કરીશ, પછી કેવળજ્ઞાન પણ હું જ મેળવીશ અને મોક્ષે પણ હું જ જઈશ. એ પણ યાદ રાખજે. પણ હું તો તારી પ્રગતિ ચાહક ગુરુ છું.

સાંભળ, ગતિ શબ્દનો અર્થ શીલાંકાચાર્ય મહારાજ કરે છે. પદવી–ઉન્નતિ–'આબાદી. તું સારી રીતે પ્રગતિ નિહાળ...

પદવી–ઉન્નતિ આબાદીને સમજ. પદવી કોની થાય ? ઉન્નતિ કોની થાય ? આબાદી કોની થાય ? ઉચ્ચગતિ કોની થાય ? એ પણ જાણવું પડશે.

શ્રી આચારાંગ સૂત્ર કહે છે સ્થિત થયેલાંની ગતિ-પદવી ઉચ્ચગતિ થાય છે. ક્યાં સ્થિત થયેલાંની ? એક સ્થાનમાં સ્થિર થયેલાંની ? એક કાળમાં સ્થિર થયેલાંની ? તારા પ્રશ્ન અનેક થશે તે પહેલાં સમજાવું.

ગુરુકુલવાસમાં રહેલાની ગતિ–પદવી થાય છે.

— જે આત્મા ગુરુકુલવાસમાં રહે છે–તે આત્મા ગુર્વાજ્ઞાનો પાલક બની શકે છે.

— જે આત્મા ગુરુકુલવાસમાં રહે છે–તે આત્મા ગુરુસેવાનો આરાધક બની શકે છે.

— જે આત્મા ગુરુકુલવાસમાં રહે છે–તે આત્મા નિર્દોષ શુદ્ધ સંયમનો સાધક બની શકે છે.

— જે આત્મા ગુરુકુલવાસમાં રહે છે–તે આત્મા શુદ્ધ સદ્ગુણનો ઉપાસક બની શકે છે.

ગુરુકુલવાસમાં વીતરાગની આજ્ઞા અને ગુર્વાજ્ઞા પાલન થવાથી અભિમાન હટે છે અને નમ્રતા પ્રગટ થાય છે.

જે આત્મામાં નમ્રતા પ્રગટે છે તે જગત માત્રને વંદનીય–પૂજનીય અને અનુમોદનીય બની જાય છે.

જે આત્મા ગુરુકુળમાં રહે છે તેને પરમ શ્રદ્ધા સંપન્ન ગૌતમ સમા જ્ઞાની ગુરુના શ્રીમુખે શાસ્ત્રવાંચન–શાસ્ત્ર શ્રવણનો લાભ મળે છે. સમ્યગ્ શ્રદ્ધાળુ જ્ઞાની ગુરુ શિષ્ય–શિષ્યાની યોગ્યતા તેમના તર્ક–વિતર્ક તેમની બૌદ્ધિકતા સમજે છે. તેથી શિષ્યના મનને સમજી અધ્યયન–અધ્યાપન કરાવે છે. વાંચના આપતાં શિષ્યોના પ્રશ્નોના સંપૂર્ણ નિરાકરણ કરે

છે. આ કારણે જ ગુરુકુલવાસમાં નિવાસ કરનાર શિષ્યનીશ્રદ્ધાની શુદ્ધિ થાય છે. જ્ઞાનનું ક્ષેત્ર અપરિમિત બને છે. ગુરૂકુલવાસમાં નિવાસ કરનાર શિષ્યની ચારિત્રમાં સ્થિરતા પ્રગટ થાય છે.

જ્ઞાની ગુરુ શિષ્યના એવા જતન કરે છે કે મોહના જહેર તેને ચઢતા નથી. કદાચ ક્યારેક મોહનો જ્વર શિષ્યને સંતાપે છે તો ગુરુજી તેને તુરત ભાવનાની ઔષધિ આપે છે. ગુરુકુલવાસમાં ગુરુવરનું ત્યાગનું પવિત્ર સામાજ્ય એટલું જાગ્રત હોય છે કે અરતિરૂપ ચારિત્ર દ્રોહીને પ્રવેશ જ મળતો નથી. ગુરુકુલવાસમાં ગુરુદેવ તો આપણા સંયમના રક્ષક બને છે, પણ પેલાં સ્થવિર ભગવંતો-વૃદ્ધ મહાત્મા સાધુની ચાલ ઉપરથી તેમના બેસવા-ઉઠવા બોલવા વિચારવાની પદ્ધતિથી સમજી જાય છે કે આ સાધુ સંયમના પાલન કરી શકશે કે નહિ ? છે પણ બાળક જેવો છે. માતા-પિતાને છોડીને હજી હમણાં જ આવ્યો છે. હજી તેને કોઈ વડીલની હુંફની જરૂર છે. તેની કોઈ આ સાધુ સંયમ પાલન કરવા ઈચ્છે આંગળી પકડનાર જોઈએ તેથી સ્થવિર વૃદ્ધ સાધુ કોઈ નવદીક્ષિત-બાલ-વૃદ્ધ-ગ્લાન સાધુની સેવામાં દોડી જાય છે.

નૂતન સાધુ સ્થાવર સાધુના આશ્વાસનથી આનંદ વિભોર બની જાય છે. અને સાધુ મહાત્માનું સંયમ જીવન ગુરૂકુલ વાસના પ્રભાવે પતનમાંથી ઉર્ધ્વારોહી બની જાય છે. ગુરુકુલ-વાસમાં રહેતાં શિષ્ય જિન શાસનના રહસ્ય પ્રાપ્ત કરતાં આરાધના અને સાધનાના બળે ગુરુના જ્ઞાનનો ખજાનો પ્રાપ્ત કરી લે છે. ત્યારે ગુરુદેવ વિચારે છે "ભવિષ્યમાં મારા જ્ઞાનને આ જ વિસ્તારશે, શાસનની જવાબદારી નિભાવશે અન શાસનનો પ્રભાવક પણ આ શિષ્ય થશે." પ્રભુ શાસનના ગૌરવવંત આચાર્ય પદથી આ મહાત્માને વિભૂષિત કરો. આમ, ગુરૂકુલવાસમાં નિવાસ કરતો શિષ્ય પરમેષ્ઠિના ત્રીજા

પદે પહોંચી જાય છે. આચાર્ય પદ પર આરુઢ થઈ જિનાજ્ઞા મુજબ ગચ્છનું સંચાલન-શાસનનું સુયોગ્ય સંચાલન કરે તો તીર્થંકર નામકર્મ નિકાચિત કરે છે. અંતે એક ઉત્સર્પિણિ. અવસર્પિણી કાળમાં ફક્ત ૪૮ આત્માને જ જે તીર્થંકરનું મહાન પદ મળે છે. તેના પણ ઉમેદવાર બની શકાય. ગુરુકુલવાસમાં રહેતા શિષ્યની પ્રગતિ-પદવી-લાભ અવર્ણનીય. છે. તેથી જ શ્રી આચારાંગસૂત્ર ફરમાવે છે ગુરુકુલ નિવાસી શિષ્યની પ્રગતિને તું સારી રીતે નિહાળ....એટલું સૂક્ષ્મ-બારીકાઈથી નિરિક્ષણ કર કે તને પણ આ મહાન માર્ગની સફર કરવાનું મન થાય.

ગુરુદેવ ! આપે કૃપા કરી. મને કેટલું સરસ સમજાવ્યું.. કયારેક થઈ જતું હતું. "મેં આત્મસાક્ષીએ મહાવ્રત લીધાં છે. કંઈક તો સમજી વિચારીને લીધાં છે પછી વળી આ ગુરુની શાની પોલીસ ચોકી ? પણ....આજે મારી બધી અસમજૂતી-ગેરસમજૂતી દૂર થઈ. જગતની દરેક સારી ચીજના માટે સંરક્ષણ જોઈએ જ. મકાનને કંપાઉન્ડ જોઈએ..... ખેતરને વાડ જોઈએ.....દરવાજાંને તાળું જોઇએ.....નૌકાને નાવિક જોઈએ....સૈન્યને સેનાપતિ જોઇએ તેમ શિષ્યને ગુરુના રખવાળાં જોઈએ. ગુરુના રખોપા હોય તો શિષ્યના સંયમ સુરક્ષિત રહે. આ વાત મને બરાબર સમજાઇ ગઈ. પણ હવે કૃપા કરો....મને 'ઉટ્ઠિયસ્સ' શબ્દનો અર્થ સમજાવો. મારું અજ્ઞાન દૂર કરવા આપ કષ્ટ લો, તેવી. પ્રાર્થના કરું છું....

જ્ઞાન પિપાસુ ! તારી યોગ્યતા મને ઉત્સાહિત કરે છે. એટલે સમજાવતાં કષ્ટ નહિ, આનંદ આવે છે. તો કોઈકવાર તારા પ્રશ્નો સાંભળી તારા ભૂતકાળમાં હું ખોવાઈ જાઉં છું. આજે તું પ્રશ્ન કરે છે તેના કરતાં અધિક માથા કુટિયા પ્રશ્ન.

હું મારા ગુરુદેવને કરતો. પણ એ વાત્સલ્યમૂર્તિ ગુરુદેવે મારા મસ્તક પર તેમનો પવિત્ર હસ્ત ફેરવી મને કેટલું શાંતિથી સમજાવતાં એ પવિત્ર દૃશ્ય યાદ આવે છે ને થાય છે મારા ગુરુદેવના તે દિવ્યપંથનો હું અનુગામી ન બનું એ કેમ બને ?

ચલ, હવે તારા પ્રશ્નનો જવાબ "ઉટ્ઠિયસ્સ" એટલે ઉત્થિતસ્થ. ઉઠેલ–જાગેલ સમ્યગ્ ઉત્થાન કરેલ. પ્રભુ શાશનમાં સમ્યગ્ ઉત્થાન એટલે શ્રદ્ધામાં સ્થિર થયેલ. શંકા–કાંક્ષા–વિચિકિત્સા વિગેરે દોષથી રહિત જેની શુદ્ધ શ્રદ્ધા છે તેવો શુદ્ધ શ્રદ્ધાવાન. હવે આખાય પદનો સંપૂર્ણ અર્થ સમજી લે.

**'શુદ્ધ શ્રદ્ધાળુ ગુરુકુળમાં રહેલ આત્માની પદવી.'**

આત્માની ગતિ ભવ્ય અને દિવ્ય હોય છે. તેનું તું નિરીક્ષણ કર. શાસ્ત્ર તો સૂચન કરે. પણ શાસ્ત્રનું સૂચન એ જ ભવ્યાત્માને હિતશિક્ષા બને છે.

તારા જેવા સુયોગ્યને વધુ શું કહું !

મારી તો તારા પ્રત્યે એવી ભાવના છે. મને તો એટલા શુભ મનોરથ થાય છે કે મારા શિષ્યની યશગાથા મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજિત સીમંધર પ્રભુ ક્યારે ગાશે ?

સીમંધર પ્રભુની પ્રશંસા યોગ્ય બન એ જ મારા તને અંતરના શુભાશિષ છે.

ગુરુદેવ ! આપના મનોરથ સાંભળતાં મારી આંખો અશ્રુના સમુદ્રથી છલકાઈ જાય છે.

મારે અવશ્ય મહાપુરૂષોની પ્રશંસાને યોગ્ય બનવું છે પણ તે માટે તો પ્રથમ મારે મારા વડીલના આશિષ યોગ્ય બનવાનું છે.

આપ તો મારા સદા મનોરથ પૂર્ણ કરો છો....

એક વધુ મનોરથ કરો....

આપ દાતા છો...

હું દાનને યોગ્ય પાત્ર છું બસ....

"ભિક્ષાં દેહિ....ભિક્ષાં દેહિ....."

# ૪૭ અંજૂ ચેવ પડિબુદ્ધ જીવી

જગતમાં ઉપદેશકાર અનેક હોય. પણ ઉપદેશ પ્રમાણે આચાર વિરલ વ્યક્તિમાં હોય. પ્રવચનથી સભા મંડપને ગજાવવો સહેલો છે. પણ પ્રવચનના તત્ત્વોથી જીવન જીવવું ખૂબ કઠીન છે.

ક્યારેક તો ઉપદેશ અને આચાર વચ્ચે આકાશ અને પાતાળ જેટલું અંતર હોય છે. ઉપદેશ દેતાં તો ગુરુ ગૌતમ જેવો આત્મા બની જાય છે અને આચારમાં તો ગોશાળા જેવી પ્રવૃત્તિ દેખાય છે. ઉપદેશમાં અપાતા તત્ત્વો જીવનમાં કેમ પ્રતિબિંબિત ન થાય ? કોણ જીવનમાં તત્ત્વજ્ઞાનને પચાવી શકે ?

આ પ્રશ્નો આરાધક આત્માને સહજ થવાના છે.... આરાધક આત્મા ઉપદેશ અને આચાર વચ્ચે સંગતતા ઇચ્છે છે. વિસંગતતા ક્યારે પણ ન ઇચ્છે. આરાધક આત્મા ક્યારે પણ ખુદની ભૂલ ના સંતાડે–છૂપાવે. આરાધક આત્મા સદા આત્મિક સિદ્ધિને ચાહતો હોય તેથી ગુરુજનના ચરણકમલમાં નમસ્કાર કરીને શિષ્ય પૂછે છે–ઉપદેશ પ્રમાણે આચાર કોનામાં હોય ?

સુશિષ્ય ! શ્રી આચારાંગસૂત્ર ફરમાવે છે "અંજૂ ચેવ પડિબુદ્ધ જીવી." સરલ આત્મા–ઋજુ આત્મા પ્રતિબુદ્ધ જીવી હોય છે. તને પ્રશ્ન થશે. પ્રતિબુદ્ધ જીવન માટે દૃઢ સંકલ્પ–અદ્‌ભુતવીર્ય જોઇએ કે ઋજુવૃત્તિ ?

તું એક નહિ અનેક પ્રશ્ન કર. પણ હંમેશા સત્ય સમજવા આતુર રહેજે. શાસ્ત્રના સમાધાન સત્યને અનુસરણ કરતાં હોય. આપણી બુદ્ધિને નહિ....આપણા કદાગ્રહને નહિ.

કેટલીકવાર આપણે પણ આપણા મનની કુટિલ ગતિ સમજતાં નથી. સત્ય સમજવા જઇએ છીએ પણ સત્યને કાટકૂટ કરી આપણા મગજમાં જે કદાગ્રહની ફ્રેમ છે. તેમાં ફીટ કરવા જઈએ છીએ. અંતે સત્યનો વિનાશ થઈ જાય છે અને આપણી પાસે પુનઃ મિથ્યાનો આવિર્ભાવ થાય છે.

શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષા ખૂબ મર્મભરી છે. પહેલાં તું સમ્મત નહિ થાય. તારા મનમાં કંઈક ગુંચ છે. ગુંચ ઉકલે એવી છે પણ તને ડર લાગે છે. ગુંચ ઉકેલાય તો હું કેવો દેખાઈ જાઉં ?

તેથી જ શાસ્ત્ર કહે છે–ઉપદેશને અનુસાર જીવન સરળ આત્માનું હોય. કપટી આત્માનું ન હોય.

તો સાધુતા સરળતા વગરની હોય ? સાધુતા ટકે જ સરળતાથી. સરળતા વગર સાધુતા રીસાઈને દૂર દૂર ચાલી જાય. સરળતામાં અનંત સિદ્ધોની સાક્ષીનો સહજ સ્વીકાર છે. વક્રતામાં–છૂપાવવામાં પરમાત્માનો અપલાપ છે. પરમાત્માના જ્ઞાનનો અપલાપ છે.

સરળ આત્મા માને છે–જગતના જીવોથી શું છૂપાવવું અને શું પ્રગટ કરવું ? અનંત જ્ઞાનીની દૃષ્ટિમાં તો મેં શું કર્યું હતું ? શું કરી રહ્યો છું અને શું કરીશ ? તે બધું જ છે. હવે રહી આ દુનિયાના લોકોની વાત. બધાથી હું શું છુપાવું છું ? મારા સદ્‌ગુણ કે દુર્ગુણ ? મારું સદ્‌કર્તવ્ય ? મારી સારી વાત તો હું મારા મુખે બધાને કરું અને સૌથી માન મેળવું અને જ્યાં દુર્ગુણની વાત આવી ત્યાં છૂપાવું ? એટલે સૌને છેતરવાના ? બનાવવાના ? આપણમાં જે ન હોય તેનાથી બીજાને જુદું દેખાડવાનું ? શું તું દુનિયાને ભોઠ સમજે છે! સત્ય અને અસત્ય શબ્દથી જ સાબિત થાય છે. જ્યાં તારે સાબિત કરવું પડે છે બોલવું પડે છે–જાહેર કરવું પડે છે–

તે જ કહી દે છે સત્ય જુદું છે માટે જ જોરજોરથી સાબિતી આપવી પડે છે.

માને ક્યારેય જીભથી સાબિત કરવું પડતું નથી. આ મારું સગું બાળક છે. માતાના સાડાત્રણ કરોડ રૂંવાટા માતૃત્વને વ્યક્ત કરી દે છે. સતિને ક્યારેય સતિત્વને સોગંદથી સિદ્ધ કરવું પડતું નથી. તેના પુણ્ય પ્રકોપથી જ ધરા ધ્રુજી ઉઠે છે.

ભલા માનવ ! આપણે સૌએ સમજવું જ પડશે. સાધુતાની શોભા માત્ર જ નહિ પણ સાધુતાની સિદ્ધિ અને શુદ્ધિ સરળતાથી છે.

એટલે જ શ્રી આચારાંગ સૂત્રમાં સાધુનો પર્યાયવાચી શબ્દ વાપર્યો છે. ઋજુ સાધુ સરળ સાધુ જ શુદ્ધ સાધુ હોય. સરળ સાધુ જ સાચા હોય—સરળ સાધુ જ સારા સાધુ બની શકે, સારા સાધુ બનાવવા શ્રી આચારાંગ સૂત્ર આપણને ફરમાવે છે—

**'અંજૂ ચેવ પડિબુદ્ધ જીવી'**

**'સરળ સાધુ જ પ્રતિબુદ્ધ જીવી હોય.'**

શાસ્ત્રમાં પ્રતિબુદ્ધ જીવીનો અર્થ કર્યો છે.

'ઉપદેશ પ્રમાણે વર્તન કરવાનો જેનો સ્વભાવ હોય તે.' આ વાક્ય ખૂબ ચિંતન કરાવે છે. અરિહંત પરમાત્માની આજ્ઞા પ્રમાણે જીવન વ્યતીત કરવાનો જેનો સ્વભાવ છે તે પ્રતિબુદ્ધ જીવી. પોતે જે ઉપદેશથી સમજી વિચારીને નિયમો—વ્રતો ગ્રહણ કર્યા છે તે વ્રત નિયમો આજીવન અખંડ પાળે તે પ્રતિબુદ્ધ જીવી.

જે સાધુ શ્વાસોચ્છ્વાસ વડે નહિ પણ સંયમ રૂપ શ્વાસોચ્છ્વાસ વડે જીવે તે પ્રતિબુદ્ધ જીવી. સંયમ જ તેનું જીવન.

સંયમના રક્ષણ માટે દેહનું ધ્યાન રાખે. પણ સંયમના ભોગે દેહનું જતન ના કરે. પ્રતિબુદ્ધ જીવીને દેહ છોડવા જેવો લાગે. સંયમ જ આરાધ્ય–સાધ્ય–ઉપાસનીય લાગે. ખરેખર, તો

પ્રતિબુદ્ધ જીવી એટલે પ્રભુના ઉપદેશનો જીવંત સાક્ષાત્કાર.., પ્રભુના ઉપદેશનું જીવંતરૂપ...

આ મહાસિદ્ધિ સરળતા વગર પ્રગટ ન થાય. પ્રતિબુદ્ધ જીવનની મહાસિદ્ધિ સરળતા મહામંત્રથી સિદ્ધ થાય છે. જેના જીવનમાં સરળતા સ્વભાવગત બને છે તે સાધુ મહાત્મા પ્રતિબુદ્ધ જીવી બની શકે.

વત્સ ! તારે સરળ બની પ્રતિબુદ્ધ જીવનની ભવ્ય સિદ્ધિ મેળવવાની છે. કોઈ અણિમા સિદ્ધિ–ગરિમા સિદ્ધિના તારે ઉપાસક બનવવાનું નથી. આ બધી સિદ્ધિ તો સામાન્ય છે.

**'અદ્વિતીય સિદ્ધિ તો સરળતા.'**

તું ! એટલે સરળ સાધુ. સરળ સાધુના જીવનના અનુસંધાન વિચાર સાથે આચારનું સંયોજન કરવામાં. દુનિયાના બધાં આયોજન શક્ય છે–આસાન છે. પણ કઠીન છે પ્રતિબુદ્ધ જીવનનું આયોજન. પણ, તું સરળ તો તારા માટે અશક્ય નહિ. સરળ ક્યારેય ખોટી ડંફાસ–દેખાવ ના કરે. સરળ તો શક્ય જ ઉચ્ચારે અને જે ઉચ્ચારે તે આચરીને રહે. તું પણ પ્રતિબુદ્ધજીવી બન એજ મહાસાધના...

**તને મોક્ષની મહાસિદ્ધિ મળો એજ મારી હિતભાવના....**

ગુરુદેવ ! માયાની ગલી ખુંચી ખૂબ ભૂલભૂલામણી ભરી અને લોભામણી છે. તેમાં અટવાયા પછી નીકળાય નહિ પણ આ માયા તો અપ્રમત્ત મહાત્માને પણ સતાવી જાય છે. તેમને પણ રીબાવી જાય છે.

શું ગુરુદેવ! માયા મને નહિ સતાવે? માયાની ઈન્દ્ર-જાળમાં હું નહિ આવી જાઉં? મને ખૂબ ડર લાગે છે. કદાચ માયા મારી સાધુતાનું અપહરણ કરી દેશે તો? હું તો આપની પાસે નિઃશલ્ય થવા આવ્યો છું. આજ સુધીમાં થઈ ગયેલ ભૂલ–અપરાધની ક્ષમા માંગી પ્રથમ શુદ્ધ બનું.

શુદ્ધ જ બુદ્ધ બની શકે...

શુદ્ધ જ સિદ્ધ બની શકે...

સિદ્ધ બનવા શુદ્ધ બનવું જરૂરી...અને...

શુદ્ધ બનવા સરળ બનવું જરૂરી.

બસ...આપો આશિષ...થાઉં સરળ સાધુ...

મારા મનોરથ આપ કૃપાએ પૂર્ણ થશે...

એ જ ભાવનાએ પુનઃ પુનઃ આપના

ચરણકમલમાં વંદના કરી વિરમું છું....



## ૪૮ જે મહં અબહિમણે

અનેક વ્યક્તિની ભાવના મહાન કહેવરાવવાની હોય. વિરલ વ્યક્તિની ભાવના મહાન બનવાની હોય. મહાન કહેવરાવવું અને મહાન બનવું તે બેમાં બહુ જ ફરક છે. મહાન કહેવરાવનાર કીર્તિનો અભિલાષી છે. મહાન બનવા ઇચ્છતો કઠોર કર્તવ્યનો ચાહક હોય છે. મહાન કહેવરાવવાની અભિલાષા રાખનારમાં માન કષાયનો તો પ્રત્યક્ષ ઉદય છે. પણ મહાનપણાના દેખાવ માટે જે ચાલબાજી–છેતરપીંડી–કપટકળા આચરવી પડે તેમાં પણ તે તત્પર બને છે. જ્યારે મહાન બનવાના અભિલાષુકને કીર્તિથી દૂર–સુદૂર રહેવું પડે છે. કીર્તિ તેની મહાનતાની ભયંકર અવરોધક છે. મહાનપદના અભિલાષુકને માન–અભિમાન એ તો પરવડે જ નહિ. પોષાય જ નહિ. નમ્રતા વગર મહાનતા પ્રગટે જ નહિ. શ્રી આચારાંગસૂત્રનું–૧૬૮ A મું સૂત્ર મહાનતાની વ્યાખ્યા કરે છે.

**“ જે મહં અબહિમણે ”**

**જે મહાન હોય તે બહાર પરિભ્રમણ ન કરતો હોય.**

આ સૂત્ર કંઇક ચિંતન–કંઈક વિચાર માંગે છે. દુનિયા કહે પરિભ્રમણ–દેશાટનથી બુદ્ધિનો વિકાસ થાય. સંકુચિતતા નષ્ટ થાય. સહજ હૃદયની ઉદારતા પ્રગટ થાય. ત્યારે શાસ્ત્ર કહે બહાર ફરે તે મહાન ન બને.

**લૌકિક વ્યક્તિ અને લોકોત્તર વ્યક્તિના માપદંડ અલગ હોય છે.**

- પ્રાપ્ત કરીને સુખ મેળવે તે લૌકિક વ્યક્તિ.
- ત્યાગ કરીને સુખ મેળવે તે અલૌકિક વ્યક્તિ.

○ સત્તાથી સૌને નમાવે તે લૌકિક વ્યક્તિ.
○ નમ્રતાથી સૌને નમાવે તે અલૌકિક વ્યક્તિ.
○ ભોજનથી સુખ મેળવે તે લૌકિક વ્યક્તિ.
○ ભજનથી સુખ મેળવે તે અલૌકિક વ્યક્તિ.
○ ભોગમાં આનંદ માને તે લૌકિક વ્યક્તિ.
○ ભક્તિમાં આનંદ માને તે અલૌકિક વ્યક્તિ.

લૌકિક અને લોકોત્તર વ્યક્તિની વૃત્તિ અને પ્રવૃત્તિ અલગ હોય તો લૌકિક શાસ્ત્ર અને લોકોત્તર શાસ્ત્રની વાત પણ અલગ હોય.

વત્સ !

આપણે બધા અલૌકિક-અદ્વિતીય વીતરાગ પરમાત્માના સાધુ છીએ. આપણા સૌના ઘડતર શ્રી આચારાંગસૂત્ર દ્વારા ગણધર ભગવંત કરે છે. શ્રી આચારાંગસૂત્રની દૃષ્ટિએ **મહાન કોણ ?**

ગુરુદેવ ! હું કહું !

" ત્યાગી....ના, તપસ્વી....ના, જ્ઞાની....ના, વૈરાગી..ના, સેવાભાવી....ના, 'પરોપકારી'...ના, 'શહનશીલ'...ના, 'નમ્ર'... ના, ઉત્કૃષ્ટ ચારિત્રધર....ના.

ગુરુજી......!

આમ શું કરો છો? આપની ના....ના....ના...સાંભળી, હવે તો બોલોને. હું કંટાળી ગયો.

પણ....મારા મહાન શિષ્ય !

એમ મહાનના સંશોધન ન થાય હોં !

મહાનનો અર્થ સમજવા પણ મહાન ધીરતા જોઇએ, તો મહાન બનવા કેટલી ધીરતા અને યોગ્યતા જોઇએ ? એ તું જ વિચાર...પણ, મારે તો તને શ્રી આચારાંગ-સૂત્રના મહાન આત્માના દર્શન કરાવવાનાં છે.

**મહાન કોણ ?**

○ જે મોક્ષાભિલાષુક તે મહાન....
○ જે મોક્ષને આંખ સામે રાખી પ્રવૃત્તિ કરે તે
મહાન....
○ જે જિનેશ્વરના ઉપદેશની બહાર ન જાય તે મહાન....
જો, તું જિનેશ્વરના વચનની મર્યાદામાં રહે તો તું
મહાન....
જો, હું જિનેશ્વરના વચનની મર્યાદામાં રહું તો હું
મહાન....

**મારી કે તારી વાત સ્વીકારે કે ન સ્વીકારે પણ,**
**જિનેશ્વરની આજ્ઞાને જે અનુસરે તે મહાન.**

શ્રી આચારાંગસૂત્રના મહાન આત્માને માપવા મારા
અને તારા ત્રાજવા ન ચાલે. મારા-તારા માપદંડથી મને
અને તને મપાય. પણ, મહાન આત્માને ન મપાય.

**મહાનના માપદંડ તો શાસ્ત્ર જ બને.**
**શાસ્ત્રાજ્ઞા સાપેક્ષ જે જીવે તે મહાન.**
**આજે મરણ હો આ યુગાન્તરમાં પણ શાસ્ત્રા-**
**જ્ઞાનું પાલન છોડે નહિ તે મહાન.**

○ પ્રભુના ઉપદેશમાં જ જેનું મન સદા નિમગ્ન રહે
તે મહાન.
○ પ્રભુના ઉપદેશની બહાર ક્યારેય જેનું મન ન જાય
તે મહાન.
○ પ્રભુના ઉપદેશનો સાર એટલે તીવ્ર મોક્ષાભિલાષા.
○ પ્રભુના ઉપદેશનો સાર એટલે મુમુક્ષુવૃત્તિ.
○ પ્રભુના ઉપદેશનો સાર એટલે અદ્વિતીય મોક્ષભાવ.
○ પ્રભુના ઉપદેશનો સાર એટલે વિનય રત્ન સાધુ ખરા
શ્રી આચારાંગ સૂત્ર કહે છે – શ્રેણિક મહારાજા સાધુ નહિ પણ મહાન....
પણ, મહાન નહિ

- સત્તાથી સૌને નમાવે તે લૌકિક વ્યક્તિ.
- નમ્રતાથી સૌને નમાવે તે અલૌકિક વ્યક્તિ.
- ભોજનથી સુખ મેળવે તે લૌકિક વ્યક્તિ.
- ભજનથી સુખ મેળવે તે અલૌકિક વ્યક્તિ.
- ભોગમાં આનંદ માને તે લૌકિક વ્યક્તિ.
- ભક્તિમાં આનંદ માને તે અલૌકિક વ્યક્તિ.

લૌકિક અને લોકોત્તર વ્યક્તિની વૃત્તિ અને પ્રવૃત્તિ અલગ હોય તો લૌકિક શાસ્ત્ર અને લોકોત્તર શાસ્ત્રની વાત પણ અલગ હોય.

વત્સ !

આપણે બધા અલૌકિક-અદ્વિતીય વીતરાગ પરમાત્માના સાધુ છીએ. આપણા સૌના ઘડતર શ્રી આચારાંગસૂત્ર દ્વારા ગણધર ભગવંત કરે છે. શ્રી આચારાંગસૂત્રની દષ્ટિએ **મહાન કોણ ?**

ગુરુદેવ ! હું કહું !

"ત્યાગી....ના, તપસ્વી....ના, જ્ઞાની....ના, વૈરાગી..ના, સેવાભાવી....ના, 'પરોપકારી'...ના, 'શહનશીલ'...ના, 'નમ્ર'...ના, ઉત્કૃષ્ટ ચારિત્રધર....ના.

ગુરુજી......!

આમ શું કરો છો? આપની ના....ના....ના...સાંભળી, હવે તો બોલોને. હું કંટાળી ગયો.

પણ....મારા મહાન શિષ્ય !

એમ મહાનના સંશોધન ન થાય હોં !

મહાનનો અર્થ સમજવા પણ મહાન ધીરતા જોઇએ, ..ા મહાન બનવા કેટલી ધીરતા અને યોગ્યતા જોઇએ ? એ તું જ વિચાર...પણ, મારે તો તને શ્રી આચારાંગ-સૂત્રના મહાન આત્માના દર્શન કરાવવાનાં છે.

**મહાન કોણ ?**

- જે મોક્ષાભિલાષુક તે મહાન....
- જે મોક્ષને આંખ સામે રાખી પ્રવૃત્તિ કરે તે મહાન....
- જે જિનેશ્વરના ઉપદેશની બહાર ન જાય તે મહાન....

જો, તું જિનેશ્વરના વચનની મર્યાદામાં રહે તો તું મહાન....

જો, હું જિનેશ્વરના વચનની મર્યાદામાં રહું તો હું મહાન....

**મારી કે તારી વાત સ્વીકારે કે ન સ્વીકારે પણ, જિનેશ્વરની આજ્ઞાને જે અનુસરે તે મહાન.**

શ્રી આચારાંગસૂત્રના મહાન આત્માને માપવા મારા અને તારા ત્રાજવા ન ચાલે. મારા-તારા માપદંડથી મને અને તને મપાય. પણ, મહાન આત્માને ન મપાય.

**મહાનના માપદંડ તો શાસ્ત્ર જ બને.**

**શાસ્ત્રાજ્ઞા સાપેક્ષ જે જીવે તે મહાન.**

**આજે મરણ હો યા યુગાન્તરમાં પણ શાસ્ત્રાજ્ઞાનું પાલન છોડે નહિ તે મહાન.**

- પ્રભુના ઉપદેશમાં જ જેનું મન સદા નિમગ્ન રહે તે મહાન.
- પ્રભુના ઉપદેશની બહાર ક્યારેય જેનું મન ન જાય તે મહાન.
- પ્રભુના ઉપદેશનો સાર એટલે તીવ્ર મોક્ષાભિલાષા.
- પ્રભુના ઉપદેશનો સાર એટલે મુમુક્ષુવૃત્તિ.
- પ્રભુના ઉપદેશનો સાર એટલે અદ્વિતીય મોક્ષભાવ.

શ્રી આચારાંગ સૂત્ર કહે છે – વિનય રત્ન સાધુ ખરા પણ, મહાન નહિ. શ્રેણિક મહારાજા સાધુ નહિ પણ મહાન....

અવશ્ય કૃષ્ણ મહારાજમાં એક પણ વ્રત નહિ પણ મહાન આત્મા જરૂર. કારણ...

**તન સંસારમાં પણ મન મોક્ષમાં.....**

શ્રી આચારાંગસૂત્રની વ્યાખ્યા ખૂબ સમજવા જેવી છે. તે મહાન જેનું મન બહાર ન હોય પણ એમ નથી ફરમાવ્યું કે જેનું તન બહાર ન હોય તે મહાન.

કોઈ તીવ્ર ચારિત્ર મોહનીય કર્મના ઉદયે તન – શરીર પ્રભુની આજ્ઞા પાલન કરવા ઉદ્યત ના બને. શરીર જડ સાથે ચેષ્ટા કરે....શરીર જડને રમાડયા કરે....શરીર જડથી જોડાયેલું રહે પણ જેનું મન ચૈતન્યમાં આનંદ માને – જેનું મન વીતરાગના આદર્શને આંબવા મથતું હોય પણ તન સાથ ન આપતું હોય તે પણ મહાન....
મન જિનેશ્વરના આદર્શમાં જ લીન હોય તે મહાન....

આવા મહાન પૃથ્વીચંદ્ર અને ગુણસાગર તેઓનું તન સંસાર અને સંસારી સાથે રહ્યું પણ મન તો વીતરાગ સાથે જોડાયું. દેહના લગ્ન – દેહના જોડાણ કોઈક સ્ત્રી – કોઈક કન્યાના દેહ સાથે થયા. પણ મને તો લગ્ન કર્યા મુમુક્ષુ સાથે. એટલે જ લગ્ન મંડપ કેવળજ્ઞાનનું જ્ઞાન તીર્થ બન્યું અને વરરાજા પૃથ્વીચંદ્ર ગુણસાગર ગુણરાજ કેવળજ્ઞાની બન્યાં.
સુશિષ્ય !

શું મહાન બનવું એ કોઈ પણ વ્યક્તિનો જન્મ સિદ્ધ હક્ક નથી ? દુનિયાના કેટલાંક અધિકારો વારસામાં મળી શકે છે. પણ મહાન બનવાનો અધિકાર કોઈને પણ વારસામાં મળી શકતો નથી. મહાન બનવા ખુદે પ્રયત્ન કરવો જ પડશે.

પ્રતિપળ યાદ કર... 'જે મહં અબહિમણે' તારી તનની પ્રત્યેક પ્રવૃત્તિ સાથે શાસ્ત્ર બહુ વાત કરતાં નથી. તન તો જલ્દી શરણાગતિ સ્વીકારી લે છે. તન જલ્દી

શરણાગતિ છોડતું પણ નથી. તન કહે છે – "બધા મનને નપુંસક કહે છે પણ ખરેખર હું તન – શરીર પોતે જ નપુંસક છું. મનનો જે આદેશ મળ્યો તે પ્રમાણે જ મારે ચાલવું પડે છે."

મનનો સ્વભાવ બાળક જેવો છે. જે જુએ છે તેની જીદ પકડે છે. એટલે જ મનને શાસ્ત્રાજ્ઞા બહાર જવા ના દે. મન શાસ્ત્રમાં રહે તો તન કહે મને તો કાંઈ પ્રતિકૂળ છે જ નહિ. મન નેગેટીવ ફીલ્મ છે. તન તેની પોઝીટીવ કોપી છે. મનમાં સંયમ–સદાચાર હોય તો તનમાં આજે નહિ તો કાલે પણ સંયમ–સદાચાર પ્રગટિત થશે. શરીરથી કોઈ અવિધિ–આશાતના–વિરાધના–ખંડના થાય તો પણ પ્રાયશ્ચિત તુરત લઈ લેજે. તારું શરીર જે ભૂલ કરશે તેને સુધારનાર અનેક મળશે. પણ, તારું મન જો બહાર જશે. પુદ્‌ગલની ચાહના કરશે અને છેવટે કલ્પનાની એક સૃષ્ટિનું સર્જન કરી તેમાં મહાલશે તેનાથી જે વ્રત ભંગ થશે–વિરાધના થશે–ખંડના થશે તો તેને બીજો કોણ સુધારી શકે? મનના પરિભ્રમણને કોઈ રોકી ના શકે–સુધારી શકે.

એક તું અને બીજું શાસ્ત્ર જ મનને નાથી શકે. એટલાં માટે જ શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષા સ્મૃતિમાં રાખવાની છે. જેનું મન જિનેશ્વરના ઉપદેશની બહાર ન જાય તે મહાન.... તું મહાન બન....મહાન માર્ગનો ઉપદેશક બન એ જ મારા તો તને આશીર્વાદ છે. પણ....મારા પ્રિય શિષ્ય !

એક વાત યાદ રાખજે.

શ્રી આચારાંગસૂત્ર પ્રમાણે મહાન બનવું ખૂબ દુર્લભ છે. જીવનયાત્રા તો સંસાર અને સંસારી વચ્ચે પૂર્ણ કરવાની અને મનનું નિયંત્રણ કરવાનું. તનનું નિયંત્રણ કરવા માત્રથી મહાન નહિ. તને સાધુને મન નિયંત્રણ કરવા હિતોપદેશ

આપ્યો. એટલે વાક્યનો પરમાર્થ તો એ જ થયો....તન સંયમી હોય પણ મન સંયમી બને તો જ મહાન બની શકાય. તન અને મન સંયમી બને તો બંને વચ્ચે રહેલ વચનને સંયમી બનવું જ પડે.

મહાન કોણ?

ફરીવાર ગોખી લે....

જેનું તન–વચન અને મન જિનાજ્ઞા બહાર ન જાય તે. તન અને વચનને માફી અપાશે પણ મન જિનાજ્ઞા બહાર જશે તો તારું મહાન બનવાનું સ્વપ્ન વેરવિખેર બની જશે. હું તારા ભવ્ય સોણલાંનો પ્રેરક છું. તું ભવ્ય સૃષ્ટિનો સર્જક છે.

બસ, શીઘ્ર ભવ્ય સોણલાં સાકાર કર એ જ મારી મનોકામના.

ગુરુદેવ! આપે મારા ઉપર કૃપા કરી મારા તનને આશ્રવથી દૂર કરાવ્યું. શાસ્ત્રના રહસ્યો સમજાવી મનને પણ સંયમિત બનવા પ્રેર્યું. હું મહાન બની શકું કે નહિ તે મને ખબર નથી, પણ મને એટલી અવશ્ય માહિતી છે.

મારા ગુરુદેવની દિવ્યકૃપા ક્યારેય જડ–અયોગ્ય પર જતી નથી. મારા ગુરુદેવ મુમુક્ષુના પારખું છે. મારી પરખ કરી છે. તો હું સફળ બનીશ એ શ્રદ્ધાએ આગળ વધું છું.

આપની પરખ મને મહાન ન બનાવે એ બને ખરું?

આપોને જવાબ મારા મહાન ગુરુદેવ....!

મહાન ગુરુનો લઘુતમ શિષ્ય બનીશ તો પણ મારું જીવન ધન્ય બની જશે.

"મહાન ગુરુને લઘુતમ શિષ્યની સદા વંદના...."

卐

## ૪૯ પવાએણ પવાયં જાણિજજા

એક વ્યક્તિ બીજી વ્યક્તિના સંપર્કમાં-પરિચયમાં-નિકટમાં વાણીના માધ્યમ દ્વારા આવે છે, અને વ્યક્તિ-વ્યક્તિથી દૂર પણ તેનાથી જ જાય છે. વાણી રક્ષક પણ બને છે અને ભક્ષક પણ બને છે. વાણી વ્યક્તિનો પરિચય પણ પણ કરાવે છે અને વાણિ વ્યક્તિનો વિરોધ પણ કરાવે છે. વાણી દ્વારા વિશ્વનું કલ્યાણ પણ કરી શકાય છે અને વાણી દ્વારા જ દુષ્ટ તત્વો પણ ફેલાવી શકાય છે. તીર્થંકર પરમાત્માની વાણીથી શાસનની સ્થાપના થઈ. દ્વાદશ અંગની રચના થઈ અને વિશ્વમાં સમ્યગ્જ્ઞાનની લહાણ થઈ. દ્રૌપદીના વચનથી મહાભારતના યુદ્ધના પ્રારંભ થયા. લોકો કહે-પાંડવ અને કારવો લઢયા, પણ વિચારકો કહે કુરુવંશનો નાશ થયો. વાણી શક્તિ તો સુંદર છે પણ તેનો ઉપયોગ કેવી રીતે કર્યો? શા માટે કર્યો? કોની સાથે કર્યો? કયા કયા સમયે કર્યો? પ્રત્યેક વ્યક્તિ અને શક્તિ સુંદર, પણ સૌ-સૌનાં સ્થાને સૌ સૌના સમયે સૌ સૌની રીતે સુંદર હોય. તેથી જ કહેવાય છે. "બોલે તેના બોર વેચાય." પણ તેની સામે જ બીજી કહેવત છે. "ન બોલવામાં નવ ગુણ."

**સંયમીની વાણી શકિત ઉપકારક...**
**અસંયમીની વાણી શકિત સંહારક...**

વાણીથી આશીર્વાદ પણ અપાય છે અને વાણીથી શ્રાપ પણ અપાય છે. જગતમાં કોઇપણ શક્તિ ખરાબ હોતી નથી. કોઇપણ શક્તિ સારી હોતી નથી. પણ....શક્તિનો ઉપયોગ ખૂબ મહત્ત્વની હકીકત છે.

સાધક! બેઇન્દ્રિય જીવથી પ્રારંભ કરી સૌની પાસે

વચનયોગ. પણ વચનયોગ માત્રથી લાભ કે નુકશાન નહિ. અસંખ્ય આત્માની પાસે વચનયોગ પણ, જુજ સંખ્યાની વ્યક્તિ જ વચન શક્તિ દ્વારા વિશ્વનું કલ્યાણ કરી શકે છે. પણ એ જુજ વ્યક્તિના નામોની શ્રેણીમાં કંઈક નાના અક્ષરે પણ મારું અને તારું નામ કોઈ નક્કી અક્ષરોમાં નથી. પણ પંચેન્દ્રિય એવું જાતિવાચક નામ તો છે.

સાધુ પણ વચન શક્તિનો સદુપયોગ કરી શકે છે. પણ વચન શક્તિનો સદુપયોગ ત્યારે જ થાય જ્યારે મન પ્રબળ સહાયક બને તો. વિચાર અને ચિંતામાં લાગેલ મન શક્તિને મનન અને ચિંતન તરફ વાળીએ તો ચિંતન–મનન પર્યાલોચન પૂર્વકની વાણી જ કલ્યાણ સાધક બની શકે છે. એટલે આપણા સૌના હિત માટે–મંગળ માટે સર્જન થયેલ શ્રી આચારાંગ સૂત્રનાં ૧૬૮ મી સૂત્રમાં પ્રભુ ફરમાવે છે.

**'પવાએણ પવાયં જાણિજ્જા'**
**'પ્રવાદ વડે પ્રવાદને જાણવા જોઇએ.'**

વૈદ્યની દિવ્ય ઔષધિ લાભકારક...રોગ નિવારક ઔષધિ પણ જો તેને લસોટી–લસોટીને ઉપયોગ કરો તો. તેમ શાસ્ત્રજ્ઞાન પણ ચિંતન–મનન નિદિધ્યાસન દ્વારા જ હિતકારક બને. તેથી શાસ્ત્ર વાક્ય વાંચીને–સાંભળીને છોડી નહિ દેવાના, તેના ઉપર ચિંતન કરવાનું.

પ્રવાદ વડે પ્રવાદને જાણવા જોઇએ એટલે શું ?

વદ્–બોલવું ધાતુ પરથી વાદ શબ્દ થયો. વાદ એટલે વાત–ઝઘડો. પ્રવાદ એટલે પ્રકૃષ્ટવાદ–મોટી વાત–મોટો ઝઘડો. પ્રવાદ એટલે શું ? વિચાર...

કાયમ પ્રવાદ એટલે વિશિષ્ટ ચર્ચા–વાદવિવાદ....
વાદવિવાદ એટલે લઢવાડ.

વાદ-વિવાદ ન કરવા જોઈએ, એ વ્યવહારી વ્યક્તિઓની સલાહ છે. વાદવિવાદમાં મોટે ભાગે અહં પોષાય છે. તેથી કેટલાંક કહે છે-વાદ કરવો, વિવાદ-લઢવાડ ન કરવી. શ્રી આચારાંગ સૂત્ર કહે છે પ્રવાદ વડે પ્રવાદને જાણવો જોઈએ. મૂળસૂત્રમાં 'જાણિજ્જા' શબ્દ છે. જાણવું એટલો જ અર્થ અહીં સુયોગ્ય નથી પણ 'જાણિજ્જા' શબ્દનો અર્થ અહીં "મનન કરવું" તેવો સમજવો.

જાણીએ તો ઘણું છીએ પણ સમજીએ છીએ કેટલું ? માહિતી ઉપકારક થતી નથી. સહાયક થાય છે. પણ સમજુતી સદા ઉપકારક અને મંગળપ્રદ થાય છે તેથી 'જાણિજ્જા' શબ્દનો અર્થ થાય છે '**ચિંતન કર.**'

પ્રત્યેક પરિસ્થિતિમાં બોલાયેલ શબ્દના અભિપ્રાયને તું સમજવાની કોશિશ કર. વાક્યના અભિપ્રાયને સમજીએ નહિ તો લાભના બદલે નુકશાન થાય. શબ્દો ગમે તે હોય પણ વક્તા કોણ છે ? વક્તા સારો છે-આપણો હિતકારક છે, સૌનું સારું કરનાર છે, તો તેનો ખરાબ શબ્દ હોય તો પણ વિચારવું જોઈએ. આ વ્યક્તિ આવું બોલે નહિ, કોઈક પરિસ્થિતિએ બોલાવ્યા છે. કોઈ પણ વાત કોની સાથે થાય છે ? કોણ કરે છે ? તે વિચારવું અને જોઇને વાક્યનો અર્થ-રહસ્ય મેળવાય. આપણા જેવા સાધકના ઉપકાર માટે શ્રી આચારાંગસૂત્રની હિતશિક્ષા છે.

પ્રવાદ વડે પ્રવાદને જાણવા જોઈએ. કોઈ પણ શબ્દના અર્થ માત્ર શબ્દ કોશના પ્રમાણે ના કરતો. તારી ખુદની મનન શક્તિથી વિષયને જાણી અર્થ કર. વચન સાથે મનન આવવાથી આ શક્તિ ખેવડાઈ જશે. પ્રત્યેક વાત વિચારવી-સમજવી. આ 'જાણિજ્જા' શબ્દનો અર્થ વત્સ તને સમજાઈ ગયો તો હવે આગળ સમજાવું !

ગુરુદેવ ! સાચું કહું હું તો લકીરનો ફકીર છું. મને કોઇએ કહ્યું 'તું મૂર્ખ' એટલે હું તો એટલું સમજું મારો તિરસ્કાર કર્યો. પણ....આજે આપની સમજૂતીથી ખ્યાલ આવ્યો-મૂર્ખ શબ્દ સાંભળીને ગભરાઇ નહિ જવાનું. કોણ કહે છે ? કોને કહે છે ? કયા સંદર્ભમાં કહે છે ? આપ મને મૂર્ખ કહો. ત્યારે મારે સમજવું જોઇએ કે આપ આપના શિષ્યનો તિરસ્કાર નથી કરતાં પણ શિષ્યમાં રહેલ અજ્ઞાન ભાવનો તિરસ્કાર કરો છો. જો હું મૂર્ખ–તિરસ્કારને પાત્ર હોત તો મને કેમ બોલાવત ? બરાબરને ! ગુરુદેવ !

કૃપા કરી મારૂં અજ્ઞાન દૂર કરો....

'પ્રવાદ વડે પ્રવાદને જાણ' એટલે શું ?

જ્ઞાનાભિલાષુક ! દરેક વાકયના અર્થમાં મારે મારું અને તારે તારું ભેજું નહી ચલાવવાનું. શાસ્ત્રના અર્થ કરવા માટે શાસ્ત્ર પારગામી ગુરુજનોએ જે અર્થ કર્યો હોય તેનું અનુસરણ કરવાનું....આપમતિ મોટે ભાગે વિનાશક જ બને, સન્મતિતારક બને....પણ સર્વજ્ઞમતિ વિશ્વના સમસ્ત જીવોનું સદા–સર્વદા સર્વ પ્રકારે સર્વત્ર મંગળ કરે,...

શ્રી આચારાંગસૂત્ર સર્વજ્ઞ ભાષિત સૂત્ર....ગણધર ભગવંતથી ગુંથિત...આચાર્ય ભગવંતો દ્વારા નિર્યુક્તિ-ટીકા વિગેરેથી સુશોભિત મહા આગમ ગ્રંથ. તેનો અર્થ આપણે શીલાંકાચાર્ય મ. જે ટીકામાં ફરમાવ્યો છે તે પ્રમાણે પ્રથમ વિચાર કરીએ.

**'પવાએણ પવાયં જાણિજ્જા'**

આચાર્ય ભગવંતની પરંપરા વડે સર્વજ્ઞના ઉપદેશને સમજવો જોઈએ. તીર્થંકર પરમાત્માના ઉપદેશ વડે દરેક ધર્મના રહસ્યને સમજવા જોઈએ. સર્વજ્ઞના આગમના જ્ઞાન વડે વિશ્વના બધા દર્શનશાસ્ત્ર સમજવા જોઈએ. તીર્થંકરના આગમશાસ્ત્રને પ્રતિભા શક્તિ વડે સમજી–વિચારી સાબિત કરવા જોઈએ.

પ્રથમ અર્થ આચાર્ય ભગવંતની પરંપરા વડે સર્વજ્ઞ આગમના રહસ્ય પ્રાપ્ત કરવા જોઈએ. એટલે ગુરુની પરંપરા ગુરુકુલની આરાધના વડે આગમના રહસ્ય મળે. ગુરુકુલમાં નિવાસ વડે આગમના રહસ્ય સમજાય. જ્ઞાની ગુરુ સંયમીને-વિનયીને જ્ઞાન આપે. સંયમ અને વિનય વડે ગુરુ કૃપાથી પરંપરા અને આમ્નાય સર્વજ્ઞ શાસ્ત્રને સમજી શકાય. આચાર્ય ભગવંતોએ નિર્યુક્તિ-ભાષ્ય–ચૂર્ણી–ટીકામાં જે પ્રમાણે આગમના અર્થ કર્યા હોય તેને અનુસરીને આગમના અર્થ કરવા. આપણી મતિ–કલ્પના પ્રમાણે ના કરાય.

સર્વજ્ઞ પ્રરૂપિત શાસ્ત્રોના ફક્ત વ્યાકરણ અને શબ્દ-કોશના આધારે જ અર્થ ન થાય. પણ આત્મજ્ઞાન આપણા સુધી પહોંચાડનાર આગમ જ્ઞાનની પરંપરા જાળવનાર આચાર્ય ભગવંતની પરંપરામાં જે અર્થ જેવી રીતે ચાલતાં હોય તેવી રીતે કરવાથી આગમના રહસ્ય સમજાય.

બીજો અર્થ સર્વજ્ઞના શાસન વડે પર તીર્થિકના પ્રવાદને જાણ. એટલે પહેલાં આગમશાસ્ત્ર નિષ્ણાત બન. આગમ-શાસ્ત્રના રહસ્ય આત્મસાત્ કર....આગમશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યા વગર અહીં ત્યાં ક્યાંય માથું મારવાનું નહિ. સ્વશાસ્ત્ર નિષ્ણાત બનવાથી તારી શ્રદ્ધા ખૂબ સ્થિર થઈ જાય. વીતરાગ વચનના અભ્યાસથી શાસ્ત્ર પરિકર્મિત મતિ થાય. પછી બધા દર્શનશાસ્ત્રનો અભ્યાસ કર....નહિતર તારી શ્રદ્ધા અસ્થિર થઈ જાય. મતિ વિભ્રમ થઇ જાય. શું કરું ? શું ના કરું ? વિશ્વના કોઈ દર્શન વડે કોઈપણ નયના જ્ઞાન વડે પ્રતિભા શક્તિથી સ્યાદ્વાદ સિદ્ધાંતને તું સમજ અને સમજાવ.

**પ્રવાહ વડે પ્રવાહને જાણ એટલે સર્વજ્ઞના સિદ્ધાંતથી તારી શ્રદ્ધાને સ્થિર કરી અનેક આત્માને સર્વજ્ઞ સિધ્ધાંતના પવિત્ર રહસ્ય સમજાવવા તું સમર્થ બન....**

હે શાસનના ભાવિ વારસદાર !

આગમા જ્ઞાનની તું ઉપાસના કર. બધું ભણીશ પણ જો આગમશાસ્ત્ર પારંગત નહિ બને તો કેવલજ્ઞાનની ચાવી તને નહિ મળે. કેવળજ્ઞાનની ચાવી મેળવવા સર્વજ્ઞનું તત્વજ્ઞાન સમજવું રહ્યું. સર્વજ્ઞ શાસ્ત્રના મૂલ્યાંકન અને મહત્તા સમજવા વિશ્વના સમસ્ત દર્શનશાસ્ત્રનો અભ્યાસ જરૂરી....'હું તો જૈન સાધુ એટલે જૈન દર્શન જ જાણું' એવી વાત કરે તે ન ચાલે. એ જ સર્વજ્ઞ શાસનનો સાચો ઉપાસક હોય જે વિશ્વના બધા દર્શનનો વિદ્વાન હોય.... બધા દર્શન શાસ્ત્રના રહસ્યોને સમજ્યો હોય. સર્વ દર્શનમાં જે સત્યનો અંશ હોય તેને સ્વીકારનાર હોય.

તું સ્વ-પર શાસ્ત્ર વિદ્વાન બને એટલે પરમતત્વ માટેના ખોટા ખ્યાલો ટકી ના શકે.

પૂ. હેમચંદ્રાચાર્ય મ., હરિભદ્ર સૂરીશ્વરજી મ., સિદ્ધસેન દિવાકર સૂરીશ્વરજી મ. જેવા આચાર્ય ભગવંત કેમ વિશ્વ વંદનીય બન્યા ? તેમણે 'પવાએણ-પવાય' જાણિજ્જા' સૂત્રને જીવી જાણ્યું. સ્વપર શાસ્ત્રના પારગામી થયા તેથી વિશ્વના બધા જીવોનો ઉપકાર થાય તેવી તેમની મંગલશક્તિ પ્રગટ થઈ અને મોક્ષમાર્ગના સાચા ઉપાસક બન્યા. અને અનેક માર્ગના પથિક બનાવ્યો. તું પણ એ મહાપુરુષોનો ઉત્તરાધિકારી બન એ જ મારા તને આશીર્વાદ છે.

ગુરુદેવ !

હમણાં તો અજ્ઞાનનો આકાર છું. આપની કૃપાએ જ્ઞાનનો ઉત્તરાધિકારી બનું અને ભલે મહાજ્ઞાની અને મારા ઉપકારી આપનો ઉત્તરાધિકારી ન બનું તો પણ કંઈ વાંધો નહિ, પણ.... આપ સમા જ્ઞાનીના આશીર્વાદનો અધિકારી બનું એટલી તો આપની પાસે અવશ્ય વિનંતી કરૂં છું.



## ૫૦ અપયસ પયં નત્થિ

માનવ બોલતાં શીખે છે તે પહેલાં એક શબ્દને સમજતાં શીખે છે. તે શબ્દ સાથે તેની એટલી આત્મીયતા છે કે કશું નહિ સમજનાર, કશું નહિ બોલનાર–કશી જ ચેતના-શક્તિ જેનામાં નથી એવી વ્યક્તિ પણ એકવાર એક શબ્દ સાંભળતાં નિંદમાંથી જાગી જાય છે. એક અક્ષર બોલાતા સારા શબ્દને ગોઠવી દે છે. આખો શબ્દકોષ નહિ. વિશ્વના સમસ્ત ગ્રંથો વંચાવો, બધા મંત્રો ભણો પણ જેનું એકેય રૂંવાડું ના ફરકે એવો જડ પણ, એક શબ્દ એવો છે કે જે સાંભળતાં તરત ચેતનવંતો બની જાય છે. દીવેલ પીધા જેવા મોંઢાવાળો પણ એકવાર હસી લે છે. માણસ સૌથી ઓછો એ શબ્દનો પ્રયોગ કરે છે પણ માનવમાત્રનું સૌથી અધિક ધ્યાન તે શબ્દ પર જ હોય છે. કક્કામાં ૧૪ માં અક્ષર જેવો માનવ પણ, એક શબ્દ એવો છે કે જેનું વાંચન–લેખન જોડણી સાચી જ કરે છે. જે મંત્રનો કરોડોનો જાપ કર્યો હોય તેવો મંત્ર માનવ ભૂલી જાય છે. પણ જેનો એકવાર પણ જાપ કર્યો નથી છતાં સદા અજપાજાપના મંત્ર સમાન જેનો જાપ થયાં કરે છે તે શબ્દ કયો ? માનવ પાગલ બને અને બધું ભૂલે પણ, એક શબ્દ ના ભૂલે તે કયો શબ્દ ?

'ખુદનું નામ'

પોતાના નામ ઉપર માનવને કેટલો પ્યાર છે ? નામ ખાતર કેટલા કેટલા જંગ કર્યાઃ તે માનવનો ઈતિહાસ વાંચીએ અને આપણે જો વિચારક હોઈએ તો રડયા વગર ના રહીએ ! નામ ખાતર માનવીઓ કેટલા ઝઝુમ્યા એ

રોમાંચક ઇતિહાસ સાંભળીએ તો કકળી ઉઠીએ. એ નામ અંતે શું છે ?

જ્યોતિષી કહે– નામ એ તો ખૂબ મહત્વની હકીકત છે. નામ ઉપરથી વ્યક્તિનો ભૂત–ભવિષ્ય–વર્તમાનકાળ કહેવાય. નામ ઉપરથી માનવના અનેક સદ્ગુણ અને દુર્ગુણનું પૃથક્કરણ કરી શકાય. માનવની આદત–રૂચિ–વ્યાપાર–વ્યવહારનું જ્ઞાન કરી શકાય. ચંદ્ર જે રાશિમાં હોય તે રાશિના અક્ષરો ઉપરથી માનવીનું નામ રાખવું એવો જ્યોતિષનો નિયમ છે. પ્રાયઃ વિશ્વના દરેક વિચારકે આ વાત કબૂલ કરી છે. પણ ધર્મશાસ્ત્ર નામની રફતારમાં દોડતા માનવને કહે છે તારી બધી વાત સાચી પણ મને એક જવાબ આપ....આ નામ કોનું ? તારૂં કે તારી જેલનું ? આ નામથી તું બંધનમાં આવ્યો કે મુક્ત થયો ? આ નામે તને ક્યાં ક્યાં દોડાવ્યો ? કેવા કેવા ખેલ કરાવ્યા ? તેની આછેરી પણ એક રુપરેખા તું કહી શકીશ ? ભયંકર ગેસ જે નહિ ગુંગળાવે તેના કરતાં ય અધિક નામની દાસ્તાન તને ગુંગળાવે છે. પ્રાયઃ ૨ થી ૧૦ અક્ષરમાં આવતાં નામે ઉતિહાસને કારમો બનાવ્યો છે. નામે જે ઝઘડા–યુદ્ધ કરાવ્યા છે તે મહાભારત–રામાયણ અને પ્લાસીના ભયંકર યુદ્ધ અને વિશ્વયુદ્ધ કરતાં ય ભયંકર છે. પણ માનવ એટલો ભ્રમિત થઈ ગયો છે. ખુદનું નામ વાંચે કે સાંભળે ત્યાં ઘેલો ઘેલો થઈ જાય છે, અણુબોંબ તો જ્યાં ફેંકાય ત્યાં વિનાશ સર્જે છે પણ આ નામ તો બોલાય ત્યાં ભયંકર વિનાશ સર્જે છે. માનવ મૂક ભાવે તેનો નિરીક્ષક બને છે. તેને કલ્પના નથી આવતી તે શેનો સાક્ષી બને છે. આનાથી અધિક નામની શું કરૂણ કથની હોય ?

આ કરૂણ કથનીનો ભોગ પરમાત્માનો સાધુ મહાત્મા

ન બને એટલે જ શ્રી આચારાંગ સૂત્રમાં ફરમાવ્યું છે–એક ક્ષણ રોકાઈ જા...શાંતિનો સંદેશ સાંભળી લે....તારી દોડ બંધ કર....ઉભો રહે....આગળ ના દોડ....જ્યાં હોય ત્યાં એક મિનિટ માટે ઉભો રહી જા...પરમાત્મા શાંતિનો સંદેશ કહે છે.

**'અપયસ્સ પયં નત્થિ'**
**અપદનું–અરૂપીનું પદ શું ?**
**અરૂપી–નિરાકારીનું શું નામ હોય ?**

તું કોણ ? તારું વળી નામ ક્યાંથી હોય ? તું કોને નામ દ્વારા પોકારે છે ? આ વાત સાંભળતા તારા મનમાં દ્વિધા થશે. તું કહીશ–મારા ગુરૂજી ! મને તમે નામની ના કહો છો, હું તો સંસાર ત્યાગીને આવ્યો, ત્યારે માતા-પિતા—કુટુંબ–ઘર–વસ્ત્ર–અલંકારનો ત્યાગી બન્યો પણ સાથે સાથે મેં તો મારા નામને ય વોસિરાવી દીધું હતું. પણ દીક્ષાનાં સમયે ચતુર્વિધ સંઘ વચ્ચે આપે જ મારા નામકરણની વિધિ કરી. મારું નામ આપે રાખ્યું અને હવે કહો છો ? નામ કોનું ? મારાથી બોલાય નહિ–મર્યાદાનો લોપ મરણાંતે પણ ન કરાય. પણ હું ખોટું કે સારૂં દેખાડવામાં માનતો નથી. સાચું કહેવામાં સગા બાપની ય શરમ ન રાખવી જોઈએ. એવી ઉંડી માન્યતા ઘર કરી ગયેલી છે તો સીધુ સટ કહી દઉં. નામ કોનું ? આપના શિષ્યનું ! દિક્ષાના દિનથી નામના મહત્વના પાઠ ભણાવ્યા અને હવે નવો એકડો શાને ઘુંટાવો છો ?

શું ગુરૂદેવ ! આપ પણ એક નીતિ નહીં સ્વીકારો ? જમાનાની અસર બધે....મારાથી વધુ બોલાઇ જાય છે. શું કરૂં ? 'મિચ્છામિ દુક્કડં'...પણ ગુરૂદેવ આપનો પ્રશ્ન એવો અટપટો છે નામ કોનું ? ખરૂં કહું–સમજતો નથી એટલે

જેમ આવે તેમ બોલુ છું. આપ સમજાવો...આપનો શિષ્ય છું....આપના ઉપદેશે. સંસાર છોડયો તો નામ નહિ છોડું ?

ગુરૂદેવ ! આવતી કાલથી મને કોઈ મારા નામથી બોલાવે તો જવાબ ન આપું ?મને સમજાવો. આપ નહિ સમજાવો તો મને કોણ સમજાવશે....આપ જ મારા અવળ-ચંડા સ્વભાવને જાણો છો. આપ જ મારા ઉદ્ધારક બની શકશો. ગમે તેવો છું છતાંય આપના ચરણનો હનુમાન છું. શ્રી ગૌતમસ્વામી જેવા વિનયમૂર્તિ હોય તેજ બની શકે. હું ના બની શકું....ગમે તેટલા ઉધામા કરીશ અહીં ત્યાં કૂદીશ પણ, મારા મનને આપના સિવાય કયાંય શાંતિ મળતી નથી. આપનો હું હનુમાન છું....મારો પશુભાવ દૂર કરો.... મારા ભક્તિ ભાવના વિકાસ કરો...

વત્સ ! તું અકળાય છે પણ હું તો તારાથી કયારે પણ અકળાતો નથી. તારી વાતો સાંભળતા તને કોઈ ઉદ્ધત-આખા બોલો કહેશે પણ હું તારા શબ્દોને વિચારતો નથી. તારા શબ્દ પાછળ પણ એક આત્મીયતાનો મીઠો ટહુકાર છે. તું પણ કંઈક આરાધના-સાધના કરવા આતુર છે. પણ તારાં પોતાના તર્ક-વિતર્કમાં તું મુંઝાઈ જાય છે તેથી તને કોઈ દિશા સૂઝતી નથી અને મુગ્ધ હરણીયાની જેમ આમ તેમ ફરે છે. અને જેમ આવે તેમ બોલે છે. પણ, તારા અંતરની શુદ્ધ ભાવના મને સ્પર્શે છે.

વત્સ ! તારો પ્રશ્ન છે-દિક્ષા વખતે મેં નામ રાંખ્યું. એટલે તું અનામી ના બન્યો અને નામની ઝંઝટમાં ફસાયો. બરાબર....પણ મારા પ્રભુના શાસનમાં જ્ઞાન પ્રાપ્ત કરવાના મુખ્ય ચાર પ્રકાર બતાવ્યા. ચાર નિક્ષેપા દર્શાવ્યા: नाम स्थापना द्रव्यभावतस्तन्न्यासः ફરમાવ્યા. પ્રત્યેક પદાર્થનું જ્ઞાન ચાર નિક્ષેપથી ફરમાવ્યું છે.

તીર્થંકર પ્રભુનું પણ નામ હોય છે ને ! નામ જાપનો શું જૈનશાસ્ત્રમાં ઓછો મહિમા કહ્યો છે ? આમ, તર્ક તો અનેક કરી શકાય. તર્કથી વિચારીશ તો મુંઝાઈ જઈશ.

શ્રદ્ધાથી વિચાર...અધ્યાત્મનું આલંબન લે...જે નામ પાછળ મમત્વ પેદા થાય તે તારક બને ? જ્ઞાન કરવા કોઈ પણ પદાર્થનું નામ આપવું તે અલગ અને મમત્વની અતિ-વૃદ્ધિ કરવા નામ આપવું તે અલગ. જ્યાં નામ પાછળ મમત્વ ન હોય ત્યાં નામના ઉચ્ચારણમાં કશો જ વાંધો નથી. પણ જે નામ પાછળ મમત્વ ભર્યું પડ્યું હોય તે નામ તારક ન બની શકે.

પ્રભુ શાસનમાં ગુરૂનું પણ નામ રાખવું પડે છે અને શિષ્યનું પણ નામ રાખવું પડે છે. પણ પ્રભુ શાસન ફરમાવે છે–નામ માત્ર વ્યવહાર માટે છે. તું ચૈતન્ય આત્મા....તારા રંગ નહિ....રૂપ નહિ...ગંધ નહિ....આકૃતિ નહિ...વિકૃતિ નહિ. તું દેવ નહિ....તું માનવ નહિ...

તું નિરંજન...નિરાકાર...અરૂપી...નામકર્મના ઉદયે તારા જૂજવા રૂપ થયા છે. આ જુજવા રૂપના વ્યવહાર માટે નામનો વ્યવહાર શરૂ થયો. પણ તને મોહનીય કર્મએ દિશા ભૂલાવી. તને તારી શુદ્ધ દશાનું વિસ્મરણ થઈ ગયું. તું ભૂલી ગયો અને નામના ચક્કરમાં એવો ભુલો પડી ગયો કે નામને તું તારા તરીકે અપનાવવા લાગ્યો. નામના કારણે કેટલીયવાર તું દેવ–ગુરુ–ધર્મની પણ ઉપેક્ષા કરવા લાગ્યો. તારી આ પરિસ્થિતિ જોઉં છું ત્યારે મારો કર્તવ્ય ધર્મ થઈ જાય છે કે તને સત્યપથનું માર્ગદર્શન આપવું ખૂબ જરૂરી છે.

**ખુદના નામનું મમત્વ ત્યાગ કરવા વીતરાગ તીર્થંકરના નામમાં તારા નામના મમત્વનું વીલીનકરણ કરી દે.**

ગુરુદેવ ! આપનાં ચરણે પ્રતિજ્ઞા કરીને કહું છું-હવે મારું નામ બોલીશ કે લખીશ કે મારા નામ ઉપર દૃષ્ટિ કરીશ પણ જ્યારે જ્યારે નામનું મમત્વ જાગશે ત્યારે ત્યારે વીતરાગનું નામ સ્મરણ કરી લઈશ. મારા નામના મમત્વનું પાપ ધોવા તીર્થંકરના નામનો મંત્ર જાપ કરીશ. ગુરુની સ્તુતિ કરીશ.

બસ....ગુરુદેવ ! મારાં ઉપર હવે તો ખુશ થશો ને ?

આપની પ્રસન્નતા એ જ મારા જીવનની મધુરી વસંત છે.

**મને નામીમાંથી સદાય અનામી બનાવજો એ જ...**



## ૫૧ જહા સે દિયા પોએ એવં તે સિસ્સા દિયા ય રાઓ ય અણુપુવ્વેણ વાઇયા

કોઈપણ વ્યક્તિની સફળતા પાછળ કોઈપણ પ્રેરણા-મૂર્તિએ અવશ્ય કાર્ય કર્યું હોય છે. જગતની કોઈપણ વ્યક્તિ પ્રેરણા–કાળજી– સંભાળ–દેખરેખ વગર આગળ વધી શકતી નથી. પ્રગતિના સોપાન સર કરી શકતી નથી.

જેમ મુકત ગગનમાં ઉડ્ડયન કરતાં પંખીને જોઈને સૌને થાય કેવું ગગન વિહારી ! કેવી ભવ્ય ગતિ ? ક્યાંય પ્રતિબંધ નહિ ! કોઈ સાધનની જરૂર નહિ ! પાંખ પસારી અને ચાલ્યું અનંતની વાટે....પંખીની મુકત ગતિ જોઈ મુગ્ધ થઈ જનારા અનેક....પણ કોઈક જ વિચારી શકે કે એક નાના ઈંડામાંથી આ શકિત પેદા ક્યાંથી થઈ? ઉડ્ડયન કરવું એ પંખીનો સ્વભાવ પણ ઉડ્ડયનની શકિતને પેદા કોણે કરી? પંખીના માતા પિતાએ....

ઈંડા જેવી અવસ્થામાં પણ તેના લાલન–પાલન ન છોડયા. જન્મબાદ પણ જતન કર્યા. તો આજે મુકત ગગન વિહારી પંખી બન્યું. આકાશમાં મુકત વિહરણ માટે પણ કોઈકના જતન–કોઈકની પ્રેરણા જ કામ કરે તો આત્માના મુકત વિહાર માટે....આત્માની ઉર્ધ્વગતિ માટે ગુરુવરના કેટલાં ભવ્ય યોગદાન હોય !!!

વિશ્વમાં સ્વયંબુદ્ધ–પ્રત્યેક બુદ્ધ તો મર્યાદિત જ હોય. સંખ્યાતીત તો બુદ્ધ બોધિત હોય. બુદ્ધ બોધિત એક એક આત્માની આત્મકથા જો સાંભળવા મળે તો પ્રત્યેક ગુરુવરે

શિષ્યની પ્રગતિ માટે શા શા બલિદાન કર્યા છે તેનો અદ્દભુત ઇતિહાસ જાણવા મળે.

માતાપિતાના વાત્સલ્ય વગર બાળકનો વિકાસ અપૂર્ણ રહે તેમ માતાપિતાના અનુશાસન વિના બાળકનો સદ્દવિકાસ પણ ન થાય....

**વાત્સલ્ય વિના પૂર્ણ વિકાસ દુર્લભ....**
**અનુશાસન વિના સદ્દવિકાસ અશક્ય....**

બાળકના વિકાસ માટે માતાપિતાનું વાત્સલ્ય જેટલું જરૂરી છે તેટલું જ બાળકના સુયોગ્ય સદ્દવિકાસ માટે માતાપિતાનું અનુશાસન ખૂબ જ જરૂરી છે.

વાત્સલ્ય ન મળતાં વિકાસ રુંધાય....અને અનુશાસન ન મળતાં વિકાસ વિપરીત માર્ગે ચડી જાય...અને સદ્દ-વિકાસની દિશામાં આગળ વધી ન શકે.

વાત્સલ્યમૂર્તિ ગુરુદેવ શિષ્યના મહાવ્રતના યોગક્ષેમ કરી શકે પણ, તેને મોક્ષગગનનો મુક્ત વિહારી ના બનાવી શકે. શિષ્યની આત્મશક્તિના અદ્વિતીય વિકાસ માટે અનુશાસન મૂર્તિ સમા ગુરુદેવ જરૂરી....સંયમ જીવનના પ્રારંભમાં શિષ્યની વૈરાગ્યભાવના જતન વાત્સલ્યમૂર્તિ ગુરુદેવ જ કરી શકે. વૈરાગ્યની સુકોમળ અવસ્થા છે. સંસારના સ્નેહ બંધન હમણાં જ તોડયા છે તેથી બંધનથી ટેવાયેલો આત્મા મુક્તાવસ્થાથી ગભરાઈ જાય ત્યારે વાત્સલ્યમૂર્તિ ગુરુદેવનો મીઠો હાથનો સ્નેહભર્યા સંબોધન દેહની થોડી કાળજી પણ નવા વૈરાગીને સાધુ જીવનમાં સ્થિર કરી દે છે. મારા માટે કોઈક છે, મને સમજનાર પણ કોઈક છે. પણ....

**શિષ્યને એક ભવ્ય શાસન પ્રભાવક...અદ્વિતીય જ્ઞાનમૂર્તિ...**
**અજોડવાદી...ઉગ્રવિહારી...ઘોરતપસ્વી...અલૌકિક**

**વૈરાગ્યમૂર્તિ બનાવવા અનુશાસન પ્રિય ગુરુદેવની જરૂર પડે....**

અનુશાસન પ્રિય ગુરુવર ખુદના જીવનમાં ક્યાંય અશિસ્ત, ક્યાંય સ્વચ્છંદતા–ક્યાંય ઔધ્ધત્ય–ક્યાંય અવિનય–ક્યાંય અબહુમાનને પ્રવેશ કરવા દેતાં નથી. ખુદના જીવન દ્વારા શિષ્યને સમજાવે છે....

**શિષ્યને મહાન બનાવવા ખુદ ગુરુને મહત્તમ બનવું પડે છે.**

卐 શિષ્યને જ્ઞાની બનાવવા ગુરુએ મહાજ્ઞાની બનવું પડે છે....
卐 શિષ્યને વૈરાગી બનાવવા ગુરુએ મહાવૈરાગી બનવું પડે છે....
卐 શિષ્યને આજ્ઞાંકિત બનાવવા ગુરુએ અવશ્ય જિનાજ્ઞાધીન બનવું પડે છે.

મહાન....સર્વશ્રેષ્ઠ....સર્વોત્તમ ગુરુવર જ મહાન શિષ્યનું નિર્માણ કરી શકે. અનુશાસન પ્રિય ગુરુવર જ અદ્વિતીય શાસન પ્રભાવકનું સર્જન કરી શકે છે.

**અનુશાસન પ્રિય ગુરુવર જ શિષ્યને ગુરુ બનાવી શકે છે.**

જગતમાં શિષ્ય બનાવનાર ગુરુ અનેક હોય....પણ, પોતાના શિષ્યને પોતાના સમાન મહાન બનાવનાર ગુરુ તો વિરલ જ હોય.

જે શિષ્યને ખુદના આત્મવિકાસ કરવા હોય તે ગુરુ-ચરણનો સ્પર્શ કરી નમ્રભાવે વિનંતિ કરે...

"માતાપિતાએ જન્મ આપ્યો. મારી ઈન્દ્રિયો કંઈક વિકસિત બની. કંઈક મારી આદાન–પ્રદાન શકિત ખીલી. જીવન વ્યવહાર અંગેની સમજ ખીલી. આખરે તો તેઓએ પણ મારી પાસે કંઈક ઋણના પ્રતિકારની ભાવના રાખી. ત્યારે

ગુરુદેવ ! આપે તો મને મહાવ્રત આપ્યા. ત્યારથી આજ દિન સુધી વાત્સલ્ય ભાવે નિર્વ્યાજ વાત્સલ્ય ભાવે મારા મહાવ્રતના-સાધુ જીવનના સંરક્ષણ માટે પ્રયત્ન કર્યા. ઉત્સર્ગ-અપવાદની અનેક અટપટી કેડી-અનેક ભવ્ય રાજમાર્ગો જ્યાંથી મારું સાધુ જીવન રક્ષાય તેવો માર્ગ બતાવ્યો. આજનું મારું સંયમજીવનનું અસ્તિત્વ જ આપના વાત્સલ્યના પ્રભાવે છે.

આપનો સ્વભાવ જ કરુણાશીલ છે. સાચું કહું ! બહેનો કાચના વાસણનું જતન જે કાળજીએ કરે તેથી અધિક કાળજી મારા જતન માટે આપે લીધી છે. મને ખબર નથી મારામાં રાગ-દ્વેષ- મોહ અજ્ઞાન ક્યારે પ્રવેશી જાય ! અને મારા મહાવ્રતના ખંડન થઈ જાય...તેથી ક્યારેક આપે માતા સમું વાત્સલ્ય વહાવી-સ્નેહ સરિતા બની મને સંયમ જીવનમાં સ્થિર બનાવ્યો છે. આપના ઝાઝેરાં જતન ન હોત તો હું સંયમ જીવનમાં સ્થિર બની શક્યો ન હોત. પણ આપનું વાત્સલ્ય પામી હવે મારે સાચા સાધુ બનવું છે.

આપ મારું અનુશાસન કરો....મારા ઉપર ચાંપતી નજર રાખો....પ્રમાદ-કષાય મારા આત્મ ધનને ન લૂંટે...મને પણ શાસ્ત્રવિદ્દ્ બનાવો...

ગુરુવરો પણ દીક્ષાબાદ શિક્ષા આપે ત્યારે જ શ્રાવકમાંથી શિષ્ય બની શકે. શિક્ષા પ્રાપ્ત ન કરે....હિતશિક્ષા ગ્રહણ ન કરે....આજ્ઞાનું પાલન ન કરે તે શિષ્ય ના બની શકે.

સાચા શિષ્ય બનવા હિતશિક્ષાનું આચરણ ખૂબજ જરૂરી. ગુરુવરનું પણ કર્તવ્ય છે દીક્ષા બાદ પોતાના શિષ્યોને અધ્યાપન કરાવવું. શિષ્યએ ગુરુના 'ઉપદેશને અનુકૂળ બનવું' એ શિષ્યની ફરજ. તો ગુરુજનની મહાન ફરજ છે કે પોતાના શિષ્ય-શિષ્યાને અધ્યાપન કરાવવું, અભ્યાસ કરાવવો....અધ્યાપન વગર શિષ્ય-શિષ્ય રહી શકે પણ ગુરુ ન બની શકે....

શાસન પ્રભાવક ના બની શકે....સ્વપર તારક ના બની શકે.... ગુરુવર જ્ઞાન પ્રદાન કરે તો જ શિષ્ય ઉદ્ધારક બની શકે.

શ્રી આચારાંગસૂત્ર તો ગુરુ અને શિષ્ય બંનેનું માર્ગ-દર્શક છે. ગુરુવરને પણ ફરમાવે "ભાવિક ભકતનું મસ્તક તો એક મિનિટમાં મુંડિત બની ગયું. વાળ વગરનું માથું થતાં કેટલીવાર ? પણ હવે તમારે તમારા શિષ્યના હૃદયમાં રહેલ અનાદિના દુર્ગુણનું મુંડન કરવાનું છે. તમારા શિષ્યના હૃદયને નંદનવન સમાન મઘમઘાયમાન બનાવવાનું છે. પવિત્રતા સુરભિ પ્રગટિત કરવાની છે. તેથી તમે તમારા શિષ્યના મંગલ માટે અભ્યાસ કરાવો....પ્રતિદિન અભ્યાસ કરાવો.... શાસ્ત્રની મર્યાદા મુજબ શાસ્ત્રજ્ઞાન–આગમના અમીપાન કરાવો....તમારા શ્રીમુખે તમારા શિષ્યને જ્ઞાન આપો.

શ્રી આચારાંગસૂત્ર ફરમાવે છે 'અણુપુવ્વેણ વાઇયા' 'શાસ્ત્રના ક્રમ પ્રમાણે ભણાવો. પ્રથમ, ચરણકરણાનુયોગમાં નિષ્ણાત બનાવો. બાદમાં દ્રવ્યાનુયોગમાં પ્રવેશ કરાવો. તમારો શિષ્ય જે રીતે જ્ઞાન ગ્રહણ કરી શકે તેમ ભણાવો....તમારો શિષ્ય ગીતાર્થ બની નિભીંક રીતે શાસનના સત્યો પ્રગટિત કરી શકે તેમ અભ્યાસ કરાવો. શિષ્યની યોગ્યતા જોઈ–કાળની યોગ્યતા વિચારી તેને શાસ્ત્રજ્ઞાન આપો. ભદ્રબાહુસ્વામી જેવા કડક ગુરુ બનીને શાસ્ત્રની વાચના આપો. મહાપ્રાણાયામ ધ્યાનમાં જ જેમની લાગણી છે તેવા મહાજ્ઞાની વૃદ્ધ ગુરુવરે પણ જ્ઞાનદાનનો મહાયજ્ઞ પ્રારંભ્યો હતો.

ભદ્રબાહુ સ્વામી ૫૦૦–૫૦૦ શિષ્યને દિવસમાં સાત વાર વાચના આપતા હશે તેનું કલ્પના ચિત્ર પણ કેટલું રમણીય લાગે છે. જેમ કાશ્મીરમાં જાવ અને જ્યાં જુઓ ત્યાં પ્રકૃતિના સૌંદર્યના દર્શન થાય તેમ ભદ્રબાહુ સ્વામીના જ્ઞાનથી પવિત્ર થયેલ નંદનવનમાં સર્વજ્ઞ જ્ઞાનારાધનાની કેવી મસ્તી ચાલતી હશે ?

કોઈ ભક્તિ ભાવિત શિષ્ય ભદ્રબાહુ સ્વામીને વિનવતો હશે- "પ્રભુ હવે આપ. શ્રમિત થયાં હશો, મને વિશ્રામણા કરવા દો" કોઈ બુદ્ધિમાન શિષ્ય આગળના પાઠનું અનુ-સંધાન કરતાં દોડતાં આવતાં હશે- "ગુરુદેવ! હવે આ રીતે પાઠ આવશે..." કોઇ મંદ બુદ્ધિ શિષ્ય ગુરુના ચરણ અશ્રુજળ વડે પ્રક્ષાલતો હશે. "પ્રભુ! પૂર્વ જન્મમાં જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યું છે. શાસ્ત્રજ્ઞાન સમજાતું નથી. એક દિવસમાં સાત પાઠ..." કોઈક પરોપકારી શિષ્ય ખુદના ગુરુબંધુનો હાથ પકડી કહેતો હશે "ચલ! તને પાઠ કરાવું, હું તને સમજાવું... હાર નહિ, થાક નહિ.

ગુરુવર ભદ્રબાહુ સ્વામી તટસ્થ બની સનું અમીભરી આંખે નિરીક્ષણ કરતાં હશે... અને ક્યાંક તેમની આંખમાં ચમકારો થતો હશે...... અને ઓષ્ટમાંથી આછેરો શબ્દ નીકળતો હશે.

**"ભો! શિષ્ય! અત્ર આગચ્છ, આગચ્છ**
**અધુના શાસ્ત્ર રહસ્યં શ્રુણુ... પશ્ચાત્ સ્વાધ્યાય કુરુ."**

ગુરુવર એકને બોલાવતાં હશે પણ, સમસ્ત જ્ઞાનપિપાસુ શિષ્યોના મસ્તક સ્તંભિત બની એકાગ્ર ભાવે હજારો નયનો ભદ્રબાહુ સ્વામીને નિરખી રહ્યા હશે...

ગુરુવર શું પ્રકાશશે?

ગુરુ શિષ્યને ખુદ અધ્યાપન કરાવે ત્યારે જ શિષ્ય શાસનના રહસ્યને પ્રાપ્ત કરી શકે. અન્યથા શિષ્યમાં જ્ઞાન જ્વર વધવાનો ભય... ઉત્સૂત્ર તરફ જવાનો ભય...

મારા ભાવિના કેવળજ્ઞાની શિષ્ય!

"હું પણ ભદ્રબાહુ સ્વામીનો શિષ્ય બનું તેમના મહાન

પંથે ચાલી તને અધ્યાપન કરાવું. વાચના આપવા દ્વારા તારા અને જ્ઞાનાવરણીય કર્મને હટાવવાનો પુરુષાર્થ પ્રારંભીએ...

ગુરુવર !

આપે તો મને દીક્ષા આપી ત્યારથી અધ્યાપન કરાવ્યા છે. આપે મારી જ્ઞાન પ્રાપ્તિ માટે શું શું પ્રયત્ન કર્યા છે એ સંવાદનો વિષય નથી.અનુભૂતિ–સંવેદનનો વિષય છે.

આપના ચરણમાં નતમસ્તકે એક જ પ્રાર્થના છે.

**મારું જીવન સદા વિદ્યાર્થી રહે...**

આપના જ્ઞાનને પ્રાપ્ત કરવા મારી યોગ્યતા વધે બાકી આપ તો મારા આત્માના અનુશાસન કરનાર મહાન ગુરુ છો...

આપની દયા મને જરૂર અનુશાસનમય બનાવશે. આપના સદા શુભાશિષ છે.

**"નિત્થારગપારગાહોહ"**

મારી પ્રાર્થના છે– **"ઈચ્છામો અણુસટ્ઠિં"**

પુનઃ પુનઃ એ જ મંગળ ઘોષ કરું છું.

**'ઈચ્છામો અણુસટ્ઠિં'... ઈચ્છામો અણુસટ્ઠિં'**

**"ઇચ્છામો અણુસટ્ઠિં"**





# જહા સે દીવં અસંદીણે એવં સ ભવઈ સરણં મહામુણી

અષાઢ માસના ઘનઘોર વાદળાં આકાશમાં ભયંકર ગર્જના કરી રહ્યા હોય–પ્રલયકાળનો પવન પાગલ બનેલ હોય અને કોઈ યાત્રિક સમુદ્રયાત્રા કરી રહ્યો હોય–પ્રતિકૂળ પવનથી નૌકાના સઢ તૂટી ગયા હોય, આકાશને આંબવા મથતા જલધિ તરંગો નૌકામાં પ્રવેશી જતાં હોય અને સમુદ્ર યાત્રિક ભય વિહ્વળ આંખે ચારે બાજુ નજર નાંખી રહ્યો હોય અને ત્યાં ભાગ્ય યોગે તેનું વહાણુ કોઈ દ્વીપ પાસે પહોંચી જાય અને ભયથી મુક્ત થયેલ અભય માનવ હર્ષની કીકીયારીઓ કરતો દોડીને દ્વીપમાં પહોંચી જાય અને હાશ....બચી ગયો!... હાશ...બચી ગયો....કેટલીવાર બોલે ? દ્વીપ પર પહોંચતા જે હર્ષની લાગણી થઈ તે શું શબ્દમાં વ્યક્ત કરી શકાય ?

તેનાથી ય અધિક ભવયાત્રીને આનંદ આપે ગુરુનું શરણ. આ જ મહામંગલકારી વાતની શરૂઆત ખૂબ જ ભાવવાહી શબ્દોમાં શ્રી આચારાંગ સૂત્રમાં ફરમાવી છે–

'જહા સે દીવં અસંદીણે એવં સ ભવઈ સરણં મહામુણી'

ભવયાત્રીના શરણ મહામુનિ–ભવયાત્રીના રક્ષક મહામુનિ–ભવ ભયમાંથી ઉદ્ધારક મહામુનિ–મહામુનિના હૈયા કરુણાના રસથી ભરેલાં હોય....સમુદ્રના જળ કદાચ પરિમિત બને પણ

મહામુનિની કરુણાભાવના ક્યારે પણ સિમિત ન હોય...
મર્યાદિત ન હોય. ભવયાત્રીને જુએ અને મુનિના દિલમાં
થાય આને કેવી રીતે સંયમયાત્રી બનાવું ? આને કેવી રીતે
સિદ્ધિની સફર કરાવું ? કરુણા પૂર્ણ હૈયામાં તાકાત છે સૌને
યોગ્ય દાન કરવાની....ધરતીમાં જેમ બધા રસ હોય....પણ
ધરતી બીજને અનુરૂપ જ રસ પ્રદાન કરે તેમ મહાપુરુષ
પણ સાધક વ્યક્તિની યોગ્યતા જોઈને દાન કરે....ક્યાંય મારા
તારાના મોહનીય કર્મના ભેદ નહિ. વીતરાગના વારસ મારા–
તારામાં ફસાય...હું...તું...માં ફસાય તો તેની વૈરાગ્યવૃત્તિ
લાજી ઉઠે.

સાધુનો તો સિંહનાદ હોય....
'બુજઝ'.....'બુજઝ'.....આ ભવ્ય ભાવના ચરણ રજ
લેનાર ઇન્દ્ર ઉપર પણ સમાન ભાવે હોય અને પ્રભુના
દ્વેષી ગોશાલા ઉપર પણ સમાન ભાવે વહેતી હોય. છતાંય
મહામુનિ સૌને ધરતીની જેમ રસ–પ્રદાન કરે....મહામુનિ
પાસે એક આગવી અને અનોખી સૂઝ હોય. એક જ લાકડીએ
બધાને હાંકનાર તો કોઈ પશુના ટોળાનાં માલિક–ભરવાડ
હોય ! મહા મુનિજનો તો વ્યક્તિની યોગ્યતા તથા તેની
પાત્રતાનો દીર્ઘ વિચાર કરી તેના ભૂતકાળ–વર્તમાનકાળ અને
ભવિષ્યકાળ સમજી તેને હિતશિક્ષા આપે. જ્ઞાની ગુરુવર
સારણા–વારણા–ચોયણા–પડિચોયણા–તાડના–તર્જના–નિષ્કાસના
બધું કરવા સમર્થ હોય છે. જે ગુરુવરને પોતાના સગા–
માતાપિતાના આંસુ સંસારમાં રોકી ના શક્યા તેને શું
શિષ્ય–શિષ્યાના સુંવાળા બંધન શાસનના નિર્ભીક સત્ય
પ્રરૂપણા કરતાં રોકે ? પણ...દયાળુ ગુરુજન પાસે વિશ્વની
સમસ્ત માતા કરતાં મુલાયમ અને વાત્સલ્યપૂર્ણ હૃદય હોય
છે. ગુરુવર ભાવિકોના નાજુક ધર્મભાવને સમજે છે. ક્યાંય

ધર્મભાવ નંદવાઈ ન જાય તેમ તેના શુભભાવના મંગલ જતન કરે છે...એટલે હિમગીરી શા શુભ્ર અને ઉચ્ચ ગુરુવર સૌના આલંબન અને પ્રેરણામૂર્તિ બને છે. ગુરુવરના હૈયામાં હિત ભાવના છે તેથી વિશાળ ભાવિક ભક્તોની આગવી શક્તિના માપ તેઓની પારખુ દૃષ્ટ ક્ષણમાં કરી લે છે.

ઘણીવાર તો ભક્ત પણ આશ્ચર્ય વિમૂઢ બની જાય છે પૂજ્ય ગુરુદેવે શું ફરમાવ્યું ? મારી આ યોગ્યતા ? સામાન્ય માનવ વ્યક્તિનો વર્તમાન જોઈ તેના ઉપર ઓવારી જાય છે. પણ મહામાનવ સમા ગુરુજનો વર્તમાનને ભેદી ભવ્ય ભાવિકાળ જુએ છે અને ઓવારી જાય છે.

જૈન શાસનની જય પતાકા ફેલાવનાર પૂજ્ય આચાર્ય ભગવંત વાદિદેવ સૂરીશ્વરજી જિનમંદિરમાં દર્શને પધાર્યા છે. ગુરુવર તો પ્રભુજીને પ્રદક્ષિણા કરી રહ્યા છે. ત્યાં ગુરુ-વરના આસન ઉપર એક નાનકડો બાળક આરુઢ થઈ જાય છે. ગુરુજીની વેધક દૃષ્ટિ બાળકની લલાટની રેખા વાંચી લે છે. બધાને બાળક દેખાય છે. ત્યારે આ બાળકમાં મહાન શાસન પ્રભાવકના દર્શન ગુરુવર દેવસૂરીશ્વરજી મ. ને થાય છે. શાસ્ત્ર પારંગત ગુરુવર વિચાર કરે છે "શું આ બાળક છે ?" ના...મહાન શાસન પ્રભાવક આચાર્ય છે. " શું આ ફક્ત ગુજરાતણનો પુત્ર રહેશે ?" ના...ના...

**'માતા સરસ્વતીનો લાડકવાયો સપુત બનશે.'**

આની લેખનીથી ગુર્જરધરાની કીર્તિ વિશ્વમાં વિસ્તૃત થશે. શું આ કુળદીપક બનશે ? ના...ના....

**'આ તો વિશ્વદીપક બનશે.'**

જ્ઞાન અને મધ્યસ્થભાવના સહારે ખુદના ભાવિનો જ ઘડવૈયો નહિ સારાય યુગનો ઘડવૈયો બનશે...ગુજરાતના બે મહાન રાજવીની દિવ્ય ચેતના જાગૃત કરનાર આ બાળક

જ્ઞાનનો હિમાલય હેમચંદ્રાચાર્ય બનશે. આ બાળકના શુભ ભાવના સંરક્ષક–શરણ્ય મારે બનવું જોઈએ. મહાયોગી બાળકના શુભભાવની સાર્થકતા માટે માતા પાહિની દેવીના દ્વારે આવી પહોંચ્યા...

'ધર્મલાભ'ના જયઘોષ કર્યા...અને માતા પાહિનીના પુત્રને શાસનના પનોતાપુત્ર બનાવ્યા..... આવી હોય છે ગુરુવરની દૃષ્ટિ.....

જીવમાત્રના મંગળ માટે ગુરુવર શું ન કરે તે જ પ્રશ્નનો વિષય છે. હિત અને મંગળના દરેક માર્ગ અપનાવે.

હિમગીરી સમા મુલાયમ ગુરુવર શિષ્યના–ભક્તના હિત માટે જ્વાળામુખી ફાટયા જેવો ગુસ્સો પણ કરે.... દુર્ગુણનું ઓપરેશન કરતાં જરાય કંપે નહિ....સડેલું ફળ બધા ફળોને બગાડે આમ માનનારા ગુરુવર જેટલી ઝડપથી રજોહરણ આપે એટલી ઝડપથી રજોહરણ પાછું પણ લઈ લે. પણ; વ્યક્તિ પ્રત્યે જરાપણ અભાવ નહિ–તિરસ્કાર નહિ. કર્મોથી ભારે થયેલ આત્મા ધર્મદંભ ના કરે એ જ હિતભાવના...પ્રત્યેક વ્યક્તિની યોગ્યતા જુએ એટલે જ્ઞાનનિધિ ગુરુવર જેને યોગ્ય જે ધર્મોપદેશ હોય તે જ કરે. જે પદ્ધતિએ ધર્મોપદેશ કરવા યોગ્ય હોય તે પદ્ધતિએ કરે.

ધર્મોપદેશકની દરેક યોગ્યતા ગુરુ મ. માં હોય, શ્રોતા અને સભાનો રંગ સમજે. પણ, વિચાર કરે. હું કોઇ ટોળાંવાદી, જમાનાવાદી કે કીર્તીવાદી નથી. પ્રભુ શાસનનો મુનિ છે. હજારો શ્રદ્ધાળુ ભક્તો મારી પર શ્રદ્ધા અને આસ્થા સાધુતા દેખીને રાખે છે. મારું કાર્ય પ્રભુ પરમાત્મા પ્રરૂપિત સત્ય માર્ગ ચિંધવાનો.... મારું કાર્ય જ્ઞાન–દર્શન–ચારિત્રની આરાધના દ્વારા મોક્ષમાર્ગના ઉપાસક બનાવવાનો....

માંરું કાર્ય દાન–શીલ–તપ–ભાવના દ્વારા વિશ્વની વિવિધ

વ્યક્તિમાં રહેલી શક્તિને ઉર્ધ્વગામી બનાવવાનું. તેથી જ હું ભક્તના ટોળામાં ના અટવાઈ જાઉં પણ ભક્તિની ભાગીરથીમાં હું સ્નાન કરું....અને સૌને સ્નાન કરાવું, માતાની પાસે જેમ બાળક જુદું જુદું ભોજન માંગે–માતા વિચારે–"બાળકોની માંગણી અનેક–મારે તેની આહારની માંગણી સંતોષવાની પણ બાળકના આરોગ્ય ન જોખમાય તેની કાળજી રાખવાની–પૂરી કેમ ખાધી ? અને રોટલી કેમ ન ખાધી ? તેની માથાકૂટમાં નહિ જવાનું...બાળક માંગે તે આપવાનું પણ આરોગ્યતા સંરક્ષણ સાથે."

તેમ ગુરુવર પણ વિચાર કરે–હું ભવયાત્રિકને માટે દ્વીપ સમાન–શરણાગત વત્સલ મારો ધર્મ સૌને સ્નેહ આપવાનો–પ્રેમ આપવાનો–આશ્વાસન આપવાનું...પણ-ભવ સમુદ્રમાં ડુબી ન જાય તેનો ખ્યાલ રાખવાનો...રાગ–દ્વેષરૂપ ભવરોગ મારા શિષ્યને લાગુ ન પડી જાય તેની સાવધાની મારે રાખવાની. મારા શિષ્યનું વૈરાગ્યનું આરોગ્ય ન જોખમાય તેની મારે સતત કાળજી લેવાની. તને વાર્તા ગમે છે–કથા ગમે છે તો ચલ તને સંભળાવું "પરમાત્માનો કથાનુયોગ."

આ કથાનુયોગ પણ બે વિભાગમાં વહેંચાયેલ છે. ચરિતકથા અને ઉપચરિત કથા. તને ગમે તે સંભળાવું, પણ મારે જોવાનું એટલું જ કે તે સાંભળીને તારો મોહનો જ્વર ઘટે છે કે નહીં ?

મારો શિષ્ય તત્ત્વજ્ઞાનનો શોખીન છે. તો પ્રથમ સમજાવું પરમાત્માનો દ્રવ્યાનુયોગ. સ્વસિદ્ધાંત પારગામી બનાવું. બાદમાં વિશ્વના સમસ્ત દર્શનશાસ્ત્રનો પારંગત બનાવવાનો છે. પણ મારે ખ્યાલ એટલો જ રાખવાનો કે અશ્રદ્ધારૂપ પિશાચ તેને વળગતી નથી ને ?

**'કાલ પરિયાએ સે તત્થ વિઅંતકારીએ'**

**'કાલનો પર્યાય પૂર્ણ થાય ત્યારે કર્મક્ષય કરનારા થાય.'**

જગત્ મૃત્યુની ચિંતા કરે છે પણ મૃત્યુને મહોત્સવ બનાવવાની તૈયારી કરતું નથી. જગત્ જેની ચિંતા કરતું નથી તે પૂર્વભવની મુનિ ચિંતા કરે છે. મુનિ મૃત્યુની ક્યારે પણ ચિંતા કરતા નથી. મુનિ મૃત્યુને મહોત્સવ બનાવે છે. મહોત્સવની કંકોત્રી લખાય તેમ મુનિ પણ મૃત્યુ મહોત્સવની કંકોત્રી લખે છે.

મુનિ કહે છે– "મેં દીક્ષા લીધી તે દિવસથી મૃત્યુ છે. મહોત્સવની કંકોત્રી લખાઈ હતી હું મૃત્યુરૂપ અતિથિના સ્વાગત માટે તૈયાર થઈને બેઠો હતો. મારો અંતિમ સમય ખૂબ ઉજ્જવળ છે. આવા મુનિને ક્યાંય હાય નથી. સર્વત્ર હાશ છે. બિમારીના બિછાને આકાશના તારા ગણવા જેવી મુનિની વિવશદશા હોતી નથી. વિરાધના તેને ભરખી ગઈ હોતી નથી. કારણ, તેનો આરાધનાનો કાર્યક્રમ ખૂબ વિશાળ હતો. ગુરુ-કૃપાએ સમયે સમયનો સદુપયોગ કર્યો છે. તન થાક્યું છે–કદાચ વચન થાક્યું હશે. પણ, મન હજીય સંયમયાત્રાની કઠોરતાથી થાક્યું નથી. મન તો અત્યારે ય મોક્ષમાં મહાલે છે. કાળ અરૂપી દ્રવ્ય છે. અજીવ તત્ત્વ છે. પણ પુદ્ગલ ઉપર તેની સ્પષ્ટ અસર થાય છે. આ કાળના ધર્મે મારા દેહના ડુંગરાને જરૂર હલાવ્યો છે. પણ મારું મન તો મેરુ જેવું નિશ્ચલ છે. કાળની કોઈ તાકાત કે મારા આત્મરાજ ઉપર અસર કરે ? મૃત્યુનું સ્વાગત કરવા તત્પર છું. મૃત્યુને કહીશ "લે, ભાઈ ! લે. તારું સ્નેહી તો આ શરીર છે. તારી કાલ વિદ્યાથી દેહ જર્જરીત થયો છે. મારો આત્મા નહિ....

હે મૃત્યુ ! તું જેમ નજદીક આવે છે તેમ મારો આત્મા ખૂબ સજાગ-સાવધ બનીને લલકારે છે....

"ગિરિરાજનું શરણુ હો..આદિપ્રભુ સ્મરણુ હો.. પંડિત હમ મરણુ હો...' લઈજા....તારી વિદ્યાથી જેના ઉપર અસર થઈ છે એવા શરીરને!! મારે તો કાલંજયી બનવું છે. મારા ગુરુએ મને ધર્મામૃતના પાન કરાવ્યા છે: મારા ગુરુના ધર્મામૃતના પાન મને સાદિ અનાદિ સ્થિતિ પ્રાપ્ત કરાવશે. મૃત્યુ, તું મારે આંગણે આવે છે ત્યારે મારાથી હસી જવાય છે.

ભાઈ મૃત્યુ ! તું મારું દુશ્મન? મારું પ્રતિસ્પર્ધી? ના....ના તું તો ભવ્ય મિત્ર.. .તું તો અનુપમ મિત્ર....તારા આગમનના સાચા એંધાણ મને બરાબર મળી ગયા. તે દિવસથી મારા જીવનની વ્યર્થ પળો સાર્થક બની ગઈ છે. સાચે તેં મને આરાધનાનો અવસર આપ્યો. મારા મનને સકષાય અવસ્થામાં પણ નિષ્કષાય જેવું બનાવી દીધું....મારા મનના રાગને તેં છદ્મસ્થ અવસ્થામાં હરાવી દીધો. સરાગી છતાં હું વીતરાગી સમો બની ગયો. તારા આગમનના આછેરા ભણકારે પણ હવે કોઈ શત્રુ રહ્યો જ નથી. પહેલાં હું આરાધના કરતો ત્યારે તન જ સાથ આપતું હતું. હવે કદાચ તનનો સાથ ઓછો મળે છે. પણ મન તો સદા આરાધનામાં લીન રહે છે. સ્વાધ્યાયથી નિવૃત થાઉં છું ત્યારે જાપ કરું છું. જાપ પૂર્ણ થાય ત્યારે ધ્યાન કરું છું. ધ્યાન કર્યા બાદ દેહનો સાક્ષી બની મૂકભાવે જગત અને કાયાના સ્વભાવની અનુપ્રેક્ષા કરું છું.

મિત્ર મૃત્યુ ! તેં શું મારું બગાડ્યું છે? સાચે તું મારો ઉપકારક છે! તેં મને કર્મ નિર્જરાનો અનુપમ અવસર આપ્યો. તારા સમાગમે કર્મક્ષયની પળો મને નજદીક દેખાય છે. હું મૃત્યુને દૂર કરવા—હડસેલવા ક્યારે પણ

પરમાત્માના શાસનમાં અનંતમાર્ગ તારક, સ્વાદ્‌વાદ શાસ્ત્રનાં પ્રરૂપક ગુરુવર ! સદા શિષ્ય માટે શરણ્ય બને. અનંત-અનંતમાર્ગથી શિષ્યના સંરક્ષણ કરવાની ભાવના ગુરુવરની હોય સમુદ્રયાત્રીને દ્વીપ મળે અને જે આનંદ થાય તેનાથી અધિક શિષ્યને શરણ સ્વરૂપ ગુરુવરના દર્શને આનંદ થાય. ગુરુવરના દર્શને જ શિષ્ય હાસ અનુભવે... મારું રાગ દ્વેષનું દર્દ દૂર થવાનું...

મારુ અજ્ઞાનનું કષ્ટ નષ્ટ થવાનું...

મને સદા શાશ્વત આત્મિક સુખની અનુભૂતિ થવાની

ગુરુવર ! હું શરણાગત છું... આપ શરણાગત વત્સલ છો.,. કોલ કરી લઉં ભવોભવના... માંગી લઉં તમારા ચરણની ભવનાશિની ભિક્ષા. પુનઃ પુનઃ સ્મરણ કરું છું મારી રોજની પ્રાર્થના...

મસ્તક ઝૂકાવી અંજલિ જોડી ગદ્‌ ગદ્‌ ગિરાએ પ્રાર્થું છું......

**'ભવે ભવે તુમ્હ ચલણાણં'**

આપના ચરણ...શરણાગત સર્વ મોક્ષયાત્રીના... રક્ષણ કરો.--રાગ દ્વેષની ભમરોથી રખે અટવાઉં નહિ. રખે ભૂલો ના પડું...

દ્વીપ સમા આપ ગુરુ મળ્યાં....

આત્મારામજી મ. ની પરિભાષામાં ગુંજન કરું છું.

**“અબ તો પાર ભયે હમ સાધુ.”**

卐

## ૫૩ કાલં પરિઆયે સે તત્થ વિઅંતકારિએ

કેટલાક મુસાફરો પ્લેટફોર્મ પર ગાડી આવે છે અને હાંફળા ફાંફળા થઈને ખીસ્સામાં હાથ નાખે છે. ટીકિટ માટે ફાંફા મારે છે. ટીકિટ મળતી નથી. ભાઈસા'બ, હાથ ઘસતા રહી જાય છે અને ગાડી પ્લેટફોર્મ છોડી આગળ ચાલી જાય છે. ત્યારે કેટલાક મુસાફરો ગાડી આવતા પહેલાં ટીકિટ–માલ–સામાન લઈ તૈયાર રહે છે. ગાડી આવતા તુરત ગાડીમાં બેસી રવાના થઈ જાય છે.

મુસાફરી નિશ્ચિત છે તો તૈયારી પણ નિશ્ચિત કરવી જોઈએ. જગત્ આખું મુસાફર છે. સૌની સફર નિશ્ચિત છે. પણ દિવસ અનિશ્ચિત છે. તો દરેક મુસાફરે પૂર્ણ તૈયારી કરવી જરૂરી. એકાદ ગામની મુસાફરી અંગે તૈયારીની જરૂરત, તો ભવની મુસાફરી માટે કેટ–કેટલી તૈયારીની જરૂરત ?!

**ઓ અનંતના યાત્રી !**

તારે સિદ્ધોની દુનિયાની સફર કરવાની છે. તારી યાત્રા દીર્ઘ છે. તારી યાત્રા અદ્‌ભુત છે. તું મહાન યાત્રિક છે. સીમંધર પ્રભુ સંયમયાત્રીની મહાવિદેહમાં પ્રશંસા કરે છે. વિશ્વના બધા જ સમ્યગ્ દૃષ્ટિ તારા ભવ્ય પ્રસ્થાનને અભિનંદન આપે છે, અનુમોદના કરે છે. પણ શ્રી આચારાંગસૂત્ર તને એક ભવ્ય ઉદ્‌બોધન કરે છે. આ સૂત્ર તારો પ્રમાદ ખંખેરી નાંખશે. તારા પ્રમાદે પલાયન થવું પડશે. તારે મોક્ષયાત્રી બનવું પડશે. સાંભળ, શ્રી આચારાંગસૂત્રનો અમરઘોષ-મુક્તિના શહીદોની અમરગાથા ગાય છે.

**'કાલ પરિયાએ સે તત્થ વિઅંતકારીએ'**

**'કાલનો પર્યાય પૂર્ણ થાય ત્યારે કર્મક્ષય કરનારા થાય.'**

જગત્ મૃત્યુની ચિંતા કરે છે પણ મૃત્યુને મહોત્સવ બનાવવાની તૈયારી કરતું નથી. જગત્ જેની ચિંતા કરતું નથી તે પૂર્વભવની મુનિ ચિંતા કરે છે. મુનિ મૃત્યુની ક્યારે પણ ચિંતા કરતા નથી. મુનિ મૃત્યુને મહોત્સવ બનાવે છે. મહોત્સવની કંકોત્રી લખાય તેમ મુનિ પણ મૃત્યુ મહોત્સવની કંકોત્રી લખે છે.

મુનિ કહે છે– "મેં દીક્ષા લીધી તે દિવસથી મૃત્યુ છે. મહોત્સવની કંકોત્રી લખાઈ હતી હું મૃત્યુરૂપ અતિથિના સ્વાગત માટે તૈયાર થઇને બેઠો હતો. મારો અંતિમ સમય ખૂબ ઉજ્જવળ છે. આવા મુનિને ક્યાંય હાય નથી. સર્વત્ર હાશ છે. બિમારીના બિછાને આકાશના તારા ગણવા જેવી મુનિની વિવશદશા હોતી નથી. વિરાધના તેને ભરખી ગઈ હોતી નથી. કારણ, તેનો આરાધનાનો કાર્યક્રમ ખૂબ વિશાળ હતો. ગુરુ-કૃપાએ સમયે સમયનો સદુપયોગ કર્યો છે. તન થાકયું છે–કદાચ વચન થાકયું હશે. પણ, મન હજીય સંયમયાત્રાની કઠોરતાથી થાકયું નથી. મન તો અત્યારે ય મોક્ષમાં મહાલે છે. કાળ અરૂપી દ્રવ્ય છે. અજીવ તત્ત્વ છે. પણ પુદ્ગલ ઉપર તેની સ્પષ્ટ અસર થાય છે. આ કાળના ધર્મે મારા દેહના ડુંગરાને જરૂર હલાવ્યો છે. પણ મારું મન તો મેરુ જેવું નિશ્ચલ છે. કાળની કોઈ તાકાત કે મારા આત્મરાજ ઉપર અસર કરે? મૃત્યુનું સ્વાગત કરવા તત્પર છું. મૃત્યુને કહીશ "લે, ભાઈ! લે. તારું સ્નેહી તો આ શરીર છે. તારી કાલ વિદ્યાથી દેહ જર્જરીત થયો છે. મારો આત્મા નહિ....

હે મૃત્યુ ! તું જેમ નજદીક આવે છે તેમ મારો આત્મા ખૂબ સજાગ-સાવધ બનીને લલકારે છે....

**"ગિરિરાજનું શરણ હો..આદિપ્રભુ સ્મરણ હો.. પંડિત હમ મરણ હો...'** લઈજા....તારી વિદ્યાથી જેના ઉપર અસર થઈ છે એવા શરીરને ! ! મારે તો કાલંજયી બનવું છે. મારા ગુરુએ મને ધર્મામૃતના પાન કરાવ્યા છે. મારા ગુરુના ધર્મામૃતના પાન મને સાદિ અનાદિ સ્થિતિ પ્રાપ્ત કરાવશે. મૃત્યુ, તું મારે આંગણે આવે છે ત્યારે મારાથી હસી જવાય છે.

ભાઈ મૃત્યુ ! તું મારું દુશ્મન ? મારું પ્રતિસ્પર્ધી ? ના....ના તું તો ભવ્ય મિત્ર.. .તું તો અનુપમ મિત્ર....તારા આગમનના સાચા એંધાણ મને બરાબર મળી ગયા. તે દિવસથી મારા જીવનની વ્યર્થ પળો સાર્થક બની ગઈ છે. સાચે તેં મને આરાધનાનો અવસર આપ્યો. મારા મનને સકષાય અવસ્થામાં પણ નિષ્કષાય જેવું બનાવી દીધું....મારા મનના રાગને તેં છદ્મસ્થ અવસ્થામાં હરાવી દીધો. સરાગી છતાં હું વીતરાગી સમો બની ગયો. તારા આગમનના આછેરા ભણકારે પણ હવે કોઈ શત્રુ રહ્યો જ નથી. પહેલાં હું આરાધના કરતો ત્યારે તન જ સાથ આપતું હતું. હવે કદાચ તનનો સાથ ઓછો મળે છે. પણ મન તો સદા આરાધનામાં લીન રહે છે. સ્વાધ્યાયથી નિવૃત થાઉં છું ત્યારે જાપ કરું છું. જાપ પૂર્ણ થાય ત્યારે ધ્યાન કરું છું. ધ્યાન કર્યા બાદ દેહનો સાક્ષી બની મૂકભાવે જગત અને કાયાના સ્વભાવની અનુપ્રેક્ષા કરું છું.

મિત્ર મૃત્યુ ! તેં શું મારું બગાડયું છે ? સાચે તું મારો ઉપકારક છે ! તેં મને કર્મ નિર્જરાનો અનુપમ અવસર આપ્યો. તારા સમાગમે કર્મક્ષયની પળો મને નજદીક દેખાય છે. હું મૃત્યુને દૂર કરવા–હડસેલવા ક્યારે પણ

પ્રયત્ન નહિ કરું. પણ,..વિચારીશ કે-"મૃત્યું તું કેમ આવ્યું? આયુષ્ય કર્મ છે માટે ને ! આયુષ્ય કર્મે મારો પીછો કેમ પકડયો ? કર્મ છે માટે ને ! બસ, મૃત્યુ તારી સાથે હવે દાવપેચ ખેલીશ. એક જ મૃત્યુ નિવારણના ઉપાય માટે ફાંફા નહિ મારું પણ, મૃત્યુની કતારને હટાવીને જ રહીશ. બસ...હું તો હવે કર્મ નિર્જરા માટે-કર્મક્ષય માટે ઉદ્યત થયો છું. જેમ મૃત્યુ એ કાળનો પર્યાય-કાળનો ધર્મ તેમ ગ્લાનાવસ્થા-બિમારી પણ અશાતા-વેદનીય કર્મનો ઉદય ને ? અશાતા વેદનીય કર્મની સ્થિતિ કેમ ? કાળ છે તો ને !

**રે કાલ ! "હું તારો નાશ ન કરી શકું પણ એવો અવશ્ય બની શકું, મારા પર કાળનો ધર્મ ક્યારેય અસર ન કરે."**

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવના સહારે જ કર્મ ઉદય પામે. આ કર્મના ક્ષય માટે તત્પર બનીશ...આવી ઉદ્‌ઘોષણા કરી હતી વૈભારગિરિના શિખર ઉપરથી શાલિભદ્રજી અને ધન્નાજીએ. સ્વીકાર્યા હતા તે બંનેય મહાત્માએ અણગારના મહાન વ્રત...હારી ગયો હતો બિચારો કાલ...પરિણામે મુનિ સાદિ અનંત સ્થિતિ પ્રાપ્ત કરી કૃત-કૃત્ય બની ગયા.

શ્રી આચારાંગ 'કાલપરિઆયે' એ સૂત્રના શબ્દો દ્વારા કહે છે-મુનિ રોગવસ્થાને પણ કર્મ નિર્જરાનો અવસર બનાવી દે. રોગમાં કોણ સમાધિ-સમતા રાખી શકે ? જે સહિષ્ણુ અને ધીર હોય તે,..ધીરતા અને સહિષ્ણુતા રોગાવસ્થામાં ખૂબ જરૂરી ગુણ...**ધીરતા અને સહિષ્ણુતાના સહારે અશાતા વેદનીય કર્મ ન બંધાય.**

આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થાય, પણ ધર્મધ્યાન અને શુક્લધ્યાનનું આલંબન લેવાય. શુભધ્યાન આત્માને પ્રશ્ન કરે- "શરીર છે માટે રોગ થાય ને ! તારો ખરો ગુણ શું ?

અવ્યાબાધસ્થિતિ. તને રોગ કેમ ? શરીર છે માટે...શરીર છે તો રોગ રહે. પણ વ્યાકૂળતા કેમ ? મોહનીય કર્મ છે માટે, બસ તો તું મોહનીયકર્મના ક્ષય માટે ભાવના ઔષધિને ગ્રહણ કર...૧૨ ભાવના ઔષધિના આસેવનથી મોહનીયકર્મ દૂર હટે...ચિત્તનું અસ્થૈર્ય હટે.. ચિત્ત સ્થિરતા પ્રગટે... ચિત્તની એકાગ્રતાથી ધ્યાન થાય.... અને ધ્યાન દ્વારા તો નિકાચિત કર્મ પણ ક્ષય પામે. આમ, મુની રોગાવસ્થાને પણ કર્મના અંતની અવસ્થા બનાવે....

વત્સ ! તને થશે મને વારંવાર આગમના સ્વાધ્યાય માટે કેમ પ્રેરણા કરો છો?

- 卐 આગમના સ્વાધ્યાયથી આત્મા સાથે સીધી વાત થાય.
- 卐 આગમના સ્વાધ્યાયથી મોક્ષનો રાજમાર્ગ પ્રાપ્ત થાય.
- 卐 આગમના સ્વાધ્યાય વગર ક્યાંય કર્મક્ષયના ઉપાય ના મળે.
- 卐 આગમના સ્વાધ્યાય વગર આત્માનો ઉદ્ધાર ન થાય.
- 卐 આગમની પંક્તિ-પંક્તિ ઉપર ચિંતન કર— આગમનો સ્વાધ્યાય કેવળજ્ઞાનના દરવાજે ટકોરા મારી શકે છે.
- 卐 આગમના સ્વાધ્યાયથી કર્મનો અદ્‌ભુત ક્ષયો-પશમ થાય છે.

આગમના જ્ઞાન-વાંચન-સ્વાધ્યાય ચિંતન-નિદિધ્યાસન વગર બીજા બધા ફાંફા—તારો સમય વેડફાશે. તારું મગજ ગંદુ બનશે અને મળશે શું ? કહું ? સાંભળતાં છાતી ગભરાઈ જશે.

પ્રયત્ન નહિ કરું. પણ,..વિચારીશ કે-"મૃત્યું તું કેમ આવ્યું? આયુષ્ય કર્મ છે માટે ને! આયુષ્ય કર્મે મારો પીછો કેમ પકડયો? કર્મ છે માટે ને! બસ, મૃત્યુ તારી સાથે હવે દાવપેચ ખેલીશ. એક જ મૃત્યુ નિવારણના ઉપાય માટે ફાંફા નહિ મારું પણ, મૃત્યુની કતારને હટાવીને જ રહીશ. બસ...હું તો હવે કર્મ નિર્જરા માટે-કર્મક્ષય માટે ઉદ્યત થયો છું. જેમ મૃત્યુ એ કાળનો પર્યાય-કાળનો ધર્મ તેમ ગ્લાનાવસ્થા-બિમારી પણ અશાતા-વેદનીય કર્મનો ઉદય ને? અશાતા વેદનીય કર્મની સ્થિતિ કેમ? કાળ છે તો ને!

રે કાલ! "**હું તારો નાશ ન કરી શકું પણ એવો અવશ્ય બની શકું, મારા પર કાળનો ધર્મ કયારે ય અસર ન કરે.**"

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવના સહારે જ કર્મ ઉદય પામે. આ કર્મના ક્ષય માટે તત્પર બનીશ...આવી ઉદ્‌ઘોષણા કરી હતી વૈભારગિરિના શિખર ઉપરથી શાલિભદ્રજી અને ધન્નાજીએ. સ્વીકાર્યા હતા તે બંનેય મહાત્માએ અણગારના મહાન વ્રત...હારી ગયો હતો બિચારો કાલ...પરિણામે મુનિ સાદિ અનંત સ્થિતિ પ્રાપ્ત કરી કૃત-કૃત્ય બની ગયા.

શ્રી આચારાંગ 'કાલપરિઆયે' એ સૂત્રના શબ્દો દ્વારા કહે છે-મુનિ રોગવસ્થાને પણ કર્મ નિર્જરાનો અવસર બનાવી દે. રોગમાં કોણ સમાધિ-સમતા રાખી શકે? જે સહિષ્ણુ અને ધીર હોય તે,..ધીરતાં અને સહિષ્ણુતા રોગાવસ્થામાં ખૂબ જરૂરી ગુણ...**ધીરતા અને સહિષ્ણુતાના સહારે અશાતા વેદનીય કર્મ ન બંધાય.**

આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થાય, પણ ધર્મધ્યાન અને શુકલધ્યાનનું આલંબન લેવાય. શુભધ્યાન આત્માને પ્રશ્ન કરે-"શરીર છે માટે રોગ થાય ને! તારો ખરો ગુણ શું?

અવ્યાબાધસ્થિતિ. તને રોગ કેમ ? શરીર છે માટે...શરીર છે તો રોગ રહે. પણ વ્યાકૂળતા કેમ ? મોહનીય કર્મ છે માટે, બસ તો તું મોહનીયકર્મના ક્ષય માટે ભાવના ઔષધિને ગ્રહણ કર...૧૨ ભાવના ઔષધિના આસેવનથી મોહનીયકર્મ દૂર હટે...ચિત્તનું અસ્થૈર્ય હટે.. ચિત્ત સ્થિરતા પ્રગટે... ચિત્તની એકાગ્રતાથી ધ્યાન થાય.... અને ધ્યાન દ્વારા તો નિકાચિત કર્મ પણ ક્ષય પામે. આમ, મુની રોગાવસ્થાને પણ કર્મના અંતની અવસ્થા બનાવે....

વત્સ ! તને થશે મને વારંવાર આગમના સ્વાધ્યાય માટે કેમ પ્રેરણા કરો છો?

- 卐 આગમના સ્વાધ્યાયથી આત્મા સાથે સીધી વાત થાય.
- 卐 આગમના સ્વાધ્યાયથી મોક્ષનો રાજમાર્ગ પ્રાપ્ત થાય.
- 卐 આગમના સ્વાધ્યાય વગર ક્યાંય કર્મક્ષયના ઉપાય ના મળે.
- 卐 આગમના સ્વાધ્યાય વગર આત્માનો ઉદ્ધાર ન થાય.
- 卐 આગમની પંક્તિ-પંક્તિ ઉપર ચિંતન કર— આગમનો સ્વાધ્યાય કેવળજ્ઞાનના દરવાજે ટકોરા મારી શકે છે.
- 卐 આગમના સ્વાધ્યાયથી કર્મનો અદ્ભુત ક્ષયોપશમ થાય છે.

આગમના જ્ઞાન-વાંચન-સ્વાધ્યાય ચિંતન-નિદિધ્યાસન વગર બીજા બધા ફાંફા—તારો સમય વેડફાશે. તારું મગજ ગંદુ બનશે અને મળશે શું ? કહું ? સાંભળતાં છાતી ગભરાઈ જશે.

તીર્થંકર, ગણધર, મહાન આચાર્ય ભગવંતની અવજ્ઞા-આશાતના.

તારે તો મૃત્યુ આવે ત્યારે મુક્ત ભાવે ગાવાનું છે.

**આવો મૃત્યુ મહારાજા !**

**'અબ હમ અમર ભયે હૈ.'**

આવો ! હું તમારો સત્કાર કરું છું. તમે પણ મારા કર્મક્ષયના મહાયજ્ઞમાં સહાયક થયા છો. મારા કર્મની નિર્જરામાં તમે ય મને મદદ કરી છે.

મૃત્યુ મહારાજા ! તમને પણ નમસ્કાર–પ્રણામ ! !

સુશિષ્ય ! શ્રી આચારાંગ સૂત્રના ટીકાકાર શીલાંકાચાર્ય મ. પણ મહા ગંભીર છે. તેઓ 'કાલ પરિયાયે' નો અર્થ કરે છે. "નિષ્પાદિત શિષ્યસ્ય"

સાચે જે શિષ્ય બનેલ છે તેને શિષ્ય હોય એટલે એક મોક્ષાર્થીને તેણે તૈયાર કરેલ હોય. જો, હું એક મોક્ષાર્થી તૈયાર ન કરું તો મારા ગુરુદેવના ગુરુ ઋણમાંથી મુક્ત ના બનું. ગુરુએ મને સંઘનો, શ્રુતનો, શાસન પરંપરાનો વાહક સમજી જ્ઞાન આપેલ. મારા ગુરુદેવની જ્ઞાન સંપત્તિને મૃત્યુ પહેલાં મારે કોઇકને સોંપવી જોઈએ. અંતિમ અવસ્થા સમયે સમાધિનિષ્ઠ સાધુ પોતાના શિષ્ય પરિવારને જોઇ એક અમી-ભરી દૃષ્ટિ વહાવે છે. મારા કરતાં ય સવાયા શાસનના ગૌરવ કરનારા મારા શિષ્યો છે.

આ પ્રસંગે સહજ યાદ આવે છે. 'અમારા દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ. સા. નો મૃત્યુ મહોત્સવ.'

અંતિમ કાલના એક–એકમહિના પૂર્વથી નમસ્કાર મહામંત્રની ધવલ મંગલ ધૂન સતત ચાલતી હતી. પૂ. ગુરુદેવ પરલોકનું પાથેય ધઈ તૈયાર થઈ ગયા હતા. જીવન યાત્રાનો અંતિમ દિન હતો. સૌ શિષ્ય ઉભા હતાં ત્યાં મેઘ

ગંભિર ધ્વનિએ દાદા ગુરુદેવ પ્રકાશ્યા–"આ ચોર છે." સૌ પૂછે કોણ ! "વિકુ" કોણ વિકુ ? 'આ વિક્રમવિજય' શું ચોરી કરી ? મારી બધી વિજ્જા (વિદ્યા) વિક્રમવિજયે ચોરી લીધી. એ અંતિમ દિવ્ય નયન દાદા ગુરુદેવના જેણે નિહાળ્યા હોય તે ધન્ય બની ગયા.

ધન્ય ગુરુદેવના ધન્ય શિષ્ય ! ! !

અમારા સૌના તારક પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ. સા.

પૂ. દાદા ગુરુદેવ અંતીમ વાત દ્વારા ફરમાવી રહેલ કાલનો પર્યાય–કાલનો ધર્મ મૃત્યુ આવ્યું છે. મેં કર્મ નિર્જરામાં સહાયક શિષ્ય તૈયાર કર્યો છે. મને કર્મક્ષયમાં મારો શિષ્ય મદદગાર બનશે. પૂ. દાદા ગુરુદેવે કાલનું ભેટણું મૃત્યુને સ્વીકારી સિદ્ધિની યાત્રાની મંગલ સફર માટે આગેકૂચ કરી. પણ તેઓશ્રીને સંપૂર્ણ સંતોષ હતો કે તેઓ નિષ્પાદીત શિષ્ય હતા. ખુદના ગુરુવરના ઋણને પોતાનો સુશિષ્ય શાસનને સમર્પિત કરી કૃતાર્થ થયા હતા.

ગુરુદેવ ! આજે આંખો માઝા મૂકે છે. અશ્રુના સાગર ઉભરાય છે આશાતના–અવજ્ઞાના પાપ પશ્ચાતાપના ઊના આંસુ વગર ધોવાશે નહી પણ આપ તો તારક જ છો. ઉદ્ધારક છો આપણા ચરણે અશ્રુના અભિષેક પૂર્વક એક જ પ્રાર્થના કરીએ અમારું આ મૃત્યુ સંપૂર્ણ કર્મક્ષયનું કારણ ન બને તો કંઈ નહિ પણ...સમાધિ મૃત્યુ બને એવું વરદાન આપો. આપ ગુરુદેવના અમે સમાધિમાં સહાયક બનીએ એ વાત તો દૂર રહો પણ આજે એક વરદાન તો લઈને જ વિદાય થઈશું.

આપ અમારા મારા સમાધિના સહાયક બનો. સમાધિ મૃત્યુ માટે મને નવકારમંત્ર શ્રવણ કરાવવાનું વરદાન આપો.

આપની નિશ્રામાં અસમાધિ દૂર હટી જાય.....આપની ઉપસ્થિતિ હોવા માત્રથી પણ સમાધિને આવવું જ પડે.

બસ.....આપો.....મારી જીદ કહો તો જીદ પણ.....

છે અંતરના સાચાં અરમાન.....

આપો સમાધિનું વરદાન.....

જૈનં જયતિ શાસનમ્

## श्रीमती भगवती पद्मावती माता स्तुति

भक्तानां देहि सिद्धिं,
मम सकलमघं देवि । दूरी कुरु त्वम्,
सर्वेषां धार्मिकाणाम्
सतत् नियमितं वांछितं पूरयस्व ॥१॥
संसाराब्धौ निमग्नं प्रगुणगणयुतम्,
जीवराशिं च त्राहि,
श्रीमत् जैनेन्द्र धर्मं प्रगटय विमलं,
देवि ! पद्मावत्ति ! त्वं ॥२॥

